

મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

સત્તાવાર આવૃત્તિ.

# મહાત્મા ગાંધીની વિચારસૃષ્ટિ.

( એમનાં લેખો અને ભાષણોનો સંગ્રહ. )



**शठं प्रत्यपि सत्यम् ।**

ગાંધીજી.



ભાષાંતરકર્તા તથા પ્રકાશકઃ

**મથુરાદાસ ત્રીકમજી.**



૨૪૭, બજાર ગેટ સ્ટ્રીટ, કોટ,

મુંબઈ.



વૈશાખઃ ૧૯૭૫.



કિંમતઃ રૂ. ૨-૧૨-૦

ગૂજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

પાણી આપે ને પાય, ભલું ભોજન તો દીજે;
આવી નમાવે શીશ, દંડવત કોડે કીજે.
આપણ ઘાસે દામ, કામ મોહોરોનું કરીએ;
આપ ઉગારે પ્રાણ, તે તણા દુઃખમાં મરીએ.
ગુણ કેડે તો ગુણ દશ ગણો, મન વાચા કર્મે કહી;
અવગુણ કેડે જે ગુણ કરે, તે જગમાં જીત્યો સહી.

**સામળભટ્ટ.**

"મારાં બાલ્યથી મારા ઉપર આ કડીઓની ઘણી અસર થઈ હતી અને તે પ્રમાણે વર્તવાને હું પ્રયત્ન કરતો હતો."—**ગાંધીજી.**

# પ્રકાશકના બે બોલ.

મહાત્મા ગાંધીના લેખો અને ભાષણોનો આ સંગ્રહ તૈયાર કરવાનો નિશ્ચય જ્યારથી કરવામાં આવ્યો ત્યારથી એવી અભિલાષા રખાઈ હતી કે આ પુસ્તકના ઉપોદ્ઘાત રૂપે એમને સમજી શકે એવા કોઈ એક સમર્થ વિદ્વાન પાસે એમના આદર્શો અને સિદ્ધાંતોનું દિગ્દર્શન કરાવતો એક નિબંધ લખાવીને મૂકવો. આ ઉદ્દેશથી સમસ્ત ગુજરાતના સાક્ષરશિરોમણિ પ્રોફેસર આનંદશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલ. એલ. બી. ને એવો એક નિબંધ લખી આપવાની વિજ્ઞપ્તિ કરવામાં આવી હતી. તેઓએ તે સ્વીકારી હતી, અને "સત્યનિષ્ઠ મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતો અને એના તત્વોનો થોડોક વિચાર" એ વિષય લઈ એમણે લખવા ધાર્યું હતું. પરંતુ તે કાર્ય આરંભી શકે તે પહેલાં તો દૈવયોગે એમને ગંભીર માંદગી લાગુ પડી. જો કે હવે સુદૈવે એમની તબીયત ઠીક રીતે સુધરતી જાય છે, તોય તેઓ પ્રબંધ રચી શકે એવી સ્થિતિમાં નથી. એટલે, આ વખતે તો પ્રકાશકની અભિલાષા સફળ થઈ શકી નથી.

. . . . .

જગતના જે મહાપુરૂષો ગાંધીજીના વિચારોમાં અને જીવનમાં ભારે પરિવર્તન કરવામાં નિમિત્તભૂત બન્યા છે તેઓના ચિત્રો આ સંગ્રહમાં મૂકયા છે. એમના પૂજ્ય માતુશ્રી અને રામભક્ત તુલસીદાસજીના પણ એઓ બહુ ઋણી છે. પરંતુ તેઓના ચિત્રો મળી શકયા નથી.

. . . . .

ગાંધીજીના સિદ્ધાંતો અને આદર્શો સમજવામાં આધારભૂત બને એવા જ એમના લેખો અને ભાષણો આ સંગ્રહમાં લીધા છે.

. . . . .

મુખપૃષ્ઠ ઉપર ગાંધીજીનું પ્રિયવચન शठं प्रत्यपि सत्यम् મૂક્યું છે. આ વચન આ પુસ્તકમાં ક્યાંય આવતું નથી. પરંતુ તેઓએ વાતચીતમાં અને ચર્ચા કરતાં તેનો ઉપયોગ ઘણીએ વાર કર્યો છે; અને તેની મહત્તા અનેકવાર બતાવી આપી છે. પોતાના વ્યવહારમાં તેઓ તેનો સતત ઉપયોગ કરતા રહ્યા છે; અને તેમ કરી शठं प्रति शाठ्यम् એ સૂત્ર સર્વથા ત્યાજ્ય છે એમ તેઓએ સૂચવ્યું છે, અને આ પ્રચલિતસૂત્ર ધાર્મિક નથી, પણ કેવળ વ્યવહારિક વચન છે એમ પણ એમણે ઘણી વખત બતાવ્યું છે. એમનું જીવન એમનાં પ્રિયસૂત્રનું પ્રતિબિંબ છે. જેમ એમના-જૂદા જૂદા વિષયો ઉપરના લેખો અને ભાષણો વાચતાં અને વિચારતાં સહેજે જણાઈ આવે છે કે તેમાં જણાવેલા વિચારોની આસપાસ સત્ય, અહિંસા અને સ્વદેશીભાવનાનું એટલે કે ધાર્મિક વાતાવરણ વ્યાપી રહ્યું છે, અને તે વાતાવરણથી તે વિચાર પૂનિત થયા છે, તેમ આ સૂત્રનો વિચાર કરતાં એમનાં જીવનની ધર્મમયતા નજરે તરી આવે છે.

. . . . .

સંવતઃ ૧૯૭૫,<br>વૈશાખ શુદ ૨.

પ્રકાશક.

# વિષયાનુક્રમણિકા.




| વિષય. | પાનું. |
|---|---|
| સત્યાગ્રહપ્રકરણ: | ૧ |
| સત્યાગ્રહ. ... ... ... ... ... | ૩ |
| ઇતિહાસ અને સત્યાગ્રહ. ... ... ... ... | ૭ |
| કાયદો અને સત્યાગ્રહ. ... ... ... ... | ૯ |
| સત્યાગ્રહમીમાંસા. ... ... ... ... | ૧૨ |
| § સત્યાગ્રહનો સિદ્ધાંત અને તેનો ઉપયોગ. ... ... | ૨૨ |
| નૈતિક પ્રકરણ: | ૨૭ |
| § અહિંસા. ... ... ... ... ... | ૨૯ |
| § સ્વદેશીભાવના. ... ... ... ... | ૩૪ |
| § સત્યાગ્રહાશ્રમ. ... ... ... ... | ૪૪ |
| રાજકીય પ્રકરણ: | ૫૯ |
| § બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિ વફાદારી. ... ... ... | ૬૧ |
| § સરકારી હુકમનો અનાદર. ... ... ... | ૬૨ |
| § દિલ્હી યુદ્ધ પરિષદ: નામદાર વાઇસરૉયને પત્ર. ... | ૬૪ |
| § લૉર્ડ વિલિંગ્ડન અને ‘ હૉમ રૂલ લીગરો ’. ... ... | ૬૯ |
| § રાજકીય સુધારાની યોજના. ... ... ... | ૭૮ |
| પહેલી ગુજરાત રાજકીય પરિષદ. ... ... ... | ૮૩ |
| † હિંદુ–મુસલમાનને બે બોલ. ... ... ... | ૧૦૬ |
| હિંદ અને ઈંગ્લાંડ. ... ... ... ... | ૧૧૨ |
| લશ્કરમાં ભરતી: પત્રિકા ૧. ... ... ... | ૧૧૭ |
| લશ્કરમાં ભરતી: પત્રિકા ૨. ... ... ... | ૧૨૩ |
| આર્થિક પ્રકરણ: | ૧૨૯ |
| § આર્થિક પ્રગતિ કે નૈતિક પ્રગતિ. ... ... ... | ૧૩૧ |
| § સહકારિતાનો નૈતિક આધાર: આરંભના બે બોલ. ... | ૧૪૧ |
| § સહકારિતાનો નૈતિક આધાર: નિબંધ. ... ... | ૧૪૪ |
| અમદાવાદના મિલ માલિકો અને મજુરો: પત્રિકા. ... | ૧૫૩ |

| વિષય. | પાનું. |
|---|---|
| સામાજીક પ્રકરણઃ ... ... ... ... ... | ૧૮૭ |
| § અખીલ ભારત સમાજ સેવક પરિષદ. ... ... | ૧૮૯ |
| * હિંદુ જાતિભેદ. ... ... ... ... | ૨૦૦ |
| શિક્ષિત સ્ત્રીઓને બે બોલ.... ... ... ... | ૨૦૪ |
| ભગિની સમાજનું બીજું વાર્ષિક સંમેલન. ... ... | ૨૦૭ |
| અંત્યજો. ... ... ... ... ... | ૨૧૭ |
| અનાથ આશ્રમ. ... ... ... ... ... | ૨૨૧ |
| આગગાડીના મુસાફરો. ... ... ... ... | ૨૨૬ |
| ગૌરક્ષાઃ ૧. ... ... ... ... ... | ૨૩૦ |
| ગૌરક્ષાઃ ૨. ... ... ... ... ... | ૨૩૨ |
| વર્તમાનપત્રો. ... ... ... ... ... | ૨૩૬ |
| § અર્વાચીન સંસ્કૃતિ અને હિંદ. ... ... ... | ૨૪૦ |
| શિક્ષણ પ્રકરણઃ ... ... ... ... ... | ૨૪૫ |
| § માતૃભાષા. ... ... ... ... ... | ૨૪૭ |
| આધુનિક કેળવણી. ... ... ... ... | ૨૫૦ |
| બીજી ગુજરાત કેળવણી પરિષદ. ... ... ... | ૨૫૫ |
| † હિંદી સાહિત્ય સંમેલન. ... ... ... ... | ૨૮૯ |
| § વિદ્યાર્થીઓને બોધ. ... ... ... ... | ૨૯૫ |
| § ગુરૂકુળ. ... ... ... ... ... | ૩૦૦ |
| † બિહારી છાત્રસંમેલન. ... ... ... ... | ૩૦૮ |
| § હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપના. ... ... ... | ૩૨૧ |
| § હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપનાઃ તે સમયે બનેલા બનાવનો ખુલાસો. ... ... | ૩૩૧ |
| પ્રકીર્ણઃ ... ... ... ... ... ... | ૩૩૫ |
| ગોખલેજીનો જીવનસંદેશ. ... ... ... ... | ૩૩૭ |
| ગોખલેજી અને તેમનો મહામંત્ર. ... ... ... | ૩૪૫ |
| § દક્ષિણ આફ્રિકાના હિંદીઓનો સત્યાગ્રહ. ... ... | ૩૫૧ |
| ખેડાના ખેડુતોનો સત્યાગ્રહ. ... ... ... | ૩૫૪ |

| વિષય. | પાનું. |
| --- | --- |
| નીતિધર્મ અથવા ધર્મનીતિ. ... ... ... ... | ૩૬૧ |
| પરિશિષ્ટઃ ... ... ... ... ... ... | ૩૮૫ |
| રોલેટ બિલો સામે સત્યાગ્રહ. ... ... ... | ૩૮૭ |
| સ્વદેશીવ્રતઃ ૧. ... ... ... ... ... | ૩૯૦ |
| સ્વદેશીવ્રતઃ ૨. ... ... ... ... ... | ૩૯૪ |
| હિંદુ–મુસલમાન ઐક્યવ્રત. ... ... ... | ૩૯૮ |
| § "મારા દેશબંધુઓ પ્રત્યે." ... ... ... | ૪૦૨ |
| ખુનામરકી અને સત્યાગ્રહ. ... ... ... | ૪૦૫ |
| સત્યાગ્રહ શું છે? ... ... ... ... | ૪૧૧ |


§ આ ભાષણો અને લેખો અંગ્રેજીમાંથી ભાષાંતર છે.

† આ ભાષણો હિંદીમાંથી ભાષાંતર છે.

* આ લેખ મરાઠીમાંથી ભાષાંતર છે.

# ચિત્રો.


| ચિત્ર. | પાનું. |
|---|---|
| મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. ... ... ... | મુખપૃષ્ઠ. |
| તત્વજ્ઞાની રાયચંદ કવિ. ... ... ... ... | ૩૦ |
| મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. ... ... ... | ૪૮ |
| પ્રેમમૂર્તિ જીસસ ક્રાઇસ્ટ. ... ... ... ... | ૧૩૫ |
| સાધુચરિત જોન રસકિન. ... ... ... ... | ૧૫૨ |
| રશીયન મહાત્મા લ્યો ટૉલ્સટૉય. ... ... ... | ૧૭૬ |
| મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી. ... ... ... | ૨૪૦ |
| ગાંધીજીના ધર્મપત્નીઃ શ્રીમતી કસ્તુર બા. ... ... | ૨૮૪ |
| ગાંધીજીના હસ્તાક્ષરઃ એક પત્ર. ... ... ... | ૩૧૨ |
| ધર્માત્મા ગોપાલ કૃષ્ણ ગોખલે. ... ... ... | ૩૩૭ |
| અમેરિકન સત્યાગ્રહી થૉરો. ... ... ... ... | ૩૮૮ |

# સત્યાગ્રહ.*

અંગ્રેજી શબ્દ 'passive resistance' (પેસિવ રિઝીસ્ટન્સ) એ, જે શક્તિ વિષે હું લખવા ધારૂં છું તેને સૂચવનારો શબ્દ નથી; પણ તેને સત્યાગ્રહ શબ્દ બરાબર લાગુ પડે છે. સત્યાગ્રહ એ આત્માનું બળ છે, અને તે હથિયાર કે જડ બળનો વિરોધી છે. એ કેવળ ધાર્મિક સાધન છે, એટલે ધાર્મિક વૃત્તિના માણસોથી જ તેનો જ્ઞાનપૂર્વક ઉપયોગ થઈ શકે. પ્રહ્લાદજી, મીરાંબાઈ, વિગેરે સત્યાગ્રહી હતાં. મોરોકોની લડાઈ વેળા ત્યાંના અરબોની ઉપર ફ્રેંચોની તોપનો મારો ચાલતો હતો. અરબો પોતાની માન્યતા પ્રમાણે કેવળ ધર્મને સારૂ લડતા હતા. તેઓ મરણીયા થયા, અને 'યા અલ્લાહ' નો પોકાર કરી તોપની તરફ ધસ્યા. આમાં મારવાને અવકાશ જ ન હતો. આ અરબોની ઉપર તોપ ચલાવવાની ફ્રેંચ તોપચીઓએ ના પાડી, ને તેઓ પોતાની ટોપીઓ હવામાં ઉરાડીને હર્ષના પોકાર કરતાં આ વીર અરબોની સાથે ભેટયા. આ સત્યાગ્રહનો અને તેના જયનો દાખલો છે. અરબો જ્ઞાનપૂર્વક સત્યાગ્રહી ન હતા. તેઓ પોતાના આવેશમાં મરણની ભેટ કરવા તૈયાર થયા. પણ તેઓમાં પ્રેમભાવ ન હતો. સત્યાગ્રહી દ્વેષ નથી કરતો. તે રોષમાં મરણને વશ નથી થતો, અને પોતાની દુઃખ સહન કરવાની શક્તિથી શત્રુ કે જુલમગારને તાબે નથી થતો. એટલે સત્યાગ્રહીમાં વીરતા, ક્ષમા, અને દયા હોવાં જોઈએ. ઈમામ હુસેન અને તેમના સાથીઓને અન્યાય જણાયો. તેને વશ

* ૧૯૧૭ ના જુન માસમાં મિસિસ બિસાંટ અને તેના સાથીઓના નજર કેદ થવાના પ્રસંગે આ લેખ લખાયો હતો.

થવાનું કહેવામાં આવ્યું ત્યારે તેમણે ઈનકાર કર્યો. તે વેળા તેઓ જાણતા હતા કે તેમને ભાગે મરણ જ છે. પણ જો તેઓ અન્યાયને વશ થાય તો તેમના પુરૂષાર્થને ઝાંખપ લાગે, તેઓ ધર્મહીન થાય. આ વેળા તેઓએ મરણભેટ સ્વીકારી. ઈમામ હુસેને પોતાને સારૂ પોતાના દીકરા તથા ભત્રીજા સારૂ મરણની ભેટ અને તરસ સ્વીકાર્યાં, પણ તેઓ અન્યાયી શાસનને શરણ ન થયા. મારી માન્યતા છે કે ઈસ્લામની ઉન્નતિ ઈસ્લામની તલવારથી નથી થઈ, ઈસ્લામના ફકીરોની આહૂતિથી જ થઈ છે. તલવાર મારવામાં કાંઇ જ નથી. મારનારો પોતાની ભૂલ સમજે ત્યારે પોતે ખૂન કર્યાનું પાપ સમજી હાથ ઘસે છે. મરનારે ભૂલથી મરણ વ્હોર્યું હશે તોયે તેને જય જ છે. સત્યાગ્રહ એ અહિંસાધર્મ છે, તેથી તે સર્વદા સર્વ સ્થળે ધર્મ છે, ઇષ્ટ છે. હથિયાર બળ હિંસા છે, તેથી સર્વ ધર્મમાં નિંદાયેલ છે. હથિયાર બળના હિમાયતી પણ હથિયાર વાપરવાની બહુ હદો બાંધે છે. સત્યાગ્રહને સીમા છે જ નહિ; અથવા છે તો તે, સત્યાગ્રહની તપશ્ચર્યાની, દુઃખ સહન કરવાની શક્તિ છે.

દેખીતું છે કે આ સત્યાગ્રહ કાયદેસર છે કે નહિ એવા પ્રશ્નનો જવાબ ત્રાહિત પુરૂષથી અપાય નહિ. તેનો જવાબ સત્યાગ્રહી જ દઈ શકે. તટસ્થ માણસો સત્યાગ્રહનો આરંભ થયે તેની પરીક્ષા કરી શકે છે. સત્યાગ્રહીને દુનિયાની અપ્રસન્નતા રોકી શકતી નથી. સત્યાગ્રહનો આરંભ ગણિતના નિયમ ઉપર આધાર નથી રાખતો. હારજીતના પાસા નાંખી જીતનો પાસો પડે ત્યારે જ સત્યાગ્રહ કરાય એમ માનનાર ભલે રાજ્યનીતિ-કુશળ હો, વિચારવંત હો, પણ તે સત્યાગ્રહી નથી. સત્યાગ્રહી સહેજે કામ કરે છે.

સત્યાગ્રહ અને શસ્ત્રક્રિયા બંને અનાદિ છે. બંનેની પ્રશંસા પ્રચલિત ધર્મશાસ્ત્રોમાં જોવામાં આવે છે. આ દૈવી અને આસુરી સંપત્નાં સ્વરૂપ છે. આપણી માન્યતા છે કે હિંદમાં અગાઉ

દૈવી સંપત્ પ્રધાન હતી. હજી પણ આપણો આદર્શ એ જ છે. આસુરી સંપત્નાં પ્રાધાન્યનો સચોટ નમુનો યૂરોપ આપી રહ્યું છે.

બંને બળ, દુર્બળતા—જેને આપણે તોછડા પણ વધારે અસરકારક શબ્દ ‘બાયલાપણા’ થી ઓળખીએ છીએ—તેના કરતાં ઈષ્ટ છે. બેમાંથી એકે વિના સ્વરાજનો કે લોકોની જાગૃતિનો સંભવ નથી. ક્રિયા વિના મળેલું ‘સ્વરાજ’ સ્વરાજ નહિ હોય. લોકોની ઉપર એવા સ્વરાજની અસર કંઈ જ ન થઇ શકે. પોતાનું બળ અનુભવ્યા વિના કદી જાગૃતિ થવાની જ નથી. આગેવાન ગમે તે કહે, સરકાર ગમે તેમ મથે, છતાં જો તેઓ અને આપણે બધા સત્યાગ્રહને પ્રધાન પદ ન આપીએ તો શસ્ત્રક્રિયાનું જોર તેની મેળે જ વધશે. શસ્ત્રક્રિયા તો ઘાસની પેઠે છે. તે તો ગમે તેમ ભૂમિમાં સ્વેચ્છાએ ઉગે છે. સત્યાગ્રહરૂપી પાકને સારૂ પ્રયત્નની સાહસરૂપી ખાતરની જરૂર છે. ને વાવેલો પાક જેમ ઘાસને છાંટી ન કાઢીએ તો ઘાસમાં જ દબાઇ જાય છે તેમ જ શસ્ત્રક્રિયારૂપી ઘાસને તપશ્ચર્યાથી ભૂમિ સાફ રાખી ઉગવા ન દઇએ, અને ઉગેલાને દયાની ક્રિયાથી કાપી ન નાખીએ ત્યાં સુધી તે ઉગ્યા જ કરશે. જે યુવાનો પોતાને લગતા સરકારી જુલમથી અધીરા થયા છે, જેઓ તેથી રોષમાં આવી ગયા છે, તેઓને આપણે સત્યાગ્રહથી સમજાવી શકીએ છીએ, ને તેઓની વીરતાનો, તેઓનાં સાહસનો, તેઓની સહનશક્તિનો, આપણે સત્યાગ્રહની દૈવી સંપત્ વધારવામાં ઉપયોગ કરી શકીએ છીએ.

એટલે સત્યાગ્રહનો પ્રચાર જેમ વહેલો થાય તેમ ઇચ્છવા જેવું છે. તેથી રાજાપ્રજાને બંનેને સુખ છે. સત્યાગ્રહી સરકારને કે કોઇને હેરાન કરવા માગતો નથી, સત્યાગ્રહી અવિચારી પગલું ભરતો નથી, સત્યાગ્રહી ઉદ્ધતાઈ વાપરતો નથી; એટલે તે ‘બોયકોટ’ થી અળગો રહે છે. પણ સ્વદેશીવ્રત ધર્મ સમજી અડગ રહી હમેશાં પાળે છે. સત્યાગ્રહી કેવળ ઈશ્વરથી જ ડરે છે, તેથી બીજી સત્તા તેને ભય ઉપજાવી શકતી નથી. તે રાજાના ભયથી કરીને કર્તવ્ય છોડતો નથી.

હવે મારે લખવાની ભાગ્યે જ જરૂર છે કે વિદુષી એની બિસાન્ટબાઇ અને તેમના સહાયકોને છોડાવવામાં સત્યાગ્રહ વાપરવાની આપણી ફરજ છે. તેમનાં બધાં કે એકે કાર્યને સૌ પસંદ કરે ન કરે, એ જુદો સવાલ છે. મને તો તેમનાં કેટલાંક કાર્યો પસંદ નથી. છતાં મારા નમ્ર વિચાર પ્રમાણે તેમને દફન કરવામાં સરકારે મહાભૂલ કરી છે, ને અન્યાય થયો છે. સરકારને મન તે ભૂલ નથી એ હું જાણું છું. પ્રજા તેમનો છુટકારો ઈચ્છવામાં ભૂલ કરતી હોય એવો ભલે સંભવ હોય. સરકારે તો તેમને સૂજ્યું તે પ્રમાણે કાર્ય કર્યું છે. પ્રજા પોતાની દુભાયલી લાગણી શી રીતે બતાવી શકે? અરજીઓ વિગેરે, સહ્ય દુઃખોને સારૂ ઈલાજ છે. અસહ્ય દુઃખનો ઈલાજ સત્યાગ્રહ જ છે; એ દુઃખ અસહ્ય હશે ત્યારે જ, અને જેને અસહ્ય લાગશે તે જ, પોતાનાં તન, મન અને ધન એની બિસાન્ટબાઇને છોડાવવામાં સમર્પણ કરશે. એમ થવું એ લોકલાગણીની ભારે નિશાની છે. આ મહાત્યાગની પાસે ચક્રવર્તીની શક્તિ પણ નમી જશે એવી મારી અડગ શ્રદ્ધા છે. મોન્ટેગ્યુ સાહેબ આવે છે તેથી ભલે લોક પોતાની લાગણીને શમાવે. શમાવવી એ તેમની ન્યાયબુદ્ધિની અને સરકારનો વિશ્વાસ બતાવ્યાની નિશાની ગણાશે. પણ જો મોન્ટેગ્યુ સાહેબના આવતાં પહેલાં તે ન છુટે તો જે અદ્દભૂત શક્તિનો ખ્યાલ આપવા મેં પ્રયત્ન કર્યો છે તે ગ્રહણ કરવી એ આપણી ફરજ છે જ. એ શક્તિ વાપરીને આપણને થતાં દર્દનું શુદ્ધ માપ સરકારને બતાવીશું. આપણો ઈરાદો તેમને ચીડવવાનો નથી; તેમને હેરાન કરવાનો નથી. હું માનું છું કે સત્યાગ્રહના પ્રયોગમાં સરકારની સેવા રહેલી છે.

# ઇતિહાસ અને સત્યાગ્રહ.*

ઈતિહાસનો શબ્દાર્થ 'આમ થઈ ગયું' એ છે. એ અર્થ કરીએ તો સત્યાગ્રહનાં પુષ્કળ પ્રમાણ આપી શકાશે. જે અંગ્રેજી શબ્દનો 'ઈતિહાસ' એ તરજુમો છે, અને જે શબ્દનો અર્થ બાદશાહોની તવારીખ છે, તે અર્થ લેતાં સત્યાગ્રહનું પ્રમાણ હોઈ ન શકે. કથીરની ખાણમાં ચાંદી શોધે કેમ મળે! 'હીસ્ટરી' માં દુનિયાના કોલાહલની જ કહાણી મળશે. તેથી ગોરા લોકમાં કહેવત છે કે જે પ્રજાને 'હીસ્ટરી' (કોલાહલ) નથી તે પ્રજા સુખી છે. રાજાઓ કેમ રમતા, તેઓ કેમ વેર બાંધતા, એ બધું 'હીસ્ટરીમાં' મળી આવે છે. જો આજ ઇતિહાસ હોય, જો આટલું જ થયું હોય તો દુનિયા ક્યારની ડૂબી ગઈ હોત. જો દુનિયાની કથા લડાઈથી શરૂ થતી હોય તો આજે એક પણ માણસ જીવતો ન હોય. જે પ્રજા લડાઈનો જ ભોગ થઈ પડી છે તેની એવી જ દશા થઈ છે. ઓસ્ટ્રેલીઆના હબસી લોકોનું નિકંદન નીકળી ગયું છે. તેઓમાંના ભાગ્યેજ કોઇને ઓસ્ટ્રેલીઆના ગોરાઓએ જીવવા દીધા છે. જેઓની જડ નીકળી ગઈ છે તેઓ સત્યાગ્રહી ન હતા. જે જીવશે તે જોશે કે ઓસ્ટ્રેલીઆના ગોરાના પણ તેવા જ હાલ થશે. જેઓ તલવાર ચલાવે છે તેઓનું મોત તલવારથી જ થાય છે. તારાનું મોત પાણીમાં જ છે, એવી આપણામાં કહાણી છે.

દુનિયામાં આટલા બધા માણસો હજુ છે એથી જણાય છે કે દુનિયાનું બંધારણ હથિયારબળ ઉપર નથી, પણ સત્ય, દયા, કે આત્મબળ ઉપર છે. એટલે મ્હોટો ઐતિહાસિક પૂરાવો

* 'ઈંડિયન ઓપિનિયન'માં પ્રગટ થયેલ નિબંધનો આ એક ભાગ છે.

તો એજ છે કે દુનિયા લડાઈના હંગામો છતાં નભી છે. એટલે લડાઈનાં બળ કરતાં બીજું બળ તેનો આધાર છે.

હજારો બલકે લાખો માણસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબના કલેશનો સમાવેશ પ્રેમ-ભાવનામાં થઈ જાય છે. સેંકડો પ્રજા સંપથી રહેલી છે. એની નોંધ 'હીસ્ટરી' લેતી નથી. 'હીસ્ટરી' લઈ પણ ન શકે. જ્યારે દયાનો પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે, તેમાં ભંગાણ પડે છે, ત્યારે જ તેની નોંધ તવારીખે ચઢે છે. એક કુટુંબના બે ભાઈ લડ્યા. તેમાં એકે બીજા સામે સત્યાગ્રહ કર્યો. બંને પાછા સંપથી રહેવા લાગ્યા. આની નોંધ કોણ લે છે? જો બંને વકીલોની મદદથી કે અદાલતોથી (અદાલત પણ એક પ્રકારનું હથિયાર કે શરીર બળ છે) લડત તો તેઓનાં નામ છાપે ચડત. જે કાયદો કુટુંબને કે જમાતને કે સંઘને લાગુ પડે છે, તેજ કાયદો પ્રજાને પણ લાગુ પડે છે. કુટુંબોમાં એક કાયદો અને પ્રજામાં બીજો એમ માનવાનું કંઈ કારણ જ નથી. 'હીસ્ટરી' એ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

# કાયદો અને સત્યાગ્રહ.*

સત્યાગ્રહ લડાઈબળનો વિરોધી છે. જ્યારે મને કંઈ કામ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરૂં તેમાં હું સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું. દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો. તે મને પસંદ નથી. જો હું સરકારની ઉપર હુમલો કરી તે કાયદો રદ કરાઉં તો મેં શરીરબળ વાપર્યું કહેવાય. જો હું તે કાયદો કબુલ જ ન કરૂં ને તેને લીધે પડતી સજા ભોગવી લઉં, તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું કહેવાય. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું.

આપભોગ આપવો એ પરભોગ કરતાં સરસ છે, એમ સૌ કોઈ કહેશે. વળી સત્યાગ્રહથી લડતા જો લડત ખોટી હોય તો માત્ર લડત લડનાર દુઃખ ભોગવે છે. એટલે પોતાની ભૂલની સજા પોતે ઉઠાવે છે. એવા ઘણા બનાવો થઈ ગયા છે કે જેમાં માણસો ભૂલથી સામે થયેલા. કોઈ પણ માણસ બેધડક રીતે નથી કહી શકતો કે અમુક કાર્યો ખરાબ જ છે; પણ જ્યારે તેને તે ખરાબ લાગે છે, ત્યારે તેને સારૂં તે ખરાબ જ છે. એટલે તેણે તે ન કરવું, ને તેમ કરતાં દુઃખ ભોગવવું. આ સત્યાગ્રહની ચાવી છે.

કોઈ કહેશે: 'કાયદાની સામે થવું એ તો બેવફાદારી ગણાય. આપણે તો હમેશાં કાયદાને માન આપનારી પ્રજા ગણાઈએ છીએ.' પણ, આપણે કાયદાને માન આપનારી પ્રજા છીએ

* 'ઈંડિયન ઓપિનિયન'માં પ્રગટ થયેલ નિબંધનો આ એક ભાગ છે.

તેનો ખરો અર્થ તો એ છે કે આપણે સત્યાગ્રહી પ્રજા છીએ. કાયદા પસંદ ન પડે ત્યારે આપણે કાયદા કરનારનું માથું નથી તોડી શકતા, પણ આપણે તે કઢાવી નાખવા સારૂ લાંઘીએ છીએ.

આપણે સારા કે નઠારા કાયદા કબુલ કરી લઈએ છીએ એ અર્થ તો આજ કાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કંઈ ન હતું. જેની મરજીમાં આવે તે કાયદા લોકો તોડતા ને તેની સજા ઉઠાવી લેતા.

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મર્દાઇથી વિરૂદ્ધ છે, ધર્મ વિરૂદ્ધ છે, ને તેમ કરવું એ ગુલામીની હદ છે.

સરકાર તો કહેશે કે આપણે નાગા થઇને નાચવું. તો શું આપણે નાચશું ? હું સત્યાગ્રહી હોઉં તો સરકારને કહું 'એ કાયદો તમારાં ઘરમાં રાખો. હું તમારી પાસે નાગો નથી થનારો ને નાચવાનો પણ નથી.'........

જે માણસ પોતે માણુસાઈમાં છે, જેને ઈશ્વરનો જ ડર છે તે બીજાથી ડરવાનો નથી. તેને બીજાના કરેલા કાયદા બંધન કરનારા નથી. સરકાર પણ બીચારી નથી કહેતી કે 'તમારે આમ કરવું જ પડશે.' તે પણ કહે છે કે તમે આમ નહિ કરો તો તમને સજા થશે. આપણે અધમ દશામાં માની લઇએ છીએ કે આપણે 'આમ કરવું' એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે.

જો લોકો એકવાર શીખી લે કે આપણને અન્યાયી લાગે તે કાયદાને માન આપવું એ નામર્દાઈ છે, તો પછી આપણને કોઈનો જુલમ બંધન કરી શકતો નથી. આ સ્વરાજ્યની ચાવી છે.

ઘણા માણસોએ કહ્યું તે થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે. એવા દાખલા હજારો મલી આવશે કે જેમાં ઘણાનું કહેલું ખોટું હોય છે, ને થોડાએ કહેલું જ સાચું હોય છે. સઘળા

સુધારા ઘણા માણુસોની સામે થઇને થોડા માણુસોએ દાખલા કરાવ્યા છે. ઠગનાં ગામમાં ઘણા કહેશે કે ઠગ વિદ્યા શીખવી જ જોઇએ. તો શું એક સાધુ હશે તે પણ ઠગ બનશે? નહિ જ. અન્યાયી કાયદાને માન આપવું જોઇએ એ વેહેમ જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી આપણી ગુલામી જવાની નથી. અને આવો વેહેમ માત્ર સત્યાગ્રહી જ દૂર કરી શકે.

# સત્યાગ્રહમીમાંસા.*

'સત્યાગ્રહી કોણ થઈ શકે?' આ સવાલનો જવાબ પાંચ વરસ ઉપર 'ઇંડિયન ઓપિનિયન'માં અપાયો હતો, તે આજે ફરીને વિચારીએ. વિચારતાં તે જવાબ યથાર્થ હતો એમ માલુમ પડે છે. ત્યારે ભાગ્યે જ કોઈ જાણતું હતું કે આ લડત† આટલી જગ જાહેર થશે અને તે આઠ વરસ સુધી લંબાશે. પણ તે જેમ જેમ વધારે લંબાઇ તેમ તેમ આપણે વધારે કસાયા, વધારે જોઇ શકયા અને વધારે શીખી શકયા. છેવટના ભાગમાં તો સેંકડો અને હજારોએ જાતિ અનુભવ લીધો, અને તેમાંથી સૌ કોઇને માલમ પડ્યું હશે કે આ લડતમાં હારવાનું તો છેજ નહિ. અમુક વસ્તુ ન મળે તો આપણે જોઈ શકીએ છીએ કે તેમાં સત્યાગ્રહીની કચાસ છે; કંઈ સત્યાગ્રહની કચાસ નથી. આ વાત બહુ ધ્યાનપૂર્વક સમજવા જેવી છે. શરીરબળની લડાઇમાં આવો નિયમ લાગુ પડતો નથી. તેમાં બે લશ્કરો મળે ત્યારે માત્ર લડવૈયાની કચાસથી જ હાર થાય એવું નથી હોતું. લડવૈયા અતિ બહાદુર હોય છતાં બીજા સાધનો કાચાં હોય તો હાર થાય છે. જેમકે તેઓના કરતાં સામાવાળાની પાસે હથિયાર સરસ હોય, અથવા તેઓને જગ્યા સરસ મળી હોય, અથવા તેઓની પાસે કળા વધારે હોય. આવાં ઘણાંક બહારનાં કારણોથી શરીર બળથી લડનારની હારજીત થાય છે. પણ સત્યાગ્રહથી લડનારને બહારનાં કારણો બીલકુલ અડચણ કરી શકતાં જ

* આ લેખ 'ઇંડિયન ઓપિનિયન' ના સત્યાગ્રહની લડતના સ્મારક અંકમાં પ્રસિદ્ધ થયો છે. ( ઈ. સ. ૧૯૧૪. )

† દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહની લડત ૧૯૦૬ થી ૧૯૧૪ સુધી ચાલી હતી.

નથી. માત્ર તેઓની કચાસ જ તેઓને નડે છે. વળી સાધારણુ લડાઈમાં જે પક્ષ હાર ખાય તેના બધા માણુસો હાર્યા ગણાય અને હારે છે જ. સત્યાગ્રહમાં એકની જીતથી બીજા ભલે જીત્યા ગણાય, પણુ બધા હારે છતાં જે પોતે હાર્યો નથી તે બીજાની હારથી હારતો નથી.

ત્યારે આવી જે સરસ હાર વિનાની એક જ પરિણામવાળી લડાઇ કોણુ લડી શકે એ વિચાર કરવો અત્યન્ત જરૂરનો છે. તેમાંથી આપણે ટ્રાંસવાલની લડતનાં કેટલાંક પરિણામો સમજી શકશું અને બીજી જગ્યાએ અથવા બીજે અવસરે એ લડત કેમ લડાય ને કોણુ લડે એ જોઇ શકશું.

સત્યાગ્રહનો અર્થ વિચારતાં આપણુને જણાશે કે તેની પહેલી શરત તો એ છે કે તે લડતવાળાને સત્યનો આગ્રહ, સત્યનું બળ હોવું જોઇએ. એટલે તે માણુસે માત્ર સત્ય ઉપર આધાર રાખવો જોઈએ. એક પગ દહીંમાં અને એક પગ દુધમાં એમ ન થઈ શકે. એવો માણુસ વચમાં કચરાઈ જવાનો. સત્યાગ્રહ એ કંઇ ગાજરની પીપોડી નથી કે જે વાગે તો વગાડવી, નહિ તો ચાવી જવી. એમ માનનાર રખડી મરવાનો. શરીરબળની ખામીવાળા અથવા શરીરબળ નથી ચાલતું એટલે પરાણે સત્યાગ્રહી થવું પડે એવું માનનારાજ સત્યાગ્રહ કરે છે, એ તદ્દન નમાલી વાર્તા છે. આવું માનનારને લડતની ખબર નથી એમ કહી શકાય. સત્યાગ્રહ તો શરીરબળ કરતાં વધારે તેજસ્વી છે ને તેની આગળ શરીરબળ એક તણુખલાં સરખું છે. શરીરબળમાં મુખ્ય વાત એ છે કે બળીઓ માણુસ પોતાનાં શરીરની દરકાર ન કરતાં રણુમાં ઝુઝે છે, એટલે કે તે બીકણુ નથી. સત્યાગ્રહી તો પોતાનાં શરીરને કંઇ જ નથી ગણુતો. તેનામાં બીક તો પેસી જ ન શકે. તેથી જ તે બહારનાં હથિયાર ધારણુ કરતો નથી, અને મોતનો ડર રાખ્યા વિના અન્ત લગી ઝુઝે છે. એટલે સત્યાગ્રહીમાં શરીરબળ કરતાં

વધારે હિંમત હોવી જોઇએ. સત્યાગ્રહીને પ્રથમ તો સત્યનું સેવન, અને સત્ય ઉપર આસ્થા હોવાં ઘટે છે.

તેનામાં પૈસાની બેદરકારી હોવી જોઈએ. દોલત અને સત્યને સદા અણુબનાવ રહેલો છે ને તે આખર સુધી રહેશે. જે દોલતને વળગે છે તે સત્યને જાળવી શકતો નથી એ આપણે ટ્રાંસવાલમાં ઘણા હિંદીના દાખલાથી જોયું. આનો અર્થ એમ નથી કે સત્યાગ્રહી પાસે દોલત હોય જ નહિ. તેની પાસે દોલત હોઇ શકે, પણ પૈસો તેનો પરમેશ્વર ન થઈ શકે. સત્યને સેવતાં પૈસો રહે તો ઠીક છે નહિ તો તે હાથનો મેલ છે એમ સમજી તેને જતો કરતાં એક પળવાર પણ આંચકો ખવાય નહિ. આવું મન જેણે ન કર્યું હોય તેનાથી સત્યાગ્રહ નજ લેવાય. વળી જે દેશના રાજાની સાથે સત્યાગ્રહી થવું પડે છે તે દેશમાં સત્યાગ્રહીની પાસે દોલત હોવી એ મુશ્કેલીની વાત છે. રાજાનું બળ માણસ ઉપર નથી ચાલતું, પણ તેની દોલત અથવા તો તેની બીક ઉપર ચાલે છે. કાંતો ખજાનો લૂંટી લેવાની વાતથી અથવા તો તેનાં શરીરને નુકસાન પહોંચાડવાની બીકથી રાજા રૈયત પાસેથી જે કરાવવું હોય તે કરાવે છે. એટલે જુલમી રાજાનાં રાજ્યમાં ઘણે ભાગે જુલમમાં ભાગ લેનાર માણસથી જ પૈસો એકઠો કરી શકાય છે. જુલમમાં ભાગ લેવો એ તો સત્યાગ્રહીથી થાય નહિ, એટલે આવી સ્થિતિમાં સત્યાગ્રહીએ ગરીબાઈમાં તવંગરી માનવી ઘટે છે.

આ સંબંધી એ વિચારવા જેવું છે કે શરીરબળ અજમાવતાં પણ આમાંનું ઘણું તજવું પડે છે. ભુખ, તરસ, થંડી, અને તાપ વેઠવા પડે છે. કુટુંબની માયા છોડવી પડે છે. પૈસો જતો કરવો પડે છે. બોઅર લોકોએ શરીરબળ અજમાવતાં આ બધુંએ કર્યું. તેઓના શારીરિક આગ્રહમાં અને આપણા સત્યાગ્રહમાં મોટો તફાવત આ છે કે તેઓની બાજી પાસા બાજી હતી. વળી શરીરબળથી તેઓ મગરૂર થયા અર્ધા જીત્યા, અને તેથી તેઓ

પોતાની આગલી દશા ભૂલી ગયા. જાલીમી સામે જાલીમ હથિયારથી લડ્યા, તેથી તેઓ હવે આપણી ઉપર જાલીમ થઈ બેઠા છે. સત્યાગ્રહી લડીને જીતે ત્યારે તેની જીતનું પરિણામ, તેને તેમજ બીજાને, સારૂંજ આવે. સત્યાગ્રહી કોઈ દિવસ સત્યને જાળવીને જાલીમ નજ થાય.

સત્યાગ્રહીને કુટુંબની માયા છોડવી પડે છે. આ બહુ અઘરી વાત છે; પણ સત્યાગ્રહ, તેનાં નામ પ્રમાણે, તલવારની ધાર છે. અને અંતે આમાં પણ કુટુંબનો લાભ જળવાય છે. કેમકે કુટુંબીઓને સત્યાગ્રહની લગની લાગવાનો વખત આવે છે અને એ લગની જેને લાગી તેને પછી બીજી ઈચ્છા રહેતી નથી. અમુક દુઃખ વેઠતાં, ધન ગુમાવતાં, જેલ જતાં કુટુંબનું શું થશે એ શોક કે શંકા થવાં ન જોઇએ. જેણે દાંત આપ્યા છે તે ચાવણ આપશે. સરપ, વીંછી, વાઘ, વરૂ વિગેરે ભયાનક જંતુ કે પ્રાણીને પોતાનો ખોરાક જે આપી રહ્યો છે તે માણસજાતને ભૂલવાવાળો નથી. આપણે જે વલખાં નાખીએ છીએ તે શેર બાજરીનાં કે મુઠી ધાનના નહિ પણ ખટ મધુરા સ્વાદ કરવાના; ટાઢ સહન થઈ શકવા પુરતાં જેવાં તેવાં કપડાંના નહિ, પણ રેશમ કીનખાબના. જો આ લવરી મુકી દઈએ તો કુટુંબનાં ભરણ પોષણની ચિંતા થોડીજ રહે છે.

આમ સત્યાગ્રહી કોણ થઈ શકે તેનો વિચાર કરતાં છેવટ એ આવે છે કે જે ધર્મ કે દીન ઉપર ખરી આસ્થા વાળો હોય તેજ સત્યાગ્રહી થઈ શકે. 'મુખમેં રામ બગલમેં છુરી' એ આસ્થા નહિ. દીનનું નામ લઈ દીનથી ઉલટાં કામ કરવાં એ દીન નહિ. પણ જે ધર્મ, દીન ને ઈમાન ખરી રીતે જાળવનાર છે તેનાથી સત્યાગ્રહી થઇ શકાય છે. એટલે કે જે માણસ ઈશ્વર ઉપરજ બધું છોડે છે તેને જગતમાં કદી હારવાનું રહેલું જ નથી. લોક હાર્યા કહે તેથી તે હાર્યા ગણાય નહિ. લોક જીત્યા માને તેમાં જીત પણ નહિ. તે તો જે જાણે છે તેજ જાણે છે.

આ સત્યાગ્રહનું ખરૂં સ્વરૂપ છે. તેને કંઈક ભાગે દક્ષિણ આફ્રિકાના હિંદીએ જાણ્યું છે. જાણીને કંઈક ભાગે તે પાળ્યું છે. તેટલામાંથી પણ તેનો અમૂલ્ય રસ આપણે ચાખી શક્યા છીએ. જેણે સત્યાગ્રહને ખાતર સર્વ જતું કર્યું છે તેણે સહુ મેળવ્યું છે. કેમકે તેઓ સંતોષ માને છે. સંતોષ એ સુખ છે. બાકી સુખ કોણે જાણ્યું છે? બીજું સુખ તે તો ઝાંઝવાની જેમ છે. જેમ તેની આગળ જઇએ છીએ તેમ તે તેટલુંજ દૂર દેખાય છે.

આમ વિચારી દરેક હિંદી સત્યાગ્રહી બને એમ હું ઇચ્છું છું. એ હથિયાર હાથ આવશે તો અન્યાયથી થતાં બધાં દુઃખોને દૂર કરવા તે કામ લાગશે. તે અહીંજ નહિ પણ દેશમાં વધારે ઉપયોગી છે. માત્ર તેનું ખરૂં સ્વરૂપ સમજવું જોઇએ. તે સમજવું સહેલું તેમજ અઘરૂં છે. શરીર બળીયા પણ કોઇકજ થાય છે; એટલે સત્ય બળીયા તો તેથી પણ થોડા જ હોય.

સત્યાગ્રહી કોણ થઈ શકે એ આપણે ટુંકમાં વિચારી ગયા; પણ સત્યાગ્રહ કંઈ જેલથીજ અટકતો નથી. સત્યાગ્રહીને સુળીએ ચડવું પડ્યું છે. ધગધગતા લોખંડના થાંભલાની સાથે બાથ ભીડવી પડી છે, પર્વત ઉપરથી ગબડવું પડ્યું છે, ઉકળતા તેલનાં પેણાંમાં તરવું પડ્યું છે, બળતાં વનમાં ચાલવું પડ્યું છે, રાજપાટ વેચી નીચ ઘેર વેચાવું પડ્યું છે, ને સિંહની ગુફામાં રહેવું પડ્યું છે. આમ સત્યાગ્રહીની કસોટી દુનિયાના જુદા જુદા ભાગમાં જુદી જુદી રીતે થયેલી છે.

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહીની કસોટી જેલ જવામાં આવી ગઈ છે. એટલે જેલ કોણ જઈ શકે આ સવાલ ઉપયોગી છે. કેટલાક હિંદી જેલ જવા રાજી હતા છતાં કંઈક કારણોને લીધે નથી ગયા, નથી જઈ શક્યા. એવાં શું કારણ હશે? તે સવાલનો જવાબ જેલ કોણ જઇ શકે તે સવાલ પુછવાથી ને તેનો જવાબ જાણવાથી મળી શકે એમ છે.

ત્યારે સત્યાગ્રહીમાં જે ગુણ હોવા જોઈએ ને જે આપણે વિચારી ગયા તે બધા થોડાં ઘણાં પ્રમાણમાં જેલ જનારમાં હોવા જોઈએ. પણ વધારામાં નીચે જણાવેલી શક્તિઓની જરૂર છે:

૧. વ્યસનથી દૂર રહેવું.

૨. શરીર ઠીક કસાયેલું.

૩. સુવા બેસવાની આળ પંપાળ નહિ.

૪. ખાવામાં અતિ સાદાઈ.

૫. ખોટું માન ખીસામાં રાખવું.

૬. ધીરજ.

આટલા છ ગુણ (એને જેલની ષડ્ સંપત્તિ કહીશું) મુખ્યત્વે કરીને જેલી ભાઈને ઘટે છે. તે હવે તપાસી જઈએ. અનુભવ એવો થયો છે કે બીડી, દારૂ, સોપારી કે ચા સુદ્ધાનાં વ્યસનથી જેલ જનાર કંટાળી ગયા છે. આમ હોવાથી તેવાએ જેલમાં ચોરી કરી છે, એટલે સત્ય તજ્યું છે યાતો બીજી વેળા જેલનું નામ ભૂલી ગયેલ છે. એટલે વ્યસન માત્રથી દૂર રહેવું ઘટે છે. એકજ વ્યસનની છુટ હોય; અને તે ઈશ્વરનાં નામનું રટણ.

સત્યાગ્રહી નામર્દથી થવાતું નથી. તેમ જેલની બરદાસ રેઢીઆળ શરીરવાળા ઘણે ભાગે નથી કરી શકતા. મનોબળથી શરીરની તાકાત ન હોય છતાં ઘણા વિરલાઓએ સંકટ વેઠ્યાં છે. આ અસાધારણ દાખલા ગણાય. સાધારણ નિયમ તો આ છે કે શરીરનો બાંધો નિરોગી અને ઠીક હોવો જોઇએ. તેમ ન હોવાથી કેટલાક કંટાળી ગયેલા છે. સત્યાગ્રહી સમજે છે કે તેનું શરીર તેને ભાડે મળ્યું છે. તેને સાફ અને તેજસ્વી રાખી પોતે સારા ભાડુત નીવડવું એ લાજમ છે.

જેને કમાનદાર ખાટલા ને તેની ઉપર સુવાળાં ગાદલાં વિગેરે સુવાને જોઇએ તે માણસ એકાએક ભોંયતળીએ ન સુઈ શકે એ સમજાય એવું છે. ત્યારે આવી આળપંપાળ પણ છોડવા જોઈએ.

ખોરાક એ લગભગ મોટામાં મોટો સવાલ હોય એવું જોવામાં આવે છે. પણ તે નવાઇ જેવું નથી. જીભને બોલવામાં ને સ્વાદમાં જેણે જીતી છે તેણે ઘણું જીત્યું ગણાય. સ્વાદીલું જમણ ન ઇચ્છનાર બહુ થોડા જ જોવામાં આવે છે. ગરીબડા કાફરાઓ પણ ખાવાને માટે મરી પડે છે. આ નાનો સુનો સવાલ નથી. તેમ છતાં જેઓ પરમાર્થ કરવા જેલ જવા માંગે છે તેને સ્વાદની ઇંદ્રિયને જીત્યેજ છુટકો છે. જે મળ્યું તેને સારૂ ઈશ્વરનો પાડ માનવો એ બરાબર છે. દરેક હિંદીએ વિચારવાનું છે કે હિંદુસ્તાનમાં ત્રણ કરોડ હિંદીને એકજવાર ખાવાનું મળે છે અને તે પણ રોટીનો ટુકડો તથા નીમક; તે સિવાય કંઈજ નહિ. ત્યારે જેલમાં ત્રણ ત્રણ વખત ફરતું ફરતું ખાવાનું મળે તેમાંથી ગુજરાન ચલાવવું એ કંઈ ભારી વાત ન ગણાય. ભુખને બધું ભાવે છે, થોડા દિવસ ઠીક ન પડે એ બનવા જોગ છે, પણ પાછળથી જેલનો ખોરાક રૂચી જાય છે. જે હિંદી સત્યાગ્રહી થવા માગે છે તેણે સાદા ખોરાકની ટેવ પાડવી જોઈએ.

ખોટું માન જાળવનાર જેલમાં ન જઈ શકે. ત્યાં દરોગાઓની તાબેદારી ઉઠાવવાની છે. જે હલકાં ગણાય છે તેવાં કામ કરવાં પડે છે. તે કરવામાં માન જાય, તે તો કોઈ દિવસ કર્યું નથી એમ ધારી જેલમાં ન કરાય તો પરિણામ ખરાબ આવે. તાબેદારી કે વગર તાબેદારી એ મનનું કારણ છે. જેનું મન આઝાદ છે, સ્વતંત્ર છે, તે બાકીટ ઉઠાવતો છતાં રાજા સરખો છે. બાકીટ ઉઠાવવામાં તાબેદારીને બદલે તે આ ઠેકાણે માન સમજે છે.

છેવટે ધીરજ ખાઈ રહ્યાં. જેલમાં જતાં જ દહાડા ગણવા સહુ મંડી જાય છે. આમ કરતાં દહાડા લાંબા લાગે છે. બહાર વરસો વીતી ગયા ને તે આપણે ગમાવી દીધાં, છતાં ભારી ન પડ્યાં. જેલના ત્રણ દહાડા તે ત્રણ વરસ જેવા લાગે છે. આમ કેમ? જવાબ એ કે જેલ જવું ગમ્યું નથી. હકીકત એ છે કે જેલ જવામાં સુખ માનવાનું છે. મા જેમ બચ્ચાંને સારૂં દુઃખ વેઠીને

સુખ માને છે તેમ આપણે દેશને ખાતર, સત્યને ખાતર, દુઃખ વેઠીને સુખ માનવાનું છે. જે દહાડા જેલમાં જશે તેવા બહાર નહિ ગયા હોય એ વિચાર સદાય કરી, ધીરજ પકડી, જેટલી જેલ આવી હોય તે ભોગવી લેવી, ને ત્યાં વખતનો સારો ઉપયોગ કરવો; એટલે કે ઈશ્વરનાં ભજનમાં, સારા વિચારોમાં, પોતાની ખામીઓ તપાસવામાં, દિવસ ગુજારવા. એટલે એક પંથ ને દો કાજ કર્યા બરાબર થશે.

આમ છ ગુણ તો જેલીને જરૂર હોવા જોઇએ. પછી બીજા તેની મેળે સુઝી આવશે.

ઉપરનું વિચાર્યા પછી સત્યાગ્રહનો ભેદ સમજવાની જરૂર છે. આ ભેદ સમજાય તો તેની જીત વિષે કંઈ ગુંચવાડો નજ આવે.

સત્યાગ્રહી ઘણી છુટો લઇ શકે છે જે બીજા માણસથી નથી લઈ શકાતી. કેમકે સત્યાગ્રહી તો ખરો મરદ બને છે. તેનાં મનમાંથી બીક ગઇ એટલે તે કોઈની ગુલામી નહિ કરે. આવી સ્થિતિએ પહોંચ્યા પછી તે એક પણ ગેરવાજબી વર્તણુંકને તાબે નહિ થાય. આવો સત્યાગ્રહ તે માત્ર સરકારની સામેજ નહિ પણ કોમની સામે પણ વાપરી શકાય ને વાપરવો જોઈએ. સરકાર અવળી ચાલે તેમ કોમ પણ વાંકે રસ્તે જાય એવું ઘણી વેળા બને છે. તેવે વખતે સત્યાગ્રહ કોમની સામે વાપરવો એ ફરજ છે. ‘ કાયદા સામે થવાની ફરજ’ના લેખક મરહુમ થોરો પોતાની કોમની પણ સામે થયેલ. તેણે વિચાર્યું કે કોમ ગુલામોને વેચવાનો ધંધો કરવામાં આડે રસ્તે ચાલે છે. તેથી તે પોતાની કોમની સામે થયો. મહાન લ્યુથર એકલો પોતાની કોમની સામે થયો હતો. તેને પરિણામે આજે જર્મની છુટ ભોગવે છે. ગેલીલીઓ પોતાની કોમની સામે થયો. તેને મારવાને તેની કોમ ખડી થઇ ગઈ. છતાં તેણે પગ ઠોકીને કહ્યું: ‘ મને મારો યા ન મારો પણ પૃથ્વી તો ફરે છે જ.’ આજે સહુ આપણે

જાણીએ છીએ કે પૃથ્વી તો ગોળ છે અને ચોવીસ કલાકમાં પોતાની ધરી ઉપર એક ચક્કર મારે છે. કોલમ્બસ પોતાના ખલાસીઓની સામે સત્યાગ્રહી થયો. ખલાસીઓ બહુ થાકયા ત્યારે તેઓએ કહ્યું: 'હવે અમેરીકા જડવાનું નથી, પાછા ફરો, નહિ તો મારી નાંખશું.' ધીરજવાન કોલમ્બસે જવાબ આપ્યો: 'મારની ધાસ્તી નથી; પણ આપણે હજુ થોડા દહાડા આગળ જવું ઘટે છે.' છેવટે અમેરીકા હાથ આવ્યું ને કોલમ્બસ અમર થઇ ગયો.

એવી અજબ દવા તે સત્યાગ્રહની છે. આપણે ધાસ્તી ખાઈને 'સરકાર અમુક નહિ કરે તો ?' એમ બોલીએ છીએ; તે આપણમાં સત્યાગ્રહની ખામી બતાવે છે. કેમ જાણે હવે આપણા હાથમાંથી સત્યાગ્રહનું હથિયાર જતું જ ન રહ્યું હોય એવી બાયલા-પણાની વાત આપણે કરીએ છીએ. પણ આપણો સત્યાગ્રહ આપણને જણાવે છે કે આપણે હવે છુટા, આઝાદ થયા છીએ. એટલે આપણને કાંઈ ધાસ્તી રાખવાપણું નથી.

એવો રીવાજ જોવામાં આવે છે કે જે ઈલાજથી અમુક વસ્તુ મળી હોય તેજ ઈલાજથી તે ટકાવી રખાય છે. જોરથી લીધેલી વસ્તુ જોરથી ટકાવી રખાય છે. વાઘ અમુક પ્રાણીને જોરથી પકડે છે, ને જોરથી રાખે છે. જેઓ જોરથી કેદ થાય છે તે જોરથીજ રહે છે. જોરથી જીતેલા મુલકને બાદશાહો જોરથી રાખે છે. તેજ પ્રમાણે પ્યારથી મેળવેલી વસ્તુ પ્યારથીજ રખાય છે. મા અતિ પ્યારથી બચ્ચાંને પોતાનાં ઉદરમાં રાખે છે ને અતિ પ્યારથી જ તેને ઉછેરે છે ને મોટું કરે છે. તેને માર વિગેરે બચપણમાં મારવામાં આવે છે તેમાં જોર વપરાય છે એમ નથી માનવાનું. વળી જ્યારે કંઈ કારણસર મા બચ્ચાંની ઉપરનો પ્રેમ તજે છે ત્યારે બચ્ચું તેને હાથથી જાય છે. તેજ પ્રમાણે જે વસ્તુ સત્યાગ્રહથી મળી છે તે સત્યાગ્રહથી જ ટકી રહેવાની છે. અને જયારે સત્યાગ્રહ ગયો ત્યારે તે વસ્તુ પણ ગઈ એમ ચોકસ માનવાનું છે. સત્યાગ્રહથી મેળવેલી વસ્તુ કોઈ માણસ શરીરબળથી રાખવા માગે તે બનવા

જેવું નથી. ધારો કે સત્યાગ્રહથી હિંદીએ જે જીત મેળવી છે તેનુ ફળ હવે તે શરીરબળથી રાખવા માગે છે. એક બાળકને પણ સમજાય તેવું છે કે શરીરબળ વાપરવા માગે તો હિંદી એક મીનીટમાં કચરાઇ જાય. તેજ પ્રમાણે જો સત્યાગ્રહ છોડીને બેસી રહેવાય તો મળેલું પણ પાછું ગુમાવવું પડે.

આવું ચમત્કારી સત્યાગ્રહ આપણે નથી સમજતા, તેથી જ હિંદુસ્તાનમાં ગરીબડા ને નમાલા થઈ રહીએ છીએ; અને તેવું સરકારના જ સંબંધમાં છે એમ નથી, પરંતુ ખાનગી સંબંધમાં પણ તેવું જ છે. દેશની કેટલીક દેખીતી ખરાબ રૂઢીઓને આપણે જાળવી રાખીએ છીએ તેનું મુખ્ય કારણ સત્યાગ્રહની ખામી છે. આપણે જાણીએ છીએ કે અમુક વસ્તુ ખરાબ છે; પણ બીકથી, આળસથી કે ખોટી શરમથી આપણે છોડતા નથી.

આ દાખલાઓ ઉપરથી સમજાવું જોઈએ કે સત્યાગ્રહ એ મનની સ્થિતિ છે. જેનાં મનની સ્થિતિ સત્યાગ્રહમય થઈ છે, છે તે સદાય, બધી જગોએ, અને બધી સ્થિતિમાં જીતેલોજ છે; તેની સામે રાજા થાય કે પ્રજા થાય, અજાણ્યા માણસ થાય કે ઓળખીતા થાય, પરાયા થાય કે સગા થાય, તોપણ તે જીતેલોજ રહે છે.

# સત્યાગ્રહનો સિદ્ધાંત અને તેનો ઉપયોગ.

આ સ્મારક અંક પ્રસિદ્ધ થવાનાં ટાણે હું વખતે માતૃભૂમિમાં નહિ હોઉં, તો પણ ફીનિક્સથી તો દૂર જ હઇશ. છતાં, જેને લીધે આ ખાસ અંક કાઢવો જરૂરનો જણાયો છે તે વિષે હું મારા અંતરના ઉદ્ગારો દર્શાવી જવા ઇચ્છું છું. સત્યાગ્રહ વિના 'ઇંડિયન ઓપિનિયન'નો કિંમતી ચિત્રોથી ભરપૂર અને અગત્યનો ખાસ અંક નીકળ્યો ન હતે. 'ઇંડિયન ઓપિનિયને' છેલ્લાં ૧૧ વર્ષ દરમ્યાન આડંબર વિના અને નમ્રતાથી મારા દેશબંધુઓની અને દક્ષિણ આફ્રિકાની સેવા કરવા પ્રયત્ન કર્યો છે. આ મુદતમાં તેઓને અતિશય વિકટ પ્રસંગમાંથી પસાર થવું પડ્યું છે, જેવો પ્રસંગ તેઓને ફરીથી કદી ભાગ્યે જ પ્રાપ્ત થશે. તે (ઇ. ઓ.) આખી દુનિયાનું ધ્યાન ખેંચનાર, સત્યાગ્રહનાં જન્મ અને વૃદ્ધિનો સાક્ષી છે.

છેલ્લાં આઠ વર્ષની હિંદી કોમની પ્રવૃત્તિ માટે passive resistance (પેસિવ રીઝીસ્ટંસ) યોગ્ય શબ્દ નથી. તેનો ગુજરાતી અર્થ 'સત્યનું બળ' એવો થાય છે. હું ધારૂં છું કે ટોલ્સ્ટોય તેને 'આત્મબળ' અથવા 'પ્રેમ બળ' પણ કહેતા, અને છે પણ તેમજ. સંપૂર્ણ રીતે તેને વાપરવામાં આવે તો આ બળને આર્થિક કે બીજી સ્થૂળ સહાયતાની અપેક્ષા નથી, અને તેમ જ તેનાં પ્રાથમિક રૂપમાં પણ તેને શારીરિક બળ કે બળાત્કારની જરૂર નથી. બળાત્કાર એ તો આ મહાન આધ્યાત્મિક બળનો ઘાતક છે. આ બળ જેઓ બળાત્કારનો સાવ ત્યાગ

'ઈંડિયન ઓપિનિયન' ના સ્મારક અંકમાં આ લેખ પ્રસિદ્ધ થયો છેઃ ઈ. સ. ૧૯૧૪.

કરશે તેનાથીજ ખીલવી શકાશે અને વાપરી શકાશે. તે બળ એવું છે કે જેનો ઉપયોગ વ્યક્તિ તેમ સમષ્ટિ કરી શકે છે. રાજકીય તેમ ઘરસંસારી બાબતોમાં તેનો ઉપયોગ થઈ શકે છે. તેનો ઉપયોગ સર્વત્ર થઇ શકે છે: એજ તેની શાશ્વતતા અને અજીતતા બતાવે છે. પુરૂષ, સ્ત્રી, અને બાળક, બધાં તેને વાપરી શકે છે. એમ કહેવું સાવ ખોટું છે કે જ્યાં સુધી નબળાઓ બળાત્કાર સામે બળાત્કારથી થઈ શકે એમ નથી ત્યાં સુધીજ તેઓએ તેનો ઉપયોગ કરવાનો છે. અંગ્રેજી શબ્દની અપૂર્ણતાને લઈને આ વેહેમ જન્મ્યો છે. જેઓ પોતાને નબળા માને છે તેઓ માટે આ બળ વાપરવું અશક્ય છે. માત્ર તેઓ જ ખરા સત્યાગ્રહી થઈ શકે છે કે જેઓ એમ માને છે કે માણસમાં પશુત્વ કરતાં કંઈક ચઢીયાતું તત્વ રહેલું છે, અને જે તત્વને પશુત્વ હમેશાં શરણ થાય છે. જેવો વિરોધ પ્રકાશ અને અંધકાર વચ્ચે છે, તેવો વિરોધ આ બળ અને બળાત્કાર—અને તેથી દરેક પ્રકારના જુલમ અને અન્યાય—વચ્ચે છે. રાજકીય પ્રકરણમાં તેના ઉપયોગનો આધાર આ સનાતન સૂત્ર ઉપર રહેલો છે કે જ્યાં સુધી પ્રજા જાણતાં કે અજાણતાં પોતા ઉપર રાજ્ય કરવા દેવા કબુલ રહે છે, ત્યાં સુધી તેની ઉપર રાજ્ય કરી શકાય છે. ટ્રાંસવાલના ૧૯૦૭ ના એશિયાટિક એક્ટ પ્રમાણે આપણા ઉપર અમલ થાય એમ આપણે ન હોતા માગતા; અને તેથી તે કાયદો આ મહાન બળ પાસે ટકી શક્યો નહિ. આપણા માટે બે રસ્તા ઉઘાડા હતા: તે કાયદાને તાબે થવાનું કહેવામાં આવ્યું તે ટાણે બળાત્કાર કરવાનો, અથવા તે કાયદામાં જણાવેલી શિક્ષા વેઠી લેવાનો, અને તેમ કરી, રાજ્યકર્તાઓ કે ધારા બાંધનારાઓમાંથી સહાનુભૂતિનો સુર કઢાવવા માટે જોઈતા વખત સુધી આપણામાં રહેલાં આત્મબળને ખીલવવાનો અને દર્શાવવાનો હતો. જે મેળવવા માટે આપણે પ્રયત્ન આદર્યો હતો તે મેળવતાં આપણને ઘણો વખત લાગ્યો છે. તેનું કારણ એ કે આપણો સત્યાગ્રહ અત્યુત્તમ પ્રકારનો ન હતો. બધા સત્યાગ્રહીઓ આ બળની પૂરી કિંમત જાણતા નથી, તેમ બધા માણસો

બળાત્કારથી વિમુખ સમજણપૂર્વક રહેતા નથી. દરિદ્રતાનો સ્વીકાર આ બળના ઉપયોગ માટે આવશ્યક છે; એટલે કે આપણું પોષણ કરવા માટે અને આપણું અંગ ઢાંકવા માટે આપણી પાસે સાધનો છે કે નહિ તે વિષે આપણે બેપરવા રહેવું જોઈએ. છેલ્લી લડત દરમ્યાન, કંઈ બધા સત્યાગ્રહીઓ આટલી હદ સુધી જવાને તૈયાર ન હતા. વળી કેટલાક તો નામનાજ સત્યાગ્રહી હતા. તેઓ કોઈપણ પ્રકારની સમજણ વિના લડતમાં ભાગ લેવા આવતા, ઘણીએ વાર મિશ્રિત ભાવથી આવતા, અને જૂજ વાર અપવિત્ર ભાવથી પણ આવતા. વળી, જો ચાંપતી દેખરેખ ન હતે તો કેટલાકોએ, લડતમાં જોડાયા પછી પણ, બળાત્કાર ખુશીથી કર્યો હતે. આથી કરીનેજ લડાઈ લંબાઈ હતી. કારણ કે અતિ નિર્દોષ આત્મબળનો ઉપયોગ, તેનાં પૂર્ણ રૂપમાં થયેથી, તાત્કાલિક છૂટકારો અપાવે છે. આવા પ્રયોગ માટે, વ્યક્તિના આત્માને દીર્ઘકાળના અભ્યાસની પૂરી જરૂર છે. એટલે કે આદર્શ સત્યાગ્રહીને, પૂર્ણાંશે નહિ તો પણ બહુ અંશે આદર્શ પુરૂષ બનવું પડે છે. આપણે બધા તરતજ તેવા માણસો થઈ શકીએ નહિ; પરંતુ મારો સિદ્ધાંત સાચો હોય—અને તે સાચો છે એમ હુ માનું છું—તો આપણામાં જેટલે અંશે સત્યાગ્રહની ભાવના વધારે હશે તેટલેજ અંશે આપણે વધારે સારા માણસ થશું. એટલે, તેના ઉપયોગ માટે મને લાગે છે કે વિવાદ હોઈ શકે નહિ. તે એવું બળ છે કે જો તે સર્વમાન્ય થાય, તો તે સામાજીક આદર્શોમાં પરિવર્તન કરે અને નિરંકુશ વ્યક્તિતંત્ર અને સદા વૃદ્ધિ પામતા યુદ્ધવિષયક ભાવનો—જે પશ્ચિમની પ્રજાને પીડે છે અને મૃતપ્રાય દશામાં લાવી મુકે છે, તથા પૂર્વની પ્રજાનો પણ પરાજય કરી લેશે એમ જણાય છે—તેનો નાશ કરે. જો સમાપ્ત થયેલી લડતે થોડાંક પણ એવા હિંદીઓ પેદા કર્યા હશે કે જેઓ બની શકે તેટલાં આદર્શ સત્યાગ્રહી થવાનાં કાર્યને પોતાનું જીવન અર્પશે, તો તેઓએ પોતે પોતાનીજ સેવા—સેવાના ખરા અર્થમાં—કરી એટલુંજ નહિ, પરંતુ તેઓએ એકંદર મનુષ્ય જાતિની સેવા કરી ગણાશે. આ રીતે જોતાં, સત્યાગ્રહ સર્વોત્કૃષ્ટ અને

ઉત્તમ શિક્ષણ છે. બાળકોને અક્ષરજ્ઞાનનું સામાન્ય શિક્ષણ મળે, તે પૂર્વે તે અપાવવું જોઈએ. એમ તો નહિજ કહેવામાં આવે કે બાળક અક્ષર લખતાં શીખવા લાગે અને દુનિયાનું જ્ઞાન મેળવવા માંડે તે પહેલાં આત્મા એટલે શું, સત્ય એટલે શું, પ્રેમ એટલે શું, આત્મામાં કઇ કઈ શક્તિઓ ગુપ્ત રહી છે તે તેને ન જણાવવું. ખરાં શિક્ષણનું એ અગત્યનું તત્વ હોવું જોઈએ કે જીવનકલહમાં દ્વેષને પ્રેમથી, અસત્યને સત્યથી, બળાત્કારને સહનશીલતાથી, સહેલાઇથી જીતી શકાય છે, એમ બાળક શીખે. આ સત્યનો પ્રભાવ મને જણાયો, તેથી લડતના છેલ્લા ભાગમાં મેં ટોલ્સ્ટોય ફાર્મ ઉપર અને પાછળથી ફીનિકસમાં, આ પદ્ધતિસર બાળકોને કેળવવાનો મારાથી બની શકયો તેટલો પ્રત્યન કર્યો; અને હિંદ પાછા વળવા માટે મારૂં આ પણ એક કારણ છે કે ત્યાં જઇ સત્યાગ્રહી તરીકે મારી પોતાની અપૂર્ણતા, જે મને થોડે અંશે તો જણાઈ છે તે હજી વધારે જાણી લેવી, અને પછી મારે પોતે પૂર્ણ બનવા પ્રયત્ન કરવો. મારી માન્યતા છે કે પૂર્ણતાની પ્રાપ્તિ હિંદમાંજ અતિ સુગમ છે.

# અહિંસા.*

મેં અહિંસા વિષે ખરેખર શું કહ્યું હતું તેની ખાત્રી લાલા લજપતરાયે પ્રથમ કરી હતે, તો 'મોડર્ન રીવ્યુ'ના જુલાઈના અંકમાં પ્રગટ થયેલી તેમની ટીકા પ્રકાશમાં આવી ન હતે. લાલાજી વ્યાજબી રીતે પ્રશ્ન પૂછે કે જે વિચારો મારા જણાવેલા કહેવાય છે તે મેં રજુ કરેલા કે કેમ! તે કહે છેઃ જો તે વિચારો મારા ન હતા તો મારે તેનો ઇન્કાર કરવો જોઈતો હતો. પહેલાં તો, વિવાદગ્રસ્ત કથનનો હેવાલ જે પત્રોમાં છપાયો છે તે પત્રો તથા જે પત્રોમાં મારા બોલવા ઉપર ટીકા કરવામાં આવી છે તે મેં હજી સુધી જોયા નથી. બીજું, મારે કહેવું જોઈએ કે વર્તમાન-પત્રોમાં પ્રસિદ્ધ થતા મારાં ભાષણોના હેવાલોમાં રહી જતી ભૂલો સુધારવાનું હુ માથે લઈ શકતો નથી. લાલાજીનો લેખ ગુજરાતી છાપાઓમાં અને ચોપાનીયાઓમાં ઘણીવાર ટાંકવામાં આવ્યો છે; અને તેથી મારૂં વલણ સમજાવવું મને વ્યાજબી જણાય છે. તેમના પ્રતિ, યોગ્ય સદ્‌ભાવ રાખી, મારે તેમની સાથે બાથ ભીડવી પડશે. તેઓ કહે છે કે અહિંસાવાદને અત્યંત ઉંચું પદ આપવાથી હિંદની અધોગતિ થઈ છે. અહિંસાનાં અતિશય સેવનનો સમય અને પુરૂષને છાજે તેવા ગુણોથી રહિત થવાનો સમય એકજ હતો એમ માનવાને ઐતિહાસિક આધાર હોય એમ જણાતું નથી. છેલ્લાં પંદરસો વર્ષ દરમ્યાન, આપણે પ્રજા તરીકે શારીરિક બળનો પૂરતો પૂરાવો આપ્યો છે; પરંતુ અંદર અંદરના કલહે આપણને વીંખી ખાધાં છે, અને આપણા ઉપર સ્વદેશ પ્રેમની સત્તાને બદલે સ્વાર્થની સત્તા

* લાલા લજપતરાયે કરેલા આક્ષેપના ઉત્તરમાં આ લેખ 'મોડર્ન રીવ્યુ'ના ૧૯૧૬ ના અક્ટોબરના અંકમાં પ્રગટ થયો હતો.

વ્યાપી રહી છે. એટલે ધર્મની ભાવનાને બદલે આપણે અધર્મની ભાવનાથી દોરાયા છીએ.

જૈનો ઉપરનો નામર્દાઇનો આરોપ કેટલે અંશે સત્ય ઠરશે એ હું કહી શકતો નથી. હું તેઓનો પક્ષ લઇ બોલાતો નથી. જન્મથી હું વૈષ્ણવ છું, અને બાલ્યમાંજ મને અહિંસા શીખાડવામાં આવી હતી. જેમ જગતના બીજા મ્હોટા ધર્મોના ધર્મગ્રન્થોમાંથી મેં ઘણો ધાર્મિક લાભ મેળવ્યો છે, તેમ જૈનના ધર્મગ્રન્થોમાંથી પણ મેળવ્યો છે. સદ્ગત તત્વજ્ઞાની રાયચંદ કવિ—જેઓ જન્મથી જૈન હતા—તેઓના અંગત સમાગમથી મને ઘણો લાભ થયો છે. એટલે, અહિંસા વિષેના મારા વિચારો દુનિયાના ઘણાખરા ધર્મોના અભ્યાસનું પરિણામ છે; છતાં હવે તેનો આધાર આ ગ્રન્થોનાં પ્રમાણ ઉપર જરાપણ રહ્યો નથી. તે મારાં જીવનનાં અંગ રૂપ છે. મેં જે ધર્મગ્રન્થો વાંચ્યા છે, તેમાંથી જે અર્થ હું કાઢતાં શીખ્યો છું તેના કરતાં તેમાંથી જૂદોજ અર્થ નીકળે છે, એવું હવે કદી મને ઓચીતું જણાય, તોપણ અહિંસાનો જે વિચાર હું અહીં રજુ કરવાનો છું, તેનેજ વળગી રહીશ.

આપણા શાસ્ત્રો એમ બોધ કરતા જણાય છે કે જે માણસ અહિંસાનું સંપૂર્ણતાથી ખરેખર પાલન કરે છે તેની આગળ દુનિયા પાણી ભરે છે. તે પોતાની આસપાસનાં વાતાવરણ ઉપર એટલી બધી અસર કરે છે કે સાંપ અને બીજા ઝેરી જંતુઓ પણ તેને હેરાન કરતા નથી. એમ કહેવાય છે કે આસાઈના સેંટ ફ્રાંસિસનો આવો અનુભવ હતો.

નઆત્મક (negative) રૂપમાં અહિંસાનો અર્થ કોઈ પણ જીવન્ત પ્રાણીને શરીર કે મનથી ઈજા ન કરવી એ છે. એટલે, અન્યાય કરનારનાં શરીરને નુકસાન ન પહોંચાડી શકાય, અથવા તેના પ્રતિ દ્વેષભાવ ન રાખી શકાય, અને તેમ કરીને તેને માનસિક વ્યથા પણ ન આપી શકાય. મારા સ્વાભાવિક કર્મો—જે દ્વેષભાવથી જન્મેલાં હોતાં નથી—તેનાથી અન્યાય



તત્વજ્ઞાની રાયચંદ કવિ.

કરનારને થતી પીડાનો સમાવેશ આ કથનમાં થતો નથી. એટલે તેની પાસેથી બાળકને, જેને તે મારવા તૈયાર થયો છે—એમ આપણે કલ્પના કરીએ—તેને ખસેડી લેતાં અહિંસા મને અટકાવતી નથી. વાસ્તવિક રીતે જોતાં, મારે અહિંસાનું યોગ્ય પાલન કરવું હોય તો મારે અન્યાય કરનારની પાસેથી તેના ભોગ થઇ પડનારને, બાળકને—જો હું તેવા બાળકનો કોઈ પણ રીતે પાલક હોઉં તો—ખેંચી લેવો જોઈએ. એટલે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ માટે એ બહુ યોગ્ય હતું કે તેઓ, યુનિયન સરકાર જે દુઃખ તેઓને દેવા મથતી હતી, તેની સામે થયા. તેઓ સરકાર માટે કોઈ પણ પ્રકારનો દ્વેષભાવ ધરાવતા ન હતા. જે જે વખતે સરકારને તેઓની મદદની જરૂર પડતી તે તે વખતે મદદ કરી તઓએ આ સાબીત કરી આપ્યું હતું. તેઓનો વિરોધ સરકારના હુકમોનો અનાદર કરવામાં હતોઃ તે એટલી હદ સુધી કે તેમ કરતાં સરકારના હાથે મરણ નીપજે તો પણ તે સહન કરી લેવું. અહિંસાના સેવકને પોતાને જ સમજીને દુઃખ સહન કરવાનું હોય છે, પરંતુ તે કહેવાતા અન્યાય કરનારને જાણીબૂજીને ઈજા કરી શકતો નથી.

ભાવાત્મક (positive) રૂપમાં, અહિંસાનો અર્થ વિશ્વવ્યાપી પ્રેમ અને અનહદ ઔદાર્ય થાય છે. હું અહિંસાનો સેવક હોઉં, તો મારે મારા શત્રુ ઉપર પ્રેમ રાખવો જોઇએ. હું જે નિયમ મારા અન્યાય કરનાર પિતાને કે પુત્રને લગાડું તેજ નિયમ મારે અન્ય અન્યાય કરનારને—પછી તે મારો શત્રુ હોય કે અજાણ્યો માણસ હોય—તેને લાગુ પાડવો જોઈએ. આ ક્રિયાત્મક (active) અહિંસામાં સત્ય અને નિર્ભયતાનો અવશ્ય સમાવેશ થઇ જાય છે. માણસ પ્રેમપાત્ર વ્યક્તિને છેતરી શકતો નથી. તે તેનાથી બ્હીતો નથી તેમ તેને બ્હીવડાવતો નથી. અભયદાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ છે. જે માણસ ખરેખર તે આપે છે, તેની પાસે સર્વ વિરોધ શમી જાય છે. જે પોતે ભયાગ્રસ્ત છે તે અભયદાન આપી શકતો નથી. માટે, તેણે પોતેજ નિર્ભય થવું જોઈએ. એટલે, અહિંસાનું સેવન અને ભીરૂતા એક સાથે હોઇ શકતા નથી. અહિંસાનાં પાલનને અત્યંત શૌર્યની અપેક્ષા છે.

અહિંસા સૈનિકના ગુણો કરતાં પણ અનંત રીતે ચઢીયાતી છે! જનરલ ગોર્ડનનું એક જાણીતું પુતળું છેઃ તેમાં તેના હાથમાં માત્ર લાકડીજ આપવામાં આવી છે. પરંતુ જે સૈનિકને રક્ષણ માટે એક લાકડીની પણ જરૂર પડે છે, તે તેટલે અંશે સૈનિક ઓછો છે. સાચો સૈનિક તો તે છે કે જે મરવું કેમ તે જાણે છે અને જે ગોળીઓના વર્ષાદમાં પણ જરાય ચસ્તો નથી. આવો એક અંબરીષ હતો. દુર્વાસાએ તેને બહુ પજવ્યો, છતાં તેણે આંગળી સરખી પણ ઉગામી નહિ; પણ પોતે મક્કમજ રહ્યો. ફ્રેંચ તોપચીઓ મૂર લોકોનો ઘાણ કહાડાતા હતા. પરંતુ તેઓ 'યા અલ્લાહ'નો ઘોષ કરતાં તોપના મોઢા સામે ધસ્યા હતા. તેઓનું શૌર્ય ઘણે અંશે અંબરીષના જેવું જ હતું; પરંતુ હતાશ થવાથી જન્મ્યું હતું; જ્યારે અંબરીષનું શૌર્ય પ્રેમનું ફળ હતું. છતાં મૂર લોકોનાં શૌર્યે, તેઓની મરણ માટેની તત્પરતાએ, તોપચીનો પરાજય કર્યો. તોપચીઓ હર્ષઘેલા બન્યા; તેઓએ પોતાની ટોપીઓ ઉરાડી, તોપ ફોડવી બંધ કરી, અને પોતાના અત્યારલગણના શત્રુને મિત્ર ગણી ભેટયા. અને તેવીજ રીતે દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહીઓ, હજારોની સંખ્યામાં, તુચ્છ શારીરિક સુખ માટે સ્વમાન ન વેંચતાં, મરવા તૈયાર થયા હતા. આ અહિંસા ક્રિયાત્મક રૂપવાળી છે. તે કદી પણ સ્વમાનનું વેંચાણ કરતી નથી. શસ્ત્રથીજ બની શકે તેટલું રક્ષણ કરવા તૈયાર થયેલ પુરૂષના કરતાં અહિંસાના સેવક પાસેથી એક નિરાધાર બાળાને વધારે સારૂં અને વધારે વાસ્તવિક રક્ષણ મળશે. રક્ષણ કરનાર અહિંસાનો સેવક હશે તો જુલમગાર તેનાં મૃત શરીર ઉપર થઈનેજ તેની પાસે જઇ શકશે; પરંતુ રક્ષણ કરનાર શસ્ત્રબદ્ધ પુરૂષ હશે તો જુલમગારને તેનો માત્ર પરાભવજ કરવો રહેશે; કારણ કે એમ માની લેવાયું છે કે તેવો પુરૂષ પોતાનું જડ બળ ચાલે ત્યાં સુધી લડે, તો તેણે સ્વધર્મ પાળ્યો કહેવાય. અહિંસાનો સેવક તો જુલમગારનાં શરીરનીજ સામે પોતાના આત્માનેજ ઉભો કરે છે, એટલે જુલમગારનો આત્મા જાગે એવી વકી રહે છે, અને—તે બાળાના અંગત શૌર્યનો

વિચાર બાજુએ રાખીએ તો—તેનાં શીલનું રક્ષણ થવાનો જેટલો સંભવ આવા સંજોગમાં રહે છે તેટલો બીજા કોઈ પણ કલ્પી શકાય એવા સંજોગમાં રહેતો નથી.

આપણે આજે નામર્દ છીએ, તેનું કારણ આપણને પ્રહાર કરતા આવડતું નથી એ નથી, પરંતુ આપણે મરતા ડરીએ છીએ, એ છે. જે મરણની ભીતિથી, ખરો કે ખોટો ભય આવતાં, નાંસી જાય છે, છતાં જે હરઘડી એમ ઈચ્છે છે કે બીજો કોઇ પુરૂષ ડરાવનાર પુરૂષનો નાશ કરી ભયને દૂર કરે, તે જૈન ધર્મના પ્રચારક મહાવીરનો કે બુદ્ધનો કે વેદનો અનુયાયી હોઇ ન શકે. જે માણસ વ્યાપારમાં બીજાને છેતરીને તેનું ટીપે ટીપે લોહી ચૂસી તેનો પ્રાણ હરે છે, અથવા જે થોડીક ગાયોનું હથિયારથી રક્ષણ કરે છે, પરંતુ ખાટકીનો જીવ લે છે, અથવા જે સ્વદેશનું માની લીધેલું ભલું કરવા વાસ્તે કેટલાક અમલદારોનું ખૂન કરતાં અચકાતો નથી, તે અહિંસાનો અનુયાયી હોઈ શકે નહિ. આ બધાં કાર્યો દ્વેષથી, ભીરૂતાથી કે ડરથી પ્રેરાયલાં છે. ગાય કે દેશ માટેનો પ્રેમ તો નામનો જ છે, પરંતુ આવી પ્રવૃત્તિ ડંખીલા સ્વભાવને અથવા પોતાના ગર્વને તૃપ્ત કરવા માટે યોજાયલી હોય છે.

અહિંસા, મારા નમ્ર મત પ્રમાણે, રીતસર સમજવામાં આવે તો તે ઐહિક તેમ પારલૌકિક, સર્વ દુઃખોને મટાડવા માટે ચિંતામણિ રૂપ છે. તેનું અતિશય સેવન કરવું શકય નથી. અત્યારે તો આપણે તેનું જરાપણ સેવન કરતા નથી. અહિંસા બીજા ગુણોના સેવનની આડે નથી આવતી. પરંતુ અહિંસાનું પ્રાથમિક રૂપે પણ સેવન થઇ શકે તે પૂર્વે બીજા ગુણોનું સેવન આવશ્યક છે. મહાવીર અને બુદ્ધ સૈનિકો હતા; તેમજ ટોલ્સ્ટોય પણ હતા. તેઓનેજ પોતાની પ્રવૃત્તિનું ગભીર સ્વરૂપ યથાર્થ રીતે ખ્યાલમાં આવ્યું હતું. તેઓજ યોગ્ય, સુખી ઉદાત્ત અને દૈવી જીવનનું રહસ્ય મેળવી શકયા હતા. આપણે આ ઉપદેશકોના સહભાગી બનશું, તો આપણો દેશ ફરીથી પાછો દેવોનું નિવાસસ્થાન બનશે.

# સ્વદેશી ભાવના.*

પ્રથમ તો, તમારી સમક્ષ બોલવાનું કબૂલ કરતાં મને બહુ સંકોચ થયો હતો અને વળી વિષયની પસંદગી કરવામાં મને બહુ મુંઝવણ પડી હતી. મેં એક અતિ નાજુક અને કઠણ વિષય લીધો છે. તે નાજુક છે કારણ કે હું સ્વદેશી વિષે વિલક્ષણ વિચારો ધરાવું છું, અને તે કઠણ છે કારણ કે મારા વિચારો રીતસર રજુ કરવા વાસ્તે જેવો જોઈએ તેવો મારો ભાષા ઉપર કાબૂ નથી. મારાં ભાષણમાં તમને ખચિત ઘણી ન્યૂનતાઓ જણાશે, પરંતુ મને ભરોસો છે કે તમે તે દરગુજર કરશો; અને આ બાબત જાણીને તો અવશ્ય કરશોજ કે હું હમણા જે કંઈ કહેવાનો છું તેમાં એવું કશું નથી કે જેને હું કયારનો આચારમાં મુકતો ન હોઉં, અથવા જે યથાશક્તિ આચરવાની હું તૈયારી કરતો ન હોઉં. તમે ગયે મહિને ભાષણને બદલે પ્રાર્થના કરવા માટે જ એક અઠવાડિયું રાખ્યું હતું એ જાણી મને હિંમત આવે છે. હું હમણા જે કંઇ કહેવાનો છું તે સફળ થાય એવી પ્રાર્થના કરતો રહ્યો છું, અને મને આશા છે કે તમે પણ તેવીજ પ્રાર્થનાથી મારા શબ્દોને વધાવી લેશો.

મેં બહુ વિચાર કર્યા પછી સ્વદેશીનું લક્ષણ બાંધ્યું છે, અને મને લાગે છે કે તેનાથી મારો કહેવાનો ભાવાર્થ બહુ સારી રીતે સમજી શકાશે. સ્વદેશી આપણામાં રહેલી તે ભાવના છે કે જે આપણને આપણી પાસેની પરિસ્થિતિનો ઉપયોગ કરવા અને તેની સેવા કરવા તથા દૂરની પરિસ્થિતિનો ત્યાગ કરવા પ્રેરે છે.

* આ ભાષણ ૧૯૧૬ માં મદ્રાસમાં ભરાયલી મિશનરી કૉન્ફરન્સમાં આપવામાં આવ્યું હતું.

દાખલા તરિકે, મારામાં સ્વદેશી ભાવના હોય તો ધર્મના વિષયમાં, મારે મારા બાપદાદાના ધર્મનેજ વળગી રહેવું જોઈએ. તેમ કરવાથી હું મારી નિકટની ધાર્મિક પરિસ્થિતિનો ઉપયોગ કરૂં છું. જો મને તેમાં ખામી જણાય, તો તે દૂર કરીને મારે તેની સેવા કરવી જોઈએ. રાજકીય વિષયમાં મારે દેશી સંસ્થાઓનોજ ઉપયોગ લેવો જોઈએ, અને તેની પૂરવાર થયેલી ખામીઓ કાઢી નાખીને મારે તેની સેવા કરવી જોઈએ. આર્થિક વિષયમાં મારે મારી પાસે વસનારાઓએ ઉત્પન્ન કરેલી વસ્તુઓનો જ ઉપયોગ કરવો જોઈએ, અને જે ઉદ્યોગમાં ન્યૂનતા જણાય તે દૂર કરી તેને પગભર કરી મારે તેની સેવા કરવી જોઇએ. એમ કહેવામાં આવ્યું છે કે જો સ્વદેશી ભાવનાનુસાર આચરણ કરવામાં આવે, તો સત્યયુગ જલદી આવે. પણ સત્યયુગને આપણા પોતાના વખતમાં જોવાની આશા ન રાખવા છતાં, આપણે તે માટેનો પ્રયત્ન છોડી દેતા નથી; તેવીજ રીતે, અનેક પેઢીઓ સુધી સ્વદેશીની પૂર્ણ સિદ્ધિ ન થાય, તોય આપણે તે માટેના પ્રયત્નનો ત્યાગ કરવો ન જોઈએ.

સ્વદેશીનાં ઉપર વર્ણવેલાં ત્રણ ક્ષેત્રોનો આપણે ટૂંકમાં વિચાર કરશું. હિંદુધર્મ પરંપરાને જાળવી રાખે છે, તેથી કરી તે જબરદસ્ત સત્તાવાળો થયો છે. આમ થવાનું કારણ એ છે કે તેનાં મૂળમાં સ્વદેશી ભાવના રહેલી છે. તે અત્યંત સહિષ્ણુ છે, કારણ કે તે કોઇ પાસે ધર્મની ફેરબદલી કરાવતો નથી, અને જેમ તેનો વિકાસ ભૂતકાળમાં થતો જણાયો છે તેમ આજે પણ થઈ શકે છે. કેટલાક ખોટી રીતે માને છે તેમ હિંદુધર્મે બૌદ્ધધર્મને હાંકી કાઢ્યો નથી, પરંતુ તેણે તે ધર્મને પોતામાં જ મેળવી દીધો છે. સ્વદેશી ભાવનાને લઇને હિંદુ પોતાનો ધર્મ બદલવા ના પાડે છે. તેમ કરવામાં તેની એવી કંઇ ખાસ માન્યતા હોતી નથી કે હિંદુધર્મ સર્વોત્તમ ધર્મ છે; પરંતુ, તે જાણે છે કે તે પોતે તેમાં સુધારા દાખલ કરીને તેને ન્યૂનતા રહિત બનાવી શકે છે. આ જે મેં હિંદુધર્મ વિષે કહ્યું છે તે, હું માનું છું કે, જગતના બીજા મ્હોટા ધર્મોને પણ લાગુ પડે છે. છતાં,

એટલું તો ખરૂં કે હિંદુધર્મની બાબતમાં આમ ખાસ કરીને છે. જે વાત કહેવાને હું મથી રહ્યો છું તે હવે હું જણાવી શકીશ. હિંદમાની મ્હોટી ધર્મપ્રચારક સંસ્થાઓએ હિંદ માટે જે કંઈ કર્યું છે અને કરે છે તે વાસ્તે હિંદ તેનો બહુ ઋણી છે. પરંતુ જે મેં કહ્યું છે તેમાં કંઇ સાર હોય તો આ સંસ્થાઓ ધર્માન્તર કરાવવાની પ્રવૃત્તિ છોડી દઈ માત્ર પરોપકારી કાર્યો ચાલુ રાખે, તો શું તેઓ વધારે ભલું ન કરી શકે અને ખ્રીસ્તીધર્મનાં મૂળ તત્વની સેવા વધારે સારી રીતે ન કરી શકે? હું આશા રાખું છું કે આમ કહેવા માટે તમે મને ઉદ્ધત નહિ લેખો. હું અંતઃકરણપૂર્વક અને વિનયપૂર્વક આ સૂચના કરૂં છું. વળી તમારી પાસે આ વિચાર રજુ કરવા માટે મેં કંઈક અધિકાર મેળવ્યો છે. મેં બાઇબલનો અભ્યાસ કરવા પ્રયત્ન કર્યો છે. હું મારા ધર્મગ્રંથોમાં તેની ગણત્રી કરૂં છું. મારાં હૃદય ઉપર "સર્મન ઓન ધી માઉંટ"નાં રહસ્યે લગભગ ભગવદ્ગીતા જેટલી જ અસર કરી છે. "લીડ કાઇન્ડલી લાઇટ" અને તેના જેવાં બીજા દૈવી પદો ભક્તિપૂર્વક ગાવામાં હું કોઈ ખ્રીસ્તીથી ઉતરૂં એમ નથી. હું ખ્રીસ્તી ધર્મના જુદા જુદા સંપ્રદાયના ધર્મપ્રચારકના સમાગમમાં આવ્યો છું, અને તેઓમાંથી કેટલાક સાથે તો હું આજદિન સુધી મિત્રતા ભોગવવા ભાગ્યશાળી થયો છું. એટલે તમે કદાચ માન્ય કરશો કે મેં ઉપલી સૂચના એક ધર્માંધ હિંદુ પેઠે નથી કરી, પરંતુ ખ્રીસ્તી ધર્મ માટે માન ધરાવનાર એક નમ્ર અને નિષ્પક્ષપાત ધર્મના વિદ્યાર્થી તરીકે કરી છે. એમ તો નહિ હોય કે "ગો યી અંટુ ઓલ ધી વર્લ્ડ" એ સંદેશ કંઇક સંકુચિત રીતે સમજવામાં આવ્યો હોય અને તેનો ભાવ ભૂલાઈ જવાયો હોય? આની તો ના નહિ જ પાડવામાં આવે, અને આ હું અનુભવથી કહું છું, કે ઘણા ખરાએ ધર્માન્તર કેવળ નામનો જ કર્યો હોય છે. કેટલાકો ઉપદેશની ઉત્તમતાને લીધે તેમ કરતા નથી, પરંતુ ભૂખમરાને લઇને તેમ કરવા દોરાય છે. અને દરેકની બાબતમાં ધર્માન્તરથી એક એવો દોષ રહી જાય છે કે જે અપરિહાર્ય છે. આ પણ હું અનુભવથી જ કહું છું કે

દરેકે દરેક મ્હોટા ધર્મમાં નવ જીવનની પ્રાપ્તિ અને અંતરનો વિકાસ પૂર્ણ રીતે થઇ શકે છે. હવે આ વચન કહેવાટાણે મારી સ્થિતિ ખાંડાની ધાર ઉપર ચાલનાર પુરૂષના જેવી છે. છતાં, મારા વિષયનો આ ભાગ બંધ કરતાં હું એમ કહેવા ઇચ્છું છું, અને તેમ કરવા માટે હું ક્ષમા નથી યાચતો, કે યુરોપમાં અત્યારે વર્તી રહેલા ભયંકર અત્યાચારથી એમ જણાય છે કે શાંતતાની મૂર્તિ નેઝરથવાસી જીસસનો સંદેશ યુરોપમાં ભાગ્યે જ સમજવામાં આવ્યો છે, અને વખતે તેનું સ્પષ્ટીકરણ કરવા માટે પૂર્વની મદદ પણ લેવી પડે

ધર્મના વિષયમાં મેં તમારી સહાયતા માગી છે, અને મારી બતાવેલી રીતે આપવી તમારા હાથમાં છે. પરંતુ રાજકીય વિષયમાં પણ તે મેળવવાની હું આશા રાખું છું. હું નથી માની શકતો કે ધર્મનો રાજકીય પ્રવૃત્તિ સાથે સંબંધ નથી. ધર્મથી છૂટી પડેલી રાજકીય પ્રવૃત્તિને શબની પેઠે અગ્નિસંસ્કાર કરવો જોઇએ. ખરી રીતે જોતાં રાજકીય પ્રવૃત્તિ ઉપર તમારી અસર મૂંગે મોઢે પણ કંઈ જેવી તેવી નથી. મને લાગે છે કે ધર્મને રાજકીય પ્રવૃત્તિથી છૂટો પાડવામાં આવ્યો ન હતે, જેમ થવું હજી પણ ચાલુ છે, તો બંનેની ઘણી વાર થતી જણાય છે એવી અધોગતિ થઈ ન હતે. કોઇ એમ નથી માનતું કે દેશનું રાજકીય જીવન સારી સ્થિતિમાં છે. સ્વદેશી ભાવનાનું પાલન કરતો હોવાથી, હું દેશી સંસ્થાઓ ઉપર મારૂં લક્ષ્ય આપું છું; એટલે હું ગ્રામ્ય પંચાયતોને જ વળગી રહું છું. હિંદ ખરેખર એક પ્રજાસત્તાક દેશ છે, અને તેને લઇને જ તે અત્યાર સુધી તેના ઉપર કરવામાં આવેલ દરેક પ્રહાર સામે ટકી શક્યું છે. રાજા અને અમીરો, પછી તેઓ હિંદી હો કે પરદેશી હો, તેઓ માત્ર કર ઉઘરાવવાના પ્રસંગ ઉપર વિશાળ જનસમૂહના સંબંધમાં આવતા; અન્યથા, તેવું ભાગ્યે જ બનતું. પ્રજા પણ રાજાને રાજાનો ભાગ આપી છૂટતી, અને પછી પોતાની રૂચીમાં આવે તેવું ઘણુંએ કરતી. જ્ઞાતિનું વિસ્તૃત બંધારણ પ્રજાની ધાર્મિક જરૂરીયાતો પૂરી પાડતું એટલું જ નહિ પરંતુ તેની રાજકીય

આવશ્યકતાને પણ પહોંચી વળતું. ગ્રામ્યજનો ગ્રામ્યવ્યવહાર જ્ઞાતિબંધારણ દ્વારા ચલાવતા; અને તેનાથી જ તેઓ રાજ્યસત્તાના જુલમની સામે થતા. જે પ્રજા જ્ઞાતિવ્યવસ્થા ઉત્પન્ન કરવા સમર્થ થઈ છે તેમાં વ્યવસ્થા કરવાની અદ્ભુત શક્તિ નથી એમ કહેવું અઘટિત છે. ગયે વર્ષે હરદ્વારમાં ભરાયલા મ્હોટા કુંભમેળામાં કોઈ ગયું હતે તો તેને જણાતે કે જે વ્યવસ્થાને લીધે દશ લાખ કરતાં પણ વધારે યાત્રાળુઓને, કોઈ પણ દેખીતા પ્રયત્ન વિના ખોરાક પૂરો પાડવાનું કામ બની શકયું હતું તેવી વ્યવસ્થા રચવામાં કેટલી બધી ચતુરાઈ વાપરવામાં આવી હશે. છતાં અમારામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એમ કહેવાની પ્રથા પડી છે. જેઓને નવા પ્રકારની કેળવણી મળી છે, તેઓ માટે આમ કહેવું મને લાગે છે કે, અમુક અંશે વ્યાજબી છે. સ્વદેશી ભાવનાના ત્યાગથી અમને બહુ હાની પહોંચી છે તેને લઈને અમારે ભારે મુશ્કેલી વચ્ચે કામ કરવું પડ્યું છે. અમે કેળવાયલા વર્ગે અમારૂં શિક્ષણ વિદેશી ભાષા મારફત લીધું છે. પરિણામે અમે અમારા જનસમૂહ ઉપર અસર કરી શકયા નથી. અમે જનસમૂહના પ્રતિનિધિ થવા ઈચ્છીએ છીએ, પરંતુ તેમાં અમે નિષ્ફળ નીવડીએ છીએ. લોકો અંગ્રેજી અમલદારોની જેટલી કદર કરે છે તેના કરતાં અમારી કદર વધારે કરતા નથી. આ બેમાંથી એકે વર્ગ તેઓનાં અંતરપટ ઉપર સંસ્કાર પાડી શકતો નથી. તેઓની અભિલાષાઓ અમારી અભિલાષા નથી. એટલે અમારા વચ્ચે અંતરાય પડ્યો છે. ખરી રીતે જોતાં તમને જણાશે કે અમારામાં વ્યવસ્થા કરવાની શક્તિ નથી એમ નથી પરંતુ પ્રતિનિધિઓ અને જેઓના અમે પ્રતિનિધિ થવા ઈચ્છીએ છીએ તેઓ બંને વચ્ચે સંબંધ નથી. છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન અમને અમારી માતૃભાષામાં શિક્ષણ આપવામાં આવ્યું હતે, તો અમારા વડીલોને, અમારા નોકરચાકરોને, અમારા પાડોશીઓને અમારાં જ્ઞાનનો લાભ મળ્યો હતે. બોઝ અને રે જેવાની શોધો રામાયણ અને મહાભારતની પેઠે ઘરઘરનો ખજાનો થઈ પડી હતે. અત્યારે તો, તે શોધો પરદેશીઓએ કરેલી શોધો જેટલી જ લોકોને

અજાણી છે. વિષયમાત્રનું શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવ્યું હોત, તો હું એમ કહેવા હિંમત કરૂં છું કે તેનો વિકાસ આશ્ચર્યકારક રીતે થયો હોત. ગ્રામ્યસુખાકારી અને એવા બીજા પ્રશ્નનો નિવેડો ક્યારનો આવી ગયો હોત. ગ્રામ્યપંચાયતો અત્યારે વિશેષ રીતે જીવન્ત સંસ્થાઓ બની હોત. અને હિંદ અત્યારે પોતાની પરિસ્થિતિને અનુકૂળ એવું સ્વરાજ્ય ભોગવી રહ્યું હોત, અથવા તો ભોગવવાની તૈયારીમાં હોત; અને તેની પવિત્ર ભૂમિ ઉપર યોજનાપૂર્વક થતી ખૂનામરકી જોવાનો શરમાવનાર પ્રસંગ આવ્યો ન હોત. ભૂલ સુધારવા માટે હજી પણ મોડું થયું નથી; અને તમે ઇચ્છો તો તમે તે કામમાં મદદ કરી શકો, અને જેવી મદદ તમારાથી થશે તેવી બીજી કોઇ એક કે અનેક સંસ્થાઓથી પણ નહિ થાય.

હવે હું સ્વદેશીનો છેલ્લો ભાગ હાથ ધરૂં છું. આર્થિક અને ઔદ્યોગિક જીવનમાં સ્વદેશીનો ત્યાગ કરવાથી દેશને હાની પહોંચી છે. લોકોની અત્યંત ગરીબાઈ તેને આભારી છે. હિંદની બ્હારથી એક પણ જણસ વ્યાપાર અર્થે અહીં લાવવામાં આવી ન હોત, તો હિંદ આજે દહીં દુધથી છલકાતી ભૂમિ થઇ રહી હોત. પરંતુ તેવું ભાગ્ય જ ન હતું. આપણે લોભી બન્યા હતા. ઇંગ્લાંડનું પણ તેમજ હતું. ઇંગ્લાંડે હિંદ સાથે સંબંધ દેખીતી રીતે કુદષ્ટિથી બાંધ્યો હતો; પરંતુ હવે સંબંધ ચાલુ રાખવામાં તેની દૃષ્ટિ તેવી નથી રહી. તેણે પોતાની નીતિ જાહેર કરી છે કે હિંદીઓના હિત માટે જ તે હિન્દને સંભાળે છે. જો આ ખરૂં હોય, તો લેંકેશાયરે વચ્ચે આવવું નહિ જોઈએ. અને જો સ્વદેશી સિદ્ધાંત સંગીન હોય તો લેંકેશાયરને વચ્ચેથી ખસી જવામાં કંઈ નુકસાન નહિ થાય, જો કે ક્ષણભર તો તેને ધક્કો પહોંચવા જેવું લાગશે! વેર લેવાના ભાવથી ઉપાડવામાં આવેલી બોયકોટની ચળવળ જેવી સ્વદેશીની ચળવળ હું લેખતો નથી. હું તો તેને સૌ કોઇને પાળવાના ધાર્મિક નિયમ તરીકે માનું છું. હું અર્થશાસ્ત્રી નથી; પણ મેં કેટલાક એવા ગ્રન્થો વાંચ્યા છે કે જેના ઉપરથી મને

જણાય છે કે ઇંગ્લાંડ પોતાને જોઈતી બધી વસ્તુઓ ઉપજાવીને પોતાનું પોષણ કરી શકે એમ છે. આ વાત સાવ હસી કાઢવા જેવી લાગશે. અને તેમાં સત્ય ન હોઇ શકે એનો સૌથી સરસ પૂરાવો આ આપવામાં આવશે કે દુનિયાના સૌથી મ્હોટા આયાત કરનારા દેશોમાંયલો તે એક છે. પરંતુ, હિંદ પોતાનો નિભાવ ન કરી શકે ત્યાં સુધી તેના માટે લેંકેશાયર કે પછી બીજા કોઈ દેશની ઉપાધિ કરવી શકય નથી. અને પોતાની હદમાં જ પોતાની જરૂરીયાતોને પહોંચીવળવા માટે જોઇતી દરેક વસ્તુ તે પેદા કરે અને તેમ કરવામાં તેને મદદ કરવામાં આવે તો જ હિંદ પોતાનો નિભાવ કરી શકે. ગાંડી અને નાશકારક હરિફાઇ, જે અંદર અંદર લડાવી મારે છે, જે ખાર અને બીજા અનેક દોષોને પોષે છે, તેનાં વમળમાં હિન્દને પડવાની જરૂર નથી, હિંદે પડવું નહિ જોઈએ. પરંતુ, તેના મ્હોટા કરોડાધિપતિઓને દુનિયાની સાથે હરિફાઇમાં ઉતરતાં કોણ રોકી શકશે? ખચિત્ કાયદાથી તેમ થઇ શકશે નહિ. છતાં પ્રજામતનું દબાણ અને યોગ્ય શિક્ષણ મનમાનતું ઘણુંએ કરી શકે એમ છે. સાળનો ઉદ્યોગ મરવા પડ્યો છે. ગયે વર્ષે મારી મુસાફરી દરમ્યાન જેટલા બને તેટલા વણકરોને મળવા મેં ખાસ પ્રયત્ન કર્યો હતો. તેઓની સંખ્યામાં ઘટાડો થતો જોઈ તથા એક પછી એક કુટુંબને એક વખત આબાદી ભોગવતા આબરૂદાર ધંધામાંથી ફારેગ થતા જોઇ, મારૂં હૈયું પીડાયું હતું. આપણે સ્વદેશી સિદ્ધાંતનું પાલન કરતાં હોઇએ તો તમારી અને મારી આ ફરજ છે કે આપણી જરૂરીયાતો પૂરી પાડી શકે એવા પાડોશીઓ શોધી કાઢવા જોઈએ, તથા જેઓને તે કામ કરતાં નથી આવડતું તેઓને તે શીખાડવું જોઈએ. આમ કહેવા ટાણે હું એમ માની લઉં છું કે આપણા કેટલાક એવા પાડોશીઓ છે કે જેઓ ઉપયોગી ધંધાની શોધમાં છે. આમ થશે ત્યારે જ હિન્દનું દરેક ગામડું પોષણ અને રક્ષણ માટે પોતા ઉપર જ આધાર રાખતું બનશે, અને જે વસ્તુની સ્થાનિક પેદાશ નહિ જ હોય તેવી જ જણસોની આયાત તથા નિકાસ કરશે. આ બધામાં તમને ઘેલછાઈ જણાશે. ગમે

તેમ હો, પણ હિન્દ તો ઘેલો દેશ છે. કોઇ માયાળુ મુસલમાન પીવા માટે ચોખ્ખું પાણી આપવા તૈયાર હોય તોય તે ન લેતાં તરસ વેઠી પોતાનું ગળું સૂકવી નાખવું, એ ગાંડાઇ જ છે. છતાં હજારો હિંદુઓ મુસલમાનનાં ઘરનું પાણી પીવા કરતાં તરસથી મરી જવું પસંદ કરે છે. આ જ ઘેલા માણસોને જો એક વખત એવી ખાતરી થઈ જાય કે તેઓનો ધર્મ માત્ર હિન્દમાં જ બનેલાં કપડાં પહેરવાનો અને હિન્દમાં જ ઉત્પન્ન થયેલો ખોરાક લેવાનો છે તો પછી તેઓ બીજા કોઈ કપડા પહેરવાને અથવા બીજો કોઇ ખોરાક લેવા લલચાશે નહિ. લૉર્ડ કર્ઝને ચા પીવાનો રીવાજ દાખલ કર્યો. પ્રજા આ નુકસાનકારક વસ્તુનો ભોગ થઇ પડતી જણાય છે. તેણે સેંકડો અને હજારો સ્ત્રીપુરૂષોની હોજરીને નુકસાન પહોંચાડયું છે, અને તેઓની ટૂંકી આવક ઉપર એક વધારે પડતા બોજારૂપ થઇ પડી છે. લૉર્ડ હાર્ડિંજ સ્વદેશીની પ્રથા દાખલ કરે તો લગભગ આખું હિંદ પરદેશી માલનો ત્યાગ જ કરે. ભગવદ્ગીતામાં એક એવો શ્લોક છે કે જેનું તાત્પર્ય આ છે કે લોકો શિષ્ટોના પગલે ચાલે છે. પ્રજાનો વિચારશીલ વર્ગ સ્વદેશીવ્રત અંગીકાર કરે,---જો કે તેમ કરવા જતાં તેને થોડોક વખત ઘણી અગવડતા વેઠવી પડે એમ છે,—તો આ દોષ દૂર કરવો સહેલો છે. જીવનની કોઈ પણ પ્રવૃત્તિમાં કાયદો વચ્ચે પડે એ મને ઇષ્ટ નથી. કાયદો ગમે તેવો હોય તો પણ તે એક પ્રકારનું અનિષ્ઠ જ છે. તેમ છતાં, પરદેશી માલ ઉપર કડક આયાત વેરો નાખવામાં આવે તો હું તેને ચલાવી લઇશ, બલકે વધાવી લઇશ, તેનો બચાવ કરીશ. નાતાલની બ્રિટિશ સંસ્થાને, મોરિસિયસ નામની બીજી બ્રિટિશ સંસ્થાનમાંથી આવતી ખાંડ ઉપર જગાત નાખી પોતાના ખાંડના ઉદ્યોગનું રક્ષણ કર્યું હતું. હિન્દનો વ્યાપાર હિન્દની મરજી ઉપરાંત અરક્ષિત રાખી ઇંગ્લાંડે હિન્દના સંબંધમાં પાપ કર્યું છે. તેમ કરવામાં વખતે તેને અમૃત મળ્યું હશે, પરંતુ આ દેશને તો તે ઝેરરૂપ થઇ પડયું છે.

ઘણીવાર એમ કહેવામાં આવ્યું છે કે આર્થિક જીવનમાં તો હિન્દ સ્વદેશીનો સ્વીકાર કરી શકે એમ નથી. જેઓ તરફથી

આ વાંધો રજુ કરવામાં આવે છે તેઓ સ્વદેશીને જીવનના એક નિયમ તરીકે નથી ગણુતા. તેઓની નજરે આ કેવળ દેશાભિમાનથી પ્રેરાયલો પ્રયત્ન છે, અને તેમાં કોઈ પણ જાતનો આત્મત્યાગ કરવો પડે તો તે છોડી દેવા જેવો છે. આગળ આપવામાં આવેલાં લક્ષણુ પ્રમાણે, સ્વદેશી એક ધાર્મિક નિયમ છે, અને કદી કોઈ વ્યક્તિને શારીરિક અગવડ વેઠવી પડે તોપણુ તેનો વિચાર કર્યા વિના તેનું પાલન કરવાનું છે. અને તેમ કરવા જતાં, એક સોઈ કે ટાંચણી વાપરવી છોડી દેવી પડે,--કારણુ કે આ વસ્તુઓ હિંદમાં નથી બનતી,--તો તેથી આપણુને મુંઝવણુ થવી ન જોઈએ. સ્વદેશીવ્રત પાળનાર સેંકડો જણુસો જે આજે તેને જરૂરની જણુાય છે તે વિના ચલાવી લેતા શીખે છે. વળી, સ્વદેશીધર્મ પાળવો શકય નથી એવી દલીલ કરી જેઓ સ્વદેશી છોડી દે છે તેઓ ભૂલી જાય છે કે સ્વદેશી તો એક લક્ષ્ય છે જેની પ્રાપ્તિ માટે એકસરખો પ્રયત્ન કરવાનો છે. આપણુા દેશમાં મળી શકતી ન હોય એવી વસ્તુઓ માટે હાલ તુરત તો છૂટ મૂકી, અમુક નક્કી કરેલી વસ્તુઓના સંબંધમાં આપણે સ્વદેશીનું પાલન કરશું, તો પણુ આપણે આપણાં લક્ષ્ય ભણી જતા થશું.

સ્વદેશી સામે રજુ કરવામાં આવતા વાંધાઓમાં હવે એક જ વાંધાનો વિચાર કરવો બાકી છે. વિરોધીઓ તેને એક અતિ સ્વાર્થી નિયમ તરીકે ગણે છે, અને કહે છે કે તેને માટે ચઢીયાતાં નીતિશાસ્ત્રમાં પ્રમાણ નથી. તેઓનાં મને તો સ્વદેશીનું પાલન કરવું એ જંગલી દશા પાછી સ્વીકારવા સમાન છે. હું આ દલીલનું વિસ્તારથી પૃથક્કરણ કરવા નથી ઇચ્છતો. છતાં હું એટલું જણાવીશ કે સ્વદેશી એ એક જ એવો સિદ્ધાંત છે કે જે નમ્રતા અને પ્રેમને અનુકૂળ છે. હું મારાં કુટુંબની ભાગ્યે જ સેવા કરી શકતો હોઉં, તેવે વખતે આખાં હિંદની સેવા કરવા બ્હાર પડવા વિચાર કરવો એ મદ જ કહેવાય. હું મારાં કુટુંબને જ મારા પ્રયત્નનું લક્ષ્ય બનાવું, અને તેમ કરીને હું એમ માનું કે હું આખા રાષ્ટ્રની સેવા કરૂં છું, બલકે આખી માણુસજાતની સેવા કરૂં છું, તો તે વધારે સારૂં કહેવાય. આમાં જ નમ્રતા છે, આમાં જ પ્રેમ છે. કર્મના સારા-

સારનો નિર્ણય વૃત્તિ ઉપરથી કરાય છે. બીજાઓને હું પીડા કરતો હોઉં છતાં તે ઉપર ધ્યાન આપ્યા વિના મારાં કુટુંબની સેવા કરવી મારા માટે શકય છે. જેમ કે, હું એક એવું કામ લઉં કે જેને લઈ હું લોકો પાસેથી પૈસા કઢાવી શકું, અને તેમ કરી હું પૈસાદાર બનું અને પછી કુટુંબની ઘણીએ અઘટતી ઈચ્છાઓ પૂરી પાડું. આમ કરવાથી હું નથી સેવા કરતો કુટુંબની કે નથી કરતો રાજ્યની. અથવા, હું એમ માનું કે મારા તથા જેઓ મારા ઉપર આધાર રાખે છે તેઓનાં ભરણપોષણ માટે કામ કરવા વાસ્તેજ ઈશ્વરે મને હાથ પગ આપ્યા છે તો પછી હું મારૂં તથા જેઓ ઉપર હું સીધી અસર કરી શકું તેઓનું જીવન એકદમ સાદુ કરી નાખું. આમ કરવાથી બીજા કોઈને હાની કર્યા વિના હું મારા કુટુંબની સેવા કરૂં છું. દરેક જણ આવા પ્રકારનું જીવન અંગીકાર કરે તો આપણું રાજ્ય તરત જ આદર્શરૂપ બને. બધા આ સ્થિતિએ એક વખતે જ નહિ પહોંચી શકે. પરંતુ આપણામાંથી જેઓને આમાં સત્ય જણાય છે અને જેઓ તેને અમલમાં મૂકે છે, તેઓ તે પુણ્યશાળી દિવસ કયારે આવશે તેનો ખ્યાલ અચૂક રીતે કરી શકશે તથા તે જલદીથી આવે એમ કરશે. જીવનરેખા આ પ્રમાણે દોરવાથી, બીજા બધા દેશોને બાતલ કરી હિંદની સેવા કરતો જણાવા છતાં હું બીજા કોઇ દેશને નુકસાન પહોંચાડતો નથી. મારૂં દેશાભિમાન વ્યાવર્તક તેમ અભિવ્યાપક છે. મારી જન્મભૂમિની સેવામાં હું મારૂં ચિત્ત પૂર્ણ નમ્રતાથી પરોવું છું; એટલે તે વ્યાવર્તક છે. પરંતુ મારી સેવા સ્પર્ધા કે વિરોધ રૂપે નથી; એટલે તે અભિવ્યાપક છે. 'તમારી પ્રવૃત્તિ એવી રીતે ગોઠવો કે જેથી તમારા પાડોશીને ખલલ ન પહોંચે': આ સૂત્ર કેવળ કાયદાનું જ નથી, પરંતુ એ તો જીવનનો એક મહાન્ નિયમ છે. અહિંસા અથવા પ્રેમનાં યોગ્ય પાલનની એ કુંચી છે. તમે એક મહાન્ ધર્મના રક્ષકો હોઈ નવી પ્રથા પાડી શકો છો. આચારથી તમારા ઉપદેશને પાવન કરી તમે લોકોને સમજાવી શકો છો કે દ્વેષ ભાવથી પોષાતું દેશાભિમાન મારે છે, પરંતુ પ્રેમભાવથી પોષાતું દેશાભિમાન તારે છે.

# સત્યાગ્રહાશ્રમ.*

ગયે વર્ષે મારી સાથે વાતચિત કરવા ઘણા વિદ્યાર્થીઓ અહીં આવ્યા હતા. તે વખતે મેં તેઓને કહ્યું હતું કે હિંદના કોઈ એક ભાગમાં હું એક સંસ્થા કે આશ્રમ સ્થાપવાની તૈયારીમાં છું, અને તેથી આજ સવારના હું તમારી પાસે સત્યાગ્રહાશ્રમ વિષે બોલવાનો છું. મને લાગે છે અને મારાં આખાં જાહેર જીવન દરમ્યાન મને લાગ્યું છે કે આપણને જે વસ્તુની જરૂર છે, જેની દરેક પ્રજાને જરૂર છે, પરંતુ દુનિયાની બીજી પ્રજાઓ કરતાં આપણને જેની અત્યારે વધારે જરૂર છે, તે એક જ છે, અને તે ચારિત્રની ખીલવણી છે. આજ વિચાર આપણા મહાન્ દેશભક્ત ગોખલેએ પ્રદર્શિત કર્યો છે. તમે આ જાણતા હશો કે તેઓએ પોતાનાં ઘણાં ભાષણોમાં એમ કહ્યું છે કે જ્યાં સુધી આપણી મનોકામનાને ટેકો આપવા આપણી પાસે ચારિત્ર રૂપી બળ નથી ત્યાં સુધી આપણને કંઈ મળશે નહિ, આપણે કશા માટે લાયક થશું નહિ. તેથી જ તેણે તે મહાન સંસ્થા, હિન્દ સેવક સમાજ સ્થાપી છે. તમે જાણતા હશો કે તે સમાજના સંબંધમાં જે રૂપરેખા પ્રગટ કરવામાં આવી હતી, તેમાં શ્રીયુત ગોખલેએ વિચારપૂર્વક જણાવ્યું હતું કે આપણા દેશનું રાજકીય જીવન ધાર્મિક કરવાની જરૂર છે. તમે આ પણ જાણતા હશો કે તેઓ વારેવારે કહેતા કે આપણી સરેરાસ યુરોપની ઘણી પ્રજાની સરેરાસ કરતાં ઉતરતી છે. તેમને હું અભિમાનપૂર્વક મારા રાજકીય ગુરૂ માનું છું. પરંતુ તેમનું આ કથન વસ્તુતઃ આધારભૂત છે કે નહિ તે હું કહી શકતો નથી. છતાં હું એટલું માનું છું કે કેળવાયલા હિન્દનો

* આ ભાષણ ૧૯૧૭ ના ફેબ્રુઆરી માસમાં, મદ્રાસમાં, આપવામાં આવ્યું હતું.

વિચાર કરતાં તેની સાબિતીમાં ઘણું કહેવાનું છે; અને તેનું કારણ, આપણે પ્રજાના શિક્ષિત વર્ગે, ભૂલ કરી છે એ નથી, પરંતુ આપણે સંજોગોના ભોગ થયા છીએ, એ છે. ગમે તેમ હો, પરંતુ મેં આ જીવનનાં સૂત્ર તરીકે સ્વીકાર્યું છે કે જ્યાં સુધી તેને ધાર્મિક ટેકો નહિ હોય, ત્યાં સુધી કોઈ પણ માણસે, પછી તે ગમે તેટલો મ્હોટો હોય તો પણ, તેણે કરેલું કોઈ પણ કાર્ય વાસ્તવિક રીતે ફલિભૂત નહિ થાય. પણ ધર્મ એટલે શું? આ પ્રશ્ન તરત જ પૂછવામાં આવશે. હું તો એ જવાબ આપીશ કે દુનિયાના બધા ધર્મગ્રન્થો વાંચવા છતાં ખરો ધર્મ મળી શકતો નથી. ધર્મ વસ્તુતઃ બુદ્ધિગ્રાહ્ય નથી, પરંતુ હૃદયગ્રાહ્ય છે. આપણાથી જૂદી એવી એ વસ્તુ નથી, પરંતુ એ એવી વસ્તુ છે કે જેને આપણે આપણા પોતામાંથી જ ખીલવવાની છે. તે સદા આપણાં અંતરમાં જ છે. કેટલાકોને તેનું ભાન છે, બીજા કેટલાકોને તેનું જરા પણ ભાન નથી. પરંતુ તે તત્વ તેઓમાં પણ છે. આપણામાં રહેલી આ ધાર્મિક વૃત્તિ બાહ્ય સાધનથી વા આંતરિક સાધનથી આપણે જગાડીએ, પછી રીત ગમે તે હોય; અને જો આપણે કંઈ પણ રીતસર કરવા અને ચિરકાળ ટકે તેવું કરવા માગતા હશું તો તે વૃત્તિને જગાડવી જ પડશે.

આપણાં શાસ્ત્રોએ કેટલાક નિયમો જીવનનાં સૂત્ર અને સિદ્ધાંત રૂપે જણાવ્યા છે, જેને આપણે સ્વયંસિદ્ધ સત્ય તરીકે સ્વીકારી લેવાના છે. શાસ્ત્રો આપણને કહે છે કે આ નિયમોનું સેવન કરવામાં ન આવે તો ધર્મની થોડી ઘણી પણ ઝાંખી કરવાને આપણે અશક્ત જ રહેવાના. ઘણાં વર્ષો થયાં, આ નિયમોમાં હું પૂર્ણ રીતે માનતો હોવાથી, અને શાસ્ત્રના આ આદેશોને અમલમાં મુકવાને મેં ખરેખર પ્રયત્ન કરેલો હોવાથી, સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરવામાં મારા જેવા વિચાર કરનારાઓની સહાયતા મેળવવી મને યોગ્ય જણાઇ છે. જે નિયમો ઘડવામાં આવ્યા છે અને જેનું પાલન અમારા આશ્રમમાં જોડાવા ઈચ્છનાર દરેકે

કરવાનું છે, તે તમારી સમક્ષ આજ સવારના રજુ કરવા હું ઇચ્છું છું.

નિયમોમાંનાં પાંચ **યમ** તરીકે જાણીતા છે; અને સૌથી પ્રથમ અને અગત્યનો નિયમ **સત્યવ્રત**નો છે. જેને આપણે સામાન્ય રીતે સત્ય સમજીએ છીએ કે બને ત્યાં સુધી આપણે અ-સત્યનો ઉપયોગ નહિ કરવો, એટલે કે ‘સત્ય એ સર્વોત્તમ નીતિ’ છે એ કહેવતને અનુસરતું સત્ય, તે જ સત્ય નહિ (કારણુ કે તેમાં આ અર્થ પણ સમાઈ જાય છે કે જો તે સર્વોત્તમ નીતિ ન ન હોય તો તેને આપણે પડતી મૂકી દઈએ) પરંતુ જે સત્ય હું સમજાવવા ઈચ્છું છું તે આ છે કે આપણે આપણું જીવન સત્યના નિયમાનુસાર ગમે તેટલા ભોગે ગુજારવું જોઈએ. સત્યનું આ સ્વરૂપ સમજાવવાને મેં પ્રહ્લાદજીનાં જીવનનો પ્રસિદ્ધ દૃષ્ટાંત લીધો છે. તેઓએ સત્યને ખાતર પોતાના પિતાની સામે થવા હિંમત કરી હતી. તેઓએ પ્રતિકાર કરીને અથવા પોતાના પિતાસદૃશ વર્તન કરીને પોતાનું રક્ષણુ કરવા પ્રયત્ન કર્યો ન હતો; પરંતુ પોતા ઉપર પોતાના પિતા તરફથી થયેલા પ્રહારો અથવા પોતાના પિતાના હુકમથી બીજાઓએ કરેલા પ્રહારો સામે પ્રહારો કરવાની દરકાર કર્યા વિના, પોતાને જે સત્ય સમજાયું હતું તેના રક્ષણુ માટે તેઓ પ્રાણુ પાથરવા તૈયાર હતા; એટલું જ નહિ પણ તેઓએ પ્રહારોથી છટકી જવાને ઈચ્છયું પણુ ન હતું. તેને બદલે, જે અસંખ્ય બળાત્કારો તેઓના ઉપર કરવામાં આવ્યા તે બધા તેઓએ સ્મિતપૂર્વક સહન કર્યા. પરિણામ એ આવ્યું કે અંતે સત્યનો જય થયો. પરંતુ, કોઈક દિવસ પણ, પોતાના જીવન દરમ્યાન જ સત્ય નિયમની નિશ્ચિતતા દાખવવા પોતે શક્તિમાન થશે એવી માન્યતાથી પ્રહ્લાદજીએ બળાત્કારો સહન ન હોતા કર્યા. પરંતુ બળાત્કારથી તેમનું મરણુ થતે, તો પણુ તેઓ સત્યને વળગી રહ્યા હતે. આવા સત્યનું સેવન કરવા હું ઇચ્છું છું. ગઈ કાલે મેં એક બનાવ જોયો. તે નજીવો હતો, પરંતુ હું ધારૂં છું કે જેમ તણુખલાં પવન કઈ દિશામાં વાય છે તે બતાવે છે, તેમ આવા નજીવા પ્રસંગો માણુસનાં મનનું વલણુ બતાવે છે.

પ્રસંગ આ હતોઃ એક મિત્ર મારી સાથે ખાનગી વાત કરવા ઈચ્છતો હતો; તેથી તે અને હુ એકાંતમાં ગયા અને વાતચિત કરવા લાગ્યા. તેવામાં એક ત્રીજો મિત્ર આવ્યો, અને તેણે વિનયથી પૂછ્યું કે 'મેં ખલલતો નથી કરી!' જે મિત્ર સાથે હુ વાત કરતો હતો તેણે કહ્યું: 'અરે નહિ, અમે કંઇ ખાનગી વાત કરતા નથી.' મને જરાક નવાઈ લાગી, કારણ કે મને ખાનગીમાં લઈ જવામાં આવ્યો હતો અને હું જાણુતો હતો કે આ મિત્રથી તો અમારી વાતચિત ખાનગી હતી. પરંતુ તેણે તરત જ વિનયને લઈને—હું તો તેને વધુ પડતો વિનય કહીશ—કહ્યું: 'અમારી વ તચિત કંઈ ખાનગી નથી, અને તમે (પાછળથી આવેલ મિત્ર) અમારી પાસે ભલે આવો.' હું એમ કહેવા માગું છું કે આવું વર્તન સત્યનું જે લક્ષણુ મેં બાંધ્યું છે તેને અનુકૂળ નથી. હુ ધારૂં છું કે તે મિત્રે જેટલી બને તેટલી નમ્રતાથી, પરંતુ ખુલી રીતે અને નિખાલસ મને સામા ધણીને, જે સજ્જન હોય છે, અને જ્યાં સુધી તે તેવો નથી એમ ન જણાય ત્યાં સુધી આપણે દરેકને સજ્જન માનવાને બંધાયલા છીએ, તેને જરા પણ માઠુ લગાડ્યા વિના કહેવું જોઇતું હતું કે તમે કહો છો તેમ, તમારા અહીં આવવાથી અમને ખલલ પહોંચશે.' પરંતુ મને વખતે એમ કહેવામાં આવશે કે આવું વર્તન તો પ્રજાની નમ્રતા સૂચવે છે. મને લાગે છે કે આમ કહેવું વધારે પડતું છે. વિનયને અંગે આપણે આમ કહેતા રહેશું, તો આપણે અવશ્ય દાંભિકોની પ્રજા બનશું. એક અંગ્રેજ મિત્ર સાથે થયેલી વાતચિત મને યાદ આવે છે તેની સાથે મારો પરિચય બહુ ન હતો. તે એક કોલેજનો અધ્યાપકપ્રવર છે અને હિન્દમાં ઘણાં વર્ષો થયા વસે છે. મારી સાથે તે એકવાર કેટલીક ચર્ચા કરતો હતો, તે વખતે તેણે મને પૂછયું: 'તમે આ કબુલ કરશો કે નહિ કે જ્યારે હિન્દીઓ 'ના' કહેવા માંગે છે ત્યારે પણ તેઓ 'ના' કહેવાની હિંમત નથી કરતાં, જે હિંમત ઘણા અંગ્રેજો ધરાવે છે.' મારે કહેવું જોઈએ કે મેં તરત જ 'હા' પાડી; તે વાત સાથે હું મળતો થયો. જે માણસને ઉદ્દેશીને આપણે બોલીએ છીએ

તેની લાગણીઓને માન આપવા ખાતર, આપણે નિખાલસ રીતે અને હિંમતથી 'ના' કહેવામાં આપણે આનાકાની કરીએ છીએ. અમારા આશ્રમમાં અમે એવો નિયમ રાખ્યો કે છે અમે 'ના' કહેવા ઇચ્છતા હોઇએ, ત્યારે અમારે પરિણામનો વિચાર કર્યા વિના, 'ના' પાડવી. આવા પ્રકારનું सत्यव्रत અમારો પ્રથમ નિયમ છે.

હવે આપણે अहिंसाव्रतનો વિચાર કરશું. અહિંસાનો શબ્દાર્થ 'મારવું નહિ' એવો થાય છે. પરંતુ મને તેમાં ઘણો અર્થ સમાયલો જણાય છે. અહિંસાનો અર્થ 'મારવું નહિ' એટલો જ કરતાં જે પ્રદેશમાં હું જાઉં, તેના કરતાં ઘણા ઉંચા પ્રદેશમાં, અતિ ઉંચા પ્રદેશમાં, તેમાં રહેલો અગાધ અર્થ મને લઇ જાય છે. અહિંસાનો ખરો અર્થ એ છે કે આપણે કોઈને હાની પહોંચાડવી નહિ; આપણે જે પોતાને આપણો શત્રુ માનતો હોય તેના માટે પણ અનુદાર વિચાર ન ધરાવીએ. આ વિચારના મર્યાદિત સ્વરૂપ ઉપર જરા ધ્યાન આપજો. હું એમ નથી કહેતો કે 'જેને આપણે આપણા શત્રુ માનતા હોઈએ.' પણ હું એમ કહું છું કે 'જે પોતાને આપણો શત્રુ માનતો હોય'. કારણ કે જે અહિંસા ધર્મ પાળે છે તેને શત્રુ હોઈ શકે જ નહિ. તે કોઈને શત્રુ જ માનતો નથી. પરંતુ એવા લોકો હોય છે કે જેઓ પોતાને તેના શત્રુ સમજતા હોય છે, અને આ માટે તે લાચાર છે. પરન્તુ આવા માણસો માટે પણ દુષ્ટ વિચાર ધરાવી ન શકાય. આપણે પ્રહાર સામે પ્રહાર કરીએ તો આપણું વર્તન અહિંસાધર્મથી પ્રતિકૂળ ઠરે. પરન્તુ હું તેથી પણ આગળ જાઉં છું; આપણા મિત્રની પ્રવૃત્તિ અથવા કહેવાતા શત્રુની પ્રવૃત્તિની ઉપર રોષ કરીએ, તો પણ આપણે અહિંસાનાં પાલનમાં પાછા પડીએ છીએ. હું એમ નથી કહેતો કે આપણે રોષે ન ભરાવું એટલે આપણે નમતું મેલવું. હું એમ કહેવા માગું છું કે રોષ કરવો એટલે એવું ઇચ્છવું કે શત્રુને કોઈ પણ જાતની હાની પહોંચે અથવા તેને દૂર કરવામાં આવે, પછી ભલે આપણા પોતાના હાથે નહિ તો પણ બીજા કોઈના હાથે અથવા તો દિવ્ય

સત્તાથી. આવો વિચાર પણ આપણે મનમાં રાખીએ તો પણ આપણે અહિંસાધર્મથી દૂર રહીએ છીએ. જેઓ આશ્રમમાં જોડાય છે તેઓને આ અર્થ શબ્દશઃ સ્વીકારવો પડે છે. એથી એમ નથી સમજવાનું કે અમે અહિંસાધર્મ સંપૂર્ણતાથી પાળીએ છીએ. એવું કંઈજ નથી. એ તો એક આદર્શ છે જે આપણે પ્રાપ્ત કરવાનો છે, અને આપણામાં જો શક્તિ હોય તો તે આદર્શ આ ક્ષણે જ પ્રાપ્ત કરવા જેવો છે. પરન્તુ એ કંઇ ભૂમિતિનો સિદ્ધાંત નથી કે જે આપણે મોઢે કરી લઈએ; ઉંચી ગણિતના કઠણ પ્રશ્નો ઉકેલવા જેવું પણ તે નથી. તે પ્રશ્નો ઉકેલવાનાં શ્રમ કરતાં તે અત્યંત વધારે કઠણ છે. આપણામાંથી ઘણાઓએ તે પ્રશ્નો સમજવા ઉજાગરાઓ કર્યા છે. જો આપણે આ વ્રત પાળવું હોય, તો આપણે ઉજાગરાઓ કરવા ઉપરાંત ઘણું વધારે કરવું પડશે. આપણે ઘણીએ ઉંઘ વિનાની રાત્રિઓ પસાર કરવી પડશે, અને આપણે આ નેમ પ્રાપ્ત કરી શકીએ અથવા તેને દૃષ્ટિગોચર પણ કરી શકીએ, તે પૂર્વે આપણે ઘણીએ માનસિક વ્યથાઓ અને વેદનાઓ સહન કરવી પડશે. ધાર્મિક જીવન એટલે શું એ આપણે સમજવા ઈચ્છતા હશું તો તમારે અને મ્હારે તે નેમ અવશ્ય પ્રાપ્ત કરવી જોઇશે. આનાથી વિશેષ હું આ સિદ્ધાંત ઉપર નહિ બોલું: જે માણસ આ વ્રતનાં સામર્થ્યમાં માને છે, તેને અંતિમ ભૂમિકા ઉપર, એટલે કે જ્યારે નેમને તે પ્રાપ્ત કરી લેવાનો થાય છે ત્યારે આખી દુનિયા તેના ચરણે આવી પડતી જણાય છે. એમ નથી કે તે આખી દુનિયાને પોતાના પગે પાડવા ઇચ્છે છે, પણ તેમ થાય જ છે. જો આપણે આપણો પ્રેમ, આપણા કહેવાતા શત્રુ ઉપર એવી રીતે ઢાળશું કે જેનો સંસ્કાર તેના ઉપર સ્થાયી રહે, તો તે પણ આપણને ચહાવા લાગશે. આમાંથી બીજો વિચાર આ પણ નીકળે છે કે આ નિયમ પ્રમાણે, યોજનાપૂર્વક રચાયલી ખુનામરકી, તેમ ખુલ્લી રીતે કરવામાં આવતાં ખુનો સંભવતા નથી, અને દેશ માટે તેમ આપણી છાયા હેઠળના આપણા પ્રિય જનોનાં માનનાં રક્ષણાર્થે પણ કોઇ પણ પ્રકારનો જુલમ કરી

શકાતો નથી. તે તો માનનું તુચ્છ પ્રકારનું રક્ષણ કહી શકાય. અહિંસાધર્મ આપણને એમ શીખાડે છે કે આપણી છાયા હેઠળના જનોનાં માનનું રક્ષણ, અધર્મ કરવા તૈયાર થયેલા માણસને આપણો પોતાનો ભોગ આપીને, કરવાનું છે. સામો પ્રહાર કરવામાં જેટલું શારીરિક અને માનસિક શૌર્ય જોઇએ છે તેના કરતાં વધારે શૌર્ય ભોગ આપવામાં જોઈએ છે. આપણામાં કેટલેક અંશે શરીરબળ-શૌર્ય નહિ-હશે અને આપણે તે બળનો ઉપયોગ પણ કરીએ. પણ જ્યારે તે ખલાસ થઇ જાય છે ત્યારે શું થાય છે? સામો માણસ ક્રોધ અને રોષમાં આવી જાય છે, અને તેનાં બળ સાથે આપણાં બળનું તોલન કરવા જતાં આપણે તેને વધારે ઉશ્કેરીએ છીએ; અને જ્યારે તે આપણને મરણતોલ કરી દે છે ત્યારે તેનું બાકીનું બળ આપણા આશ્રિત જન ઉપર તે વાપરે છે. પરંતુ જો આપણે તેની સામે ઘા ન કરીએ, પણ આપણા આશ્રિત જન અને શત્રુ વચ્ચે આપણે મક્કમ રીતે ઉભા રહીએ, અને તેના પ્રહારો, સામો ઘા કર્યા વિના સહન કર્યા જ કર્યે તો શું થશે? હું તમને ખાત્રી આપું છું કે તેનું સર્વ બળ આપણા ઉપર વપરાઇ જશે, અને આપણા આશ્રિતને કોઇ પણ જાતની હાની નહિ થાય. જે દેશાભિમાન, યુરોપમા અત્યારે ચાલી રહેલું છે એવા યુદ્ધને માન્ય કરે છે, તેવા દેશાભિમાનની કલ્પના આવા પ્રકારનાં જીવનમાં હોઈ શકતી નથી.

અમે **બ્રહ્મચર્યવ્રત** પણ લઇએ છીએ. જેઓ પ્રજાની સેવા કરવા ઈચ્છે છે, અથવા જેઓને ખરા ધાર્મિક જીવનની ઝાંખી કરવાની ઉમેદ છે, તેઓ પરણેલા હોય કે ન હોય, તોય તેઓએ બ્રહ્મચારી જીવન ગુજારવું જોઇએ. લગ્ન સ્ત્રીને પુરૂષ સાથે વધારે ગાઢ સંબંધમાં લાવે છે, અને તેઓ બંને વિશિષ્ટ અર્થમાં મિત્ર બને છે. તેઓનો વિયોગ આ જીવનમાં તેમ આગામી જીવનોમાં કદી સંભવતો નથી. પણ હું નથી ધારતો કે આપણી લગ્નની કલ્પનામાં કામને અવશ્ય સ્થાન હોવું જોઈએ. ગમે તેમ હો, પણ જેઓ આશ્રમમાં જોડાવવા ઈચ્છે છે તેઓની

પાસે આ વાત આ રીતે મુકવામાં આવે છે. હુ તેના ઉપર વિસ્તારથી નથી બોલવા માગતો.

આ ઉપરાંત અમે **સ્વાદેન્દ્રિયનિગ્રહવ્રત** પણ પાળીએ છીએ. જે માણસ પોતામાં રહેલી પાશવવૃત્તિ જીતવા માગે છે તે જો પોતાની જીભને વશ રાખે છે તો તેમ તે સહેલાઈથી કરી શકે છે. મને લાગે છે કે પાળવાનાં વ્રતોમાં આ એક ઘણું કઠણ વ્રત છે. હું હમણાંજ વિક્ટોરીયા હોસ્ટેલ જોઇને આવું છું. ત્યાં મેં જે જોયું તેનાથી મને નવાઈ ન લાગી, જોકે મને નવાઇ લાગવી જોઇતી હતી, પણ હવે તો હુ તેવાથી ટેવાઈ ગયો છું. ત્યાં મેં ઘણાં રસોડાઓ જોયા ! તે રસોડાઓ કંઇ જ્ઞાતિબંધનના નિયમો જાળવવા માટે નથી કરવામાં આવ્યાં, પરંતુ જુદા જુદા સ્થળેથી આવેલા લોકોને પોતાને અનુકૂળ અને પૂરતો સ્વાદ મળે તેના વાસ્તે તેટલા બધા રસોડા રાખવાની જરૂર જણાય છે. અને તેથી આપણે જોઈએ છીએ કે ખુદ બ્રાહ્મણો માટે જુદા જુદા વિભાગો અને જુદા જુદા રસોડાઓ છે કે જ્યાં તેઓના જુદા જુદા સમૂહોના જાતજાતના સ્વાદ માટે રસોઈ થાય છે. હુ તમને એમ જણાવવા માગું છું કે આ તો સ્વાદ ઉપર સ્વામીત્વને બદલે કેવળ તેની ગુલામગીરી છે. હું એટલું જ કહીશ કે જ્યાં સુધી આપણે આપણાં મનને આ ટેવમાંથી નહિ છોડાવીએ, જ્યાં સુધી આપણે ચા કાફીની દુકાનો અને આ બધા રસોડાઓ ઉપરથી આપણી નજર નહિ ખસેડીએ, જ્યાં સુધી આપણાં શરીરની સારી તંદુરસ્તી જાળવવા માટેના જરૂરી ખોરાકથી આપણે સંતોષ નહિ માનીએ, જ્યાં સુધી માદક અને ગરમ મસાલાઓ જે આપણે આપણા ખોરાકમાં મેળવીએ છીએ તે છોડી દેવાને આપણે તૈયાર નહિ થઈએ, ત્યાં સુધી આપણે આપણામાં રહેલી વધારે પડતી, બીન જરૂરી અને ઉશ્કેરે તેવી ગરમી ઉપર કાબૂ કદી મેળવી શકશું નહિ. આપણે આમ નહિ કરીએ તો સ્વાભાવિક રીતે પરિણામ એ આવશે કે આપણે આપણને ઉતારી પાડશું અને આપણને સોંપવામાં આવેલ પવિત્ર **ન્યાસ**નો પણ ગેરઉપયોગ કરશું, અને પશુ

અને જડ કરતાં પણ ઉતરતી કોટિના બનશું. ખાવું પીવું અને કામોપભોગ કરવો એ આપણા અને પશુ વચ્ચે સમાન છે, પરંતુ તમે કદી એવી ગાય કે ઘોડો જોયો છે કે જે આપણી પેઠે સ્વાદમાં લંપટ બન્યાં હોય છે? શું તમે એમ માનો છો કે આ સંસ્કૃતિનું ચિહ્ન છે? શું ખરાં જીવનની આ નિશાની છે કે આપણે આપણા ખાવાની વસ્તુઓ એટલી બધી વધારી મુકવી કે આપણે કયાં છીએ તેનો પણ પત્તો આપણને ન રહે? અને એક પછી એક પકવાનો શોધતા રહેવાં કે જેને અંતે આપણે સાવ ગાંડા બની જઈએ અને આ પકવાનો વિષે છાપાઓમાં આવતી જાહેરખબરો વાંચવા આપણે દોડીએ?

બીજું એક વ્રત **अस्तेय**નું છે. હું એમ કહેવા ઇચ્છું છું કે આપણે બધા એક રીતે ચોર છીએ. મારા તરતના ઉપયોગ માટે જેની મને જરૂર ન હોય એવી વસ્તુ જો હું લઉં, અને મારી પાસે રાખી મુકું, તો હું તેની બીજા કોઇ પાસેથી ચોરી કરૂં છું. હું એમ કહેવા માગું છું કે અપવાદ વિના સૃષ્ટિનો આ મૂળ નિયમ છે કે સૃષ્ટિ આપણી જરૂરયાતો પૂરી પાડવા જેટલું દરરોજ ઉત્પન્ન કરે છે, અને જો દરેક જણ પોતાને જરૂર જોઇતું લે અને વધારે ન લે, તો આ દુનિયામાં ગરીબાઇ ન રહે અને આ દુનિયામાં કોઇ પણ માણસ ભૂખમરાથી ન મરે. આપણામાં આ અસમાનતા ચાલુ છે એનો અર્થ એ કે આપણે ચોરી કરીએ છીએ. હું 'સોશિયલીસ્ટ' નથી, અને જેઓ પાસે સંપત્તિ છે તેઓ પાસેથી તે પડતી મેલાવવા હું નથી માગતો. પરંતુ હું એટલું તો કહું છું કે આપણામાયલી જે વ્યક્તિઓ અન્ધકારમાંથી પ્રકાશમાં જવા ઇચ્છે છે તેઓએ તો અસ્તેયવ્રત પાળવાનું છે. હું કોઈ પાસે પોતાનો કબજો છોડાવવા નથી માગતો. જો હું તેમ કરૂં તો હું અહિંસાધર્મથી ચલિત થાઉં. મારા કરતાં બીજા કોઈ પાસે વધારે હોય, તો ભલે. પરંતુ મારૂં પોતાનું જીવન વ્યવસ્થિત કરવા માટે તો હું જણાવીશ કે જેની મને જરૂર નથી તે હું મારી પાસે રાખી ન શકું. હિંદમાં ત્રણ કરોડ માણસો એવા છે કે જેઓને એક ટંકનાં ભોજનથી જ

સંતોષ માનવો પડે છે, અને તે પણ કેવળ સુકો રોટલો અને ચપટીભર મીઠાથી. જ્યાં સુધી આ ત્રણ કરોડ જણોને પૂરતાં વસ્ત્ર અને ખોરાક નથી મલ્યાં ત્યાં સુધી તમને અને મને આપણી પાસે જે કંઇ હોય તે રાખવાનો હક નથી. તમે અને હું વધારે સમજીએ છીએ; એટલે આપણે આપણી જરૂરીયાતોમાં ઘટતો ફેરફાર કરવો જોઈએ, અને સ્વેચ્છાથી ભૂખમરો પણ વેઠવો જોઈએ કે જેથી કરી તેઓની માવજત થાય, તેઓને ખવરાવવાય અને વસ્ત્ર પહેરાવવાય. આમાંથી એની મેળે જ **अपरिग्रहव्रत** ઉદ્ભવે છે.

હવે હું **स्वदेशीव्रत** વિષે બોલીશ. સ્વદેશીવ્રત આવશ્યક વ્રત છે. સ્વદેશી જીવન અને સ્વદેશી ભાવનાથી તમે પરિચિત છો. હું એમ કહેવા માગું છું કે આપણી જરૂરીયાતો સંતોષવાને માટે આપણા પાડોશીઓને મૂકીને બીજા પાસે જઈએ તો આપણે આપણાં જીવનના એક પવિત્ર નિયમનો ભંગ કરીએ છીએ. મુંબઈથી કોઈ માણુસ અહીં આવે અને પોતા પાસેનો માલ ખરીદ કરવા તમને કહે, તો જ્યાં સુધી તમારાં પોતાનાં આંગણાંમાં મદ્રાસમાં જન્મેલો અને મ્હોટો થયેલો વ્યાપારી છે ત્યાં સુધી તમે મુંબઈના વ્યાપારીને ટેકો આપવામાં યોગ્ય કરતા નથી. સ્વદેશીનો મારો આવો વિચાર છે. તમારાં ગામડામાં, જ્યાં સુધી તમારાં ગામનો જ હજામ છે, ત્યાં સુધી મદ્રાસથી તમારી પાસે આવેલા હુશ્યાર હજામને દૂર રાખીને તમે તેને ટેકો આપવાને બંધાયલા છો. તમને એમ જણાય કે તમારાં ગામના હજામે મદ્રાસના હજામ જેટલી નિપુણતા મેલવવી જોઈએ તો તમે તેને તેવું શિક્ષણ દઈ શકો છો. જોઈએ તો તમે તેને મદ્રાસ મોકલો, કે જેથી તે ત્યાં જઈ પોતાનો ધંધો શીખી આવે. જ્યાં સુધી તમે તેમ ન કરો ત્યાં સુધી તમે બીજા હજામ પાસે જવામાં વ્યાજબી ઠરતા નથી. આમ કરવામાંજ ખરૂં સ્વદેશી રહેલું છે. એટલે આપણને જણાય કે ઘણીએ વસ્તુઓ એવી છે કે જે આપણને હિંદમાં મલી શકતી નથી, તો આપણે તેના વિના ચલાવી લેવા પ્રયત્ન કરવો જોઈએ. આપણને

ઘણી વસ્તુઓ જરૂરની જણાય પણ તેના વિના આપણે ચલાવી લેવું જોઈએ. પરંતુ ખાત્રીથી માનજો કે જ્યારે તમારૂં મન આવા પ્રકારનું થશે, ત્યારે તમારા માથેથી એક મ્હોટો બોજો ઉતરી ગયેલો તમને જણાશે. આવો જ અનુભવ 'પીલ્ગ્રીમસ પ્રોગ્રેસ'ના અનુપમ પુસ્તકના યાત્રાળુને થયો હતો. વખત એવો આવ્યો કે યાત્રાળુ જે મ્હોટો બોજો પોતાના માથે લઈ જતો હતો તે તેના માથેથી તેના ભાન વિના નીચે પડી ગયો, અને મુસાફરીની શરૂઆતમાં જેવો તે હતો તેના કરતાં વધારે છૂટો તે પોતાને માનવા લાગ્યો. તેમજ, જે ઘડીએ તમે આવું સ્વદેશી જીવન અંગીકાર કરશો કે તેજ ઘડીએ તમને પોતાને જેવા અત્યારે છો તેના કરતાં વધારે છૂટા થયેલા માનશો.

અમે **નિર્ભયતા**નું વ્રત પણ પાળીએ છીએ. હિંદના મારાં પર્યટન દરમ્યાન મને જણાયું છે કે હિંદ, શિક્ષિત હિંદ, નિર્બળ કરી નાખે એવા ભયમાં ઝકડાઈ ગયું છે. જાહેરમાં આપણે આપણું મોઢું ઉગાડીએ નહિ, આપણે આપણા સુબદ્ધ મતો જાહેરમાં રજુ કરીએ નહિ, આપણે તેવા વિચારો ધરાવતા હોઈએ, આપણે તેની વાતો ખાનગીમાં કરતા હોઈએ, આપણા ઘરખૂણે આપણે ગમે તે કરતા હોઇએ, પરન્તુ તેનો ઉપયોગ જાહેર માટે કરીએ નહિ! જો આપણે મૌનવ્રત લીધું હતે, તો મારે કંઈ કહેવાનું રહેતે નહિ. જાહેરમાં બોલવા ટાણે આપણે જે વાતો ઉચારીએ છીએ, તેમાં આપણે ખરેખર માનતા હોતા નથી. મને ખબર નથી કે હિંદમાં બોલનારા લગભગ દરેક જાહેર પુરૂષને આવા પ્રકારનો અનુભવ થયો છે કે નહિ. હું એમ કહેવા માગું છું કે એક જ સત્તા એવી છે, જો આપણે તેને યોગ્ય રીતે સત્તા કહી શકીએ તો, કે જેનાથી આપણે ડરવાનું છે, અને તે એક ઈશ્વર છે. આપણે ઈશ્વરથી ડરશું તો ગમે તેટલી ઉંચી પદવી ધરાવનારા માણસથી પણ આપણે નહિ ડરીએ. અને આપણે સત્યવ્રત કોઈ પ્રકારે કે રૂપે પાળવા માગતા હશું તો નિર્ભયતા અવશ્ય રાખવી પડશે. ભગવદ્ગીતામાં તમે જોશો

કે દૈવી સંપત્તિમાં પ્રથમ સંપત્તિ **અભય** જણાવવામાં આવી છે. આપણે પરિણામથી ડરીએ છીએ; તેથી જ આપણે સત્ય બોલતા ડરીએ છીએ. જે માણસ ઈશ્વરથી ડરે છે તે માણસ કદી પણ ઐહિક પરિણામોથી ડરતો નથી. ધર્મ એટલે શું એ સમજવાની લાયકાત આપણે મેળવી શકીએ તે અગાઉ, અને હિંદનું ભાગ્ય દોરવાની લાયકાત આપણે પ્રાપ્ત કરી શકીએ તે પહેલાં, શું તમને નથી લાગતું કે આપણે નિર્ભય રહેવાની ટેવ પાડવી જોઈએ? અથવા જેમ આપણે બીજાથી અંજાઇ ગયા છીએ, તેમ આપણે આપણા દેશબાંધવોને આંજી નાખવા માગીએ છીએ? આથી આપણને જણાશે કે નિર્ભયતાની કેટલી બધી અગત્યતા છે.

આ પછી, અમારે **અસ્પર્શ્યતા** વિષેનું વ્રત પાળવાનું છે. અત્યારે હિંદુ ધર્મ ઉપર ભુસી ન શકાય એવી આ એક કાળી ટીલી છે. તે કલંક અનાદિ કાળથી ઉતરી આવ્યું છે એમ માનવાને હું ના પાડું છું. હું ધારૂં છું કે જે વખતે આપણે આપણાં જીવનચક્રમાં અતિ નીચે સ્થાને હશું, તે વખતે અસ્પર્શ્યતાની આ અધમ, નીચ, બંધન કરનારી ભાવના આપણામાં ઉદ્ભવી હશે. તે દોષ હજી સુધી આપણને વળગી રહ્યો છે, અને હજી સુધી આપણામાં ઘર કરી રહ્યો છે. મારૂં મન એમ કહે છે કે એ આપણા ઉપર એક શાપ રૂપ છે, અને જયાં સુધી એ શાપ આપણા ઉપર છે ત્યાં સુધી હું ધારૂં છું કે આપણે એમ માનવું જોઇએ કે આ પવિત્ર ભૂમિમાં જે જે દુઃખો આપણી ઉપર પડે છે તે આ મ્હોટું અને અક્ષંતવ્ય પાપ જે આપણે કરી રહ્યા છીએ તેની યોગ્ય શિક્ષા તરીકે છે. કોઇ માણસને તેના ધંધાને લઈને અસ્પર્શ્ય લેખવો એ ન સમજી શકાય એવી વાત છે. હું તમને વિદ્યાર્થીઓને, એમ કહેવા ઈચ્છું છું કે તમને બધું અર્વાચીન શિક્ષણ મળે છે; એટલે જો તમે આ પાપમાં ભાગી બનશો, તો બહેતર છે કે તમને કોઈ પણ પ્રકારનું શિક્ષણ ન મળે.

જરૂર, આપણને ઘણી મ્હોટી મુશ્કેલી નડે છે. તમને એમ લાગે પણ, કે આ જગત્માં કોઈ પણ માણસ એવો ન

હોઇ શકે કે જેને અસ્પર્શ્ય ગણવો જોઈએ; છતાં તમારાં કુટુંબો ઉપર તમે તેવી અસર કરી શકતા નથી, તમે તમારી આસપાસ તેવી છાપ પાડી શકતા નથી, કારણ કે તમારા બધા વિચારો વિદેશી ભાષામાં કરવામાં આવે છે, અને તમારી બધી શક્તિ તેમાં વપરાઈ જાય છે. એટલે અમે આ આશ્રમમાં એવો નિયમ દાખલ કર્યો છે કે અમારે અમારૂં શિક્ષણ અમારી માતૃભાષામાં લેવું.

યુરોપમાં દરેક શિક્ષિત માણસ પોતાની ભાષા શીખે છે, એટલુંજ નહિ પરંતુ, બીજી પણ ભાષાઓ શીખે છે, અવશ્ય ત્રણ ચાર તો ખરી. જેમ તેઓ યુરોપમાં કરે છે તેમ હિંદમાં ભાષાના પ્રશ્નનો નિવેડો લાવવા માટે અમે આ આશ્રમમાં એવો નિયમ રાખ્યો છે કે અમારે હિંદની જેટલી બને તેટલી દેશી ભાષાઓ શીખવી. હું તમને ખાત્રી આપું છું કે અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવવામાં જે શ્રમ આપણને લેવો પડે છે તેની સરખામણીમાં આ ભાષાઓ શીખવાનો શ્રમ કંઈજ નથી. આપણે કદી અંગ્રેજી ભાષા ઉપર કાબુ મેળવી શકતા નથી. કેટલાક અપવાદ સિવાય, આપણા માટે તેમ કરવું શકય નથી નીવડ્યું. જેટલી સ્પષ્ટતાથી આપણે આપણી માતૃભાષામાં આપણા વિચારો જણાવી શકીએ છીએ તેટલું આપણે અંગ્રેજીમાં કરી શકતા નથી. કેવી રીતે આપણે આપણાં બાલ્યનાં બધાં વર્ષો આપણી સ્મૃતિપટ ઉપરથી ભૂંસી શકીએ ? પરંતુ આપણે જેને ઉંચું જીવન કહીએ છીએ તે વિદેશી ભાષાનાં શિક્ષણથી શરૂ કરીએ છીએ, અને ત્યારે આપણે આમ જ કરીએ છીએ. આ આપણાં જીવનમાં ભંગાણ પાડે છે, તેને માટે આપણને ભારે મ્હોટો દંડ દેવો પડશે. હવે તમને આ બે બાબતો—શિક્ષણ અને અસ્પર્શ્યતા—વચ્ચેનો સંબંધ જણાશે. કેળવણીનો ફેલાવો હોવા છતાં, આ સમયે પણ અસ્પર્શ્યતાની વૃત્તિ મક્કમ રહી છે. શિક્ષણથી આપણે આ ભયંકર પાપ જોવા શક્તિમાન્ થયા છીએ. પરંતુ તેની સાથે આપણે ભયથી ઝકડાઇ ગયા છીએ, અને તેથી આપણે આ વિચાર આપણાં ઘરમાં દાખલ કરી શકતા નથી. આપણે આપણાં કુટુંબની પરંપરા માટે અને કુટુંબના માણસો

માટે અંધ પૂજ્યભાવ ધરાવીએ છીએ. તમે કહેશો: 'જો હું મારા માતપિતાને કહું કે હું તો હવે આ પાપમાં વધારે વખત ભાગ લઇ શકું એમ નથી તો તેઓનું મરણ જ થાય.' હું એમ કહું છું કે પ્રહ્‌લાદજીએ વિષ્ણુનું પવિત્ર નામ બોલવા ટાણે કદી એમ નહોતું વિચાર્યું કે તેમ કરવાથી પોતાના પિતાનું મરણ થાય તો! તેને બદલે, તેઓ પોતાના પિતાની હાજરીમાં પણ તે નામનો ઘોષ કરીને ઘરનો ખૂણે ખૂણો ગજાવી મુકતા. તમે અને હું આપણા માતપિતાની સમક્ષ તેમ જ કરી શકીએ. આ પ્રમાણે સખ્ત આઘાત થવાથી, તેઓમાંથી કેટલાકનું મરણ નીપજે તોપણ મને લાગે છે કે તે કંઈ આપત્તિરૂપ નહિ થાય. વખતે આ જાતના કેટલાક સખ્ત આઘાતો કરવા પડશે. જ્યાં સુધી આપણે પેઢીઓ થયાં ઉતરી આવેલી આવી બાબતોને વળગી રહેશું, ત્યાં સુધી આવા પ્રસંગો આવે પણ. પરંતુ, પ્રભુનો નિયમ આથી ચઢીઆતો છે, અને તે ચઢીયાતા નિયમને અધીન રહી મારા માતપિતાએ તથા મારે તેટલો ભોગ આપવો જોઈએ.

અમે હાથે વણવાનું કામ પણ કરીએ છીએ. તમે કહેશો: "અમારે અમારા હાથ શા માટે વાપરવા?' તેમ જ તમે કહેશો કે 'જેઓ અભણ છે તેઓએ શારીરિક કામ કરવાનું છે. અમે તો સાહિત્ય અને રાજકીય નિબંધો વાંચવામાં રોકાઇ શકીએ.' મને લાગે છે કે મજુરીની મહુત્તા આપણે સમજવી પડશે. એક હજામ કે મોચી કોલેજમાં જાય, તો પણ તેણે હજામનો કે મોચીનો ધંધો છોડી દેવો ન જોઈએ. જેટલો વૈદ્યનો ધંધો સારે છે તેટલો જ સારો ધંધો હજામનો છે એમ હું માનું છું.

છેવટે જ્યારે તમે આ નિયમો પાળતા થશો, ત્યારે જ, અને તે પહેલાં નહિ, તમે રાજનીતિના વિષયમાં ઉતરી શકશો, તેમાં તમારો આત્મા સંતોષાય તેટલું તમે ઉતરી શકશો, અને અવશ્ય ત્યારે તમે કદી આડે રસ્તે નહિ જાઓ. ધર્મથી છુટી પાડેલી રાજનીતિમાં જરા પણ સાર નથી. વિદ્યાર્થીવર્ગ આપણા દેશની રાજનીતિના વિષયો ઉપર જાહેર સભાઓમાં ભાષણો આપે એ મારે મને તો પ્રજાની પ્રગતિનું ખાસ સારૂ ચિહ્‌ન નથી. પરંતુ

તેથી એમ નથી સમજવાનું કે તમારે તમારાં વિદ્યાર્થીજીવન દરમ્યાન રાજનીતિનો અભ્યાસ ન કરવો. રાજનીતિ એ આપણાં જીવનનું એક અંગ છે; આપણે આપણી રાષ્ટ્રીય સંસ્થાઓ સમજવી જોઇએ; આપણે આપણી રાષ્ટ્રીય પ્રગતિ અને તે બધી બાબતો જાણવી જોઈએ. આપણે આપણાં બાલ્યમાં તેમ કરી શકીએ. એટલે અમારા આશ્રમમાં દરેક બાળકને આપણાં દેશની રાજકીય સંસ્થાઓની સમજણ આપવામાં આવે છે, અને તેમજ આપણા દેશમાં નવી ભાવનાઓ, નવી અભિલાષાઓ, અને નવ જીવનનાં આંદોલનો કેવી રીતે ચાલી રહ્યા છે તેની સમજણ આપવામાં આવે છે. પરંતુ તેની સાથે આપણને ધાર્મિક શ્રદ્ધા, એટલે કે જે શ્રદ્ધા કેવળ બુદ્ધિને જ પોષે છે તે નહિ, પરન્તુ જે અંતરમાં સ્થાયી કોતરાઈ રહે છે, તેના અચળ પ્રકાશની, અચુક પ્રકાશની જરૂર છે. પ્રથમ તો આપણે ધાર્મિકત્વ અનુભવવાનું છે, અને જે ઘડીએ આપણે તેમ કરશું, તે ઘડીથી જ મને લાગે છે કે જીવનની સર્વે દિશાઓ આપણા માટે ખુલ્લી થાય છે, અને આખાં જીવનમાં ભાગ લેવાનો, વિદ્યાર્થીઓને અને દરેક જણને તે પવિત્ર હક પ્રાપ્ત થાય છે. અને જ્યારે તમે ઉમરે પહોંચશો અને જ્યારે તમે કોલેજ છોડી જશો, ત્યારે જેમ જીવનસંગ્રામ માટે રીતસર સજ્જ થઇ માણુસ બહાર પડે છે અને પોતાનો પાઠ ભજવે છે, તેમ તમે પણ કરી શકશો. આજે તો આમ થાય છે: રાજકીય જીવનનો ઘણો ભાગ વિદ્યાર્થીજીવનમાં જ હોય છે; જ્યારથી વિદ્યાર્થીઓ કોલેજ છોડી જાય છે, અને વિદ્યાર્થી મટી જાય છે, ત્યારથી તેઓ અન્ધકારમાં પડી જાય છે અને તેઓ કંગાળ અને તુચ્છ પગારની નોકરી શોધે છે. તેઓની અભિલાષાઓ વધારે ઉંચી જઈ શકતી નથી, ઈશ્વર વિષે તેઓ કંઈ જાણતા નથી; તેઓને પોષક તત્વની—સ્વતંત્રતાની—માહિતી હોતી નથી. અને મેં જે નિયમો તમારી પાસે રજુ કર્યા છે તેનાં પાલનથી જે ખરી બળશાળી સ્વતંત્રતા આવે છે તેની પણ તેઓને જાણ હોતી નથી.

# બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિ વફાદારી.*

દક્ષિણ આફ્રિકામાં તેમજ હિંદમાં મારી ત્રણ માસની મુસાફરી દરમ્યાન મને વારંવાર પૂછવામાં આવ્યું છે કે હુ અર્વાચીન સંસ્કૃતિનો એક દઢ વિરોધી અને એક ચુસ્ત દેશભક્ત હોવા છતાં, બ્રિટિશ સામ્રાજ્યને, જેનું હિન્દ એક બહુ મ્હોટું અંગ છે, તેને હું વફાદાર કેમ રહી શકું તથા હિન્દ અને ઇંગ્લાંડ પરસ્પરનું હિત જાળવવા એક સાથે રહી શકે એમ હું કેમ માની શકું ! આ મ્હોટી અને અગત્યની સભા પાસે બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિની મારી વફાદારી આજ સાંજના ફરીથી જાહેર કરતાં મને અત્યંત આનંદ થાય છે. મારી વફાદારીનાં કારણ બહુ સ્વાર્થી છે. સત્યાગ્રહી તરીકે મને જણાયું છે કે ગમે તેવા સંજોગોમાં હોવા છતાં, સત્યાગ્રહીએ સત્યાગ્રહનો પક્ષ સિદ્ધ કરવાનો છે. વળી મને એમ પણ જણાયું છે કે બ્રિટિશ સામ્રાજ્યના અમુક આદર્શો છે જેને હું ચાહું છું, અને તેમાનો એક આદર્શ આ છે કે બ્રિટિશ સામ્રાજ્યની દરેક પ્રજા પોતાની શક્તિનો ઉપયોગ, પોતાની પ્રતિષ્ઠાનું રક્ષણ, અને પોતાનાં અંતઃકરણને અનુકૂળ આચરણ કરવામાં પૂરેપૂરી છૂટ ભોગવે. મને લાગે છે કે બ્રિટિશ સામ્રાજ્ય માટે આમ કહેવું વ્યાજબી છે; પરન્તુ બીજા કોઇ રાજ્ય માટે તેમ કહી શકાય નહિ. વખતે તમે જાણતા હશો કે હું કોઈ પણ પ્રકારનાં રાજ્યને પસંદ કરતો નથી. મેં અનેકવાર કહ્યું છે તેમ તેજ રાજ્ય સર્વોત્તમ છે કે જે ઓછામાં ઓછી સત્તા વાપરે છે; અને મને એમ જણાયું છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં જ મારા ઉપર કમીમાં કમી સત્તા ચલાવવામાં આવશે; અને તેથીજ હું બ્રિટિશ સામ્રાજ્ય પ્રતિ વફાદાર રહું છું.

* ૧૯૧૫ ના એપ્રિલ માસમાં મદ્રાસનાં વકીલ મંડળના વાર્ષિક ઉત્સવ નિમિત્તે થયેલાં ખાણા વખતે બ્રિટિશ સામ્રાજ્યની આબાદી ઇચ્છતાં આ ભાષણ આપવામાં આવ્યું હતું.

# સરકારી હુકમનો અનાદર.*

ક્રિમિનલ પ્રોસિજર કોડની ૧૪૪ મી કલમના આધારે મને કરવામાં આવેલા હુકમનો અનાદર કરવાનું ઘણું ગંભીર પગલું મેં શા સારૂ ભર્યું છે તેનો ટુંકો ખુલાસો હું કોર્ટની પરવાનગીથી કરવા ઈચ્છું છું. મારા નમ્ર મત પ્રમાણે, સ્થાનિક અમલદાર અને મારા વચ્ચે મતભેદનો આ પ્રશ્ન છે. માણસ-જાતની અને રાષ્ટ્રની સેવા કરવાના ઉદ્દેશથી હું આ પ્રદેશમાં આવ્યો છું. રૈયતને મદદ કરવા માટે અહીં આવવા મને આગ્રહ-પૂર્વક આમંત્રણ કરવામાં આવ્યું, અને હું તેમ કરવા કબૂલ થયો. રૈયતનું કહેવું એમ છે કે નીળીના વતનદારો તેઓ તરફ યોગ્ય વર્તન નથી કરતા. પરિસ્થિતિનો અભ્યાસ કર્યા વિના હું કોઇ પણ જાતની મદદ ન કરી શકું. તેથી જો બની શકે તો અમલદારવર્ગની અને વતનદારોની સહાયતાથી તેનો અભ્યાસ કરવા હું અહીં આવ્યો છું. આ સિવાય અહીં આવવામાં મારો બીજો કોઇ ઉદ્દેશ નથી. હું માની શકતો નથી કે મારાં અહીં આવવાથી કોઇ પણ રીતે સાર્વજનિક શાંતિનો ભંગ થાય અથવા પ્રાણહાની થાય. હું કહી શકું છું કે મને આવા વિષયમાં સારો અનુભવ છે. છતાં અમલદારવર્ગે આથી જુદું જ ધાર્યું છે. હું તેઓની મુશ્કેલી પૂરી રીતે સમજું છું. અને હું આ પણ કબૂલ કરૂં છું કે જે ખબર તેઓને મળે છે તેના આધારેજ તેઓ પગલાં ભરી શકે છે. કાયદાને માન આપનાર એક નાગરિક તરીકે મને પહેલી પ્રેરણા એ થવી જોઇએ, અને વસ્તુતઃ એમ

* ૧૯૧૭ ના એપ્રિલ માસમાં ગાંધીજીને મોતીહારી છોડી જવા હુકમ થયો, પરંતુ તેઓ તેને તાબે ન થયા. તેમણે કોર્ટમાં જઈ પોતાનો ગુન્હો કબૂલ કર્યો, અને તેમ કરતાં તેઓએ આ ખુલાસો કર્યો.

જ થયું હતું, કે મને કરવામાં આવેલા હુકમને મારે તાબે થવું. પરંતુ જેઓ માટે હું અહીં આવ્યો છું તેઓ પ્રતિની મારી કર્તવ્યબુદ્ધિને હાની પહોંચાડ્યા વિના હું તેમ વર્તી શકું એમ ન હતું. મને લાગે છે કે અત્યારે તેઓમાં રહીને જ હું તેઓની સેવા કરી શકું છું. એટલે મારી મેળે અહીંથી જતા રહેવ'નું મારાથી બની શકે એમ ન હતું. આ પ્રમાણે બે વિરૂદ્ધ પ્રકારનાં કર્તવ્ય આવી ઉભા. એટલે હું તો એટલું જ કરી શકું કે લોકોથી મને દૂર કરવાની જોખમદારી હું અમલદારવર્ગ ઉપર જ નાખું. મને આ વાતનું પૂરૂં ભાન છે કે હિંદના જાહેરજીવનમાં જે પદવી હું ભોગવું છું તેવી પદવીવાળા માણસે દાખલા બેસાડવામાં બહુ ધ્યાન આપવું જોઇએ. મારી આ દઢ માન્યતા છે કે જે અટપટાં બંધારણમાં આપણે રહીએ છીએ, તેમાં સ્વાભિમાની પુરૂષ માટે સરલ અને માનનીય માર્ગ, અત્યારે હું છું એવા સંજોગોમાં તો એક જ છે, અને તે એ કે હુકમને તાબે ન થવા માટે જે શિક્ષા થાય તે બિનતકરારે સહન કરી લેવી; અને મેં આ પ્રમાણે કરવા નિશ્ચય કર્યો છે. મેં આ ખુલાસો મને થનારી શિક્ષામાં કોઇ પણ રીતે ઘટાડો કરાવવાના હેતુથી નથી કર્યો. હું તો એમ બતાવવા ઇચ્છું છું કે મેં હુકમનો અનાદર કાયદેસર સત્તા વાસ્તે આદર ન હોવાને લઈને નથી કર્યો, પરંતુ આપણાં જીવનના વધારે ઉંચા નિયામકને—અંતરના ઉદ્‌ગારને—અધીન થઈને કર્યો છે.

# દિલ્હી યુદ્ધ પરિષદ.*

## નામદાર વાઇસરોયને પત્ર.

આપને ખબર છે કે ખૂબ વિચારપૂર્વક મારે આપ નામદારને જણાવવું પડ્યું હતું કે મારા તા. ૨૬ મીનાં પત્રમાં લખેલા કારણોસર હું કૉન્ફરન્સમાં આવી શકીશ નહિ, પણ જે મુલાકાતનો પ્રસંગ આપે મને આપવાની કૃપા કરી હતી, તે પછી કૉન્ફરન્સમાં આવવાનું મેં મારાં મનને મનાવ્યું; અને ભલે તેમ કરવાને બીજા કારણો ન હોય પણ આપ તરફનું મારૂં બહુમાન એતો જરૂર કારણ હતું.

કૉન્ફરન્સનો ત્યાગ કરવાનું એક અને કદાચ સબળમાં સબળ કારણ એ હતું કે લોકમાન્ય ટિળક, મિસિસ બિસાંટ, અને અલીભાઇઓને નોતરવામાં આવ્યા ન હતા. તેઓને હું લોકમતના મહાન નેતાઓમાં ગણું છું. હજુએ મને લાગે છે કે તેઓને નહિ નોતરવામાં ગંભીર ભૂલ થઈ છે અને હું નમ્રતાપૂર્વક સૂચવું છું કે જે પ્રાંતિક કૉન્ફરન્સ મારી સમજ પ્રમાણે થવાની છે તેમાં તેઓને નોતરીને તેઓની સલાહનો લાભ સરકાર લેશે તો એ ભૂલ કેટલેક ભાગે સુધરી શકશે. હું વિનતિપૂર્વક કહીશ કે જે આગેવાનો જનસમાજના મ્હોટા સમુદાયોને દોરનારા છે તેવાઓની કોઇ પણ સરકાર અવગણના કરી શકતી નથી, પછી ભલે તે નેતાઓ સરકારથી તદ્દન વિરૂદ્ધ મત ધરાવતા હોય. લોકમાન્ય ટિળક આદિ જનસમાજના મ્હોટા

* ૧૯૧૮ ના એપ્રિલ માસમાં દિલ્હીમાં ભરાયલી યુદ્ધ પરિષદનાં ટાણે આ પત્ર નામદાર વાઇસરોય લૉર્ડ ચેમ્સફર્ડ ઉપર તા. ૨૯-૪-૧૮ ને દિને લખવામાં આવ્યો હતો.

સમુદાયોને દોરનારા છે એ નિઃસંદેહ છે. ઉપર પ્રમાણે કહેવાની સાથે હું એટલું કહી શકું છું, અને તેથી મને ખુશી થાય છે કે, કૉન્ફરન્સની કમિટીઓમાં બધા પક્ષના મત નિઃસંકોચ બતાવવાની છૂટ આપવામાં આવી હતી. મેં તો, જે કમિટીમાં હું નિમાયો હતો, તેમાં અથવા તો કૉન્ફરન્સમાં મારા વિચારો જાણી જોઇને ન બતાવ્યા. મને લાગ્યું કે કૉન્ફરન્સના ઠરાવોને માત્ર ટેકો આપીને હું તેના હેતુ સારામાં સારી રીતે જાળવી શકીશ, અને કંઈ અપવાદ રાખ્યા વિના મેં તેવો ટેકો આપ્યો છે. એક બીજા કાગળમાં હું આ કાગળની સાથે જ મારી દરખાસ્ત સરકાર પાસે રજુ કરવાનો છું અને તે દરખાસ્ત સરકાર કબૂલ કરે કે તુરત મારા બોલનો અમલ કરવાની આશા રાખું છું.

જે સામ્રાજ્યની અંદર કેનેડા આદિ સંસ્થાનોની માફક અમે થોડા સમયમાં હિસ્સેદાર થવાની ઉમેદ રાખીએ છીએ, તે સામ્રાજ્યને અણિને સમયે અમારે મોકળે મને નિશ્ચયપૂર્વક ટેકો આપવો જોઈએ એ હું સમજું છું. તેવો ટેકો આપવાનો ઠરાવ અમોએ કર્યો છે, પણ એટલું તો સહજ સમજાય એવું અમારા સાહ્ય આપવાના નિશ્ચયનું કારણ, સાહ્ય આપીને વધારે સત્વર અમારા ધ્યેયને સાધવાની આશા, એ છે. પોતાની ફરજ બજાવનારને ફરજની જોડાજોડ રહેલા હક્કો આપોઆપ મળી જાય છે તેમ અમારી આશાને વિષે કહી શકાય. તુરતમાં થનારા જે સુધારાઓ વિષે આપનાં ભાષણમાં આપે જે ઇસારો કર્યો છે તે સુધારામાં કોંગ્રેસ—લીગની યોજનાનાં મૂળ મુદ્દાઓ ઘણે ભાગે સચવાશે એવું માનવાને પ્રજા પ્રેરાઇ છે. અને મારી ખાતરી છે કે સરકારને ઘણા સભાસદોએ પૂરા દિલથી ટેકો આપ્યો છે તે આવી શ્રદ્ધાને લીધે છે.

જો મારા ભાઇઓને સમજાવીને હું પાછાં પગલાં ભરાવી શકું તો કોંગ્રેસના બધા આગલા ઠરાવો તેમની પાસે પાછા ખેંચાવી લઉં, અને લડાઇ દરમ્યાન 'હોમરૂલ' અથવા 'રિસ્પોન્સિબલ ગવર્નમેંટ' એ શબ્દનો ઉચ્ચાર પણ ન કરવા દઉં.

સામ્રાજ્યને ભીડને સમયે હિંદના તમામ સશક્ત પુત્રોની હિંદની પાસે આહુતિ અપાવું અને હું જાણું છું કે આ કાર્ય માત્રથી જ હિંદ સામ્રાજ્યમાં વધારેમાં વધારે માનીતો ભાગીદાર થઈ પડે, અને જાતિભેદ માત્ર એક ભૂતસમયની સ્થિતિની યાદી તરીકે રહી જાય, પણ લગભગ આખાં શિક્ષિત હિન્દે આના કરતાં ઓછો કાર્યસાધક રસ્તો લેવાનું ઠરાવ્યું છે, અને શિક્ષિત હિન્દ આમની ઉપર કંઇ અસર કરી શકતી નથી એ હવે કહેવું શકય નથી. દક્ષિણ આફ્રિકામાંથી હિન્દુસ્થાનમાં આવ્યા પછી હું હમેશાં રૈયતવર્ગના સંબંધમાં સારી રીતે આવેલો છું, અને હું આપને ખાતરી આપું છું કે સ્વરાજ્યની ઇચ્છા તેઓમાં બોહોળા વિસ્તારમાં પ્રસાર પામેલી છે. છેલ્લી કોંગ્રેસ સમયે હું હાજર હતો. પાર્લામેન્ટમાં કાયદો કરીને ચોક્કસ ઠરાવેલી મુદત દરમ્યાન હિન્દુસ્થાનને પુરૂં સ્વરાજ્ય મળે એવો ઠરાવ થયો હતો; તેને અનુમોદન આપનારાઓમાં હું પણ હતો. હું કબૂલ કરૂં છું કે એ ભારે પડતું પગલું કહેવાય, પણ મારી ખાતરી છે કે ઓછામાં ઓછી મુદતમાં ફળીભૂત થાય એવી ‘હોમરૂલ’ મળવાની ચોક્કસ આશા સિવાય બીજું કાંઇ પણ હિન્દી પ્રજાને સંતોષ આપનાર નથી. હું જાણું છું કે હિન્દુસ્થાનમાં એવા ઘણાએ છે કે જેઓ આ હેતુ બર આણવાને સારૂ ગમે તેવો ભોગ આપતા અચકાવાના નથી, અને તેઓ એટલા સાવધાન છે કે જે સામ્રાજ્યની અંદર પોતાના અંતિમ ધ્યેયને પહોંચવાની તેઓની આશા અને ઈચ્છા છે તે સામ્રાજ્યને સારૂ તેટલેજ દરજ્જે ભોગ આપવા તૈયાર રહેવું જોઈએ. એટલે આ તો સિદ્ધ થયું કે હાલ દેખાઇ રહેલાં જોખમમાંથી સામ્રાજ્યને છોડાવવાનાં કાર્યમાં, અંતઃકરણપૂર્વક કાંઈ પણ ધાંધલ કર્યા વિના, રોકાઇ રહીને, અમે અમારા આદર્શ ભણીની ગતિનો વેગ વધારી શકીશું. આવાં સાદા સૂત્રને ન ઓળખવું એ તો રાષ્ટ્રીય આપઘાત સમાન ગણાય. સામ્રાજ્યનું રક્ષણ કરવામાં રોકાવાથી જ અમને સ્વરાજ્ય મળી શકે છે, એ અમારે સ્પષ્ટ રીતે સમજવું જોઇએ.

આમ સામ્રાજ્યના બચાવને સારૂ અમારાથી બની શકે તેટલા બધા માણસો અમારે આપવા જોઈએ, એ મને સ્પષ્ટ જણાય છે. મને ભય છે કે આર્થિક મદદને વિષે હું તેમ નથી કહી શકતો. રૈયતવર્ગની સાથેના મારા ગાઢ સંબંધે મને સાબીત કરી આપ્યું છે કે હિન્દુસ્થાને સામ્રાજ્યના ભંડારમાં પોતાની શક્તિ ઉપરાંત ભર્યું છે. મને ખબર છે કે આમ કહેવામાં હું મારા દેશભાઈઓના મ્હોટા સમુદાયનો અભિપ્રાય બતાવું છું.

કૉન્ફરન્સમાં મેં, અને હું માનું છું કે અમારામાંના ઘણાએ, આપના અને અમારા હેતુને સારૂ અમારાં જીવન અર્પણ કરવાનું ચોક્કસ પગલું ભર્યું છે, પણ અમારી વિચિત્ર સ્થિતિ છે. અમે ભાગીઆરાંની બહાર છીએ. અમારૂં સ્વાર્પણ વધારે સારાં ભવિષ્યની આશા ઉપર નિર્ભય છે. એ આશા શી છે એ જો સ્પષ્ટ રીતે અને દ્વિઅર્થ વિના હું આપને ન જણાવું તો આપને તેમજ મારા દેશને મેં દગો દીધો ગણાય. એ આશા ફળીભૂત થવાને સારૂં હું સાટું કરતો નથી, પણ એ આશા આપે જાણવી તો જોઈએ જ. એ આશાનો ભંગ અમારી અંગ્રેજી પ્રજા ઉપરની શ્રદ્ધાનો નાશ છે.

એક વસ્તુ હું છોડી શકતો નથી. આપણા કૌટુમ્બિક કજીઆઓ શમાવી દેવાની આપે માગણી કરી છે. જો તેનો અર્થ એમ થતો હોય કે અમલદારોથી થતા જુલમ અને ખોટાં કામોની બરદાસ્ત કરવી તો હું એ માગણીનો સ્વીકાર કરવા અશક્ત છું. સામુદાયિક જુલમની સામે હું પૂરેપૂરી રીતે થઈશ. ઉપરની માગણી અમલદારવર્ગની પાસેથી કરવી ઘટે છે. તેઓ એકે માણસની તરફ ગેરવર્તણુંક નથી ચલાવી શકતા, અને પહેલા કરતાં પણ વિશેષ રીતે તેઓએ પ્રજામતને જાણવો જોઈએ અને તેને માન આપવું જોઈએ. ચંપારણમાં લાંબા કાળના જુલમના સામે થઈને મેં બ્રિટિશ ન્યાયનો અંતિમ જય સિદ્ધ કરી આપ્યો છે. ખેડામાં જે પ્રજા સરકારને શાપ દેતી હતી તે હવે સમજે છે કે જ્યારે પોતે સત્યને સારૂ દુઃખ ભોગવવા તૈયાર હોય છે, ત્યારે ખરી સત્તા સરકારની નથી,

પણ પ્રજાની છે. આમ જાણીને પ્રજા સરકાર વિષેનું પોતાનું ઝેર ઓછું કરતી જાય છે, અને કહી રહી છે કે આ સરકાર લોકહિતને સારૂ હોવી જોઈએ, કેમ કે પ્રજા પોતાને અન્યાયી લાગતા એવા હુકમોનો મર્યાદા અને માનપૂર્વક જે અનાદર કરે છે તેને સરકાર સહી લે છે. એથી હું માનું છું કે ચંપારણ અને ખેડાનાં મારાં કાર્યો એ લડાઇને અંગે મારી સિધી ચોક્કસ અને ખાસ ભેટ છે. આ દશામાં મારી પ્રવૃત્તિ અટકાવવાનું કહેવું, એ મારૂં જીવન બંધ કરવાનું કહેવા બરોબર છે. પશુબળની જગ્યાએ આત્મબળ અથવા તો તેને બીજે નામે ઓળખીએ તો પ્રેમબળના ઉપયોગનો જો હું લોકોની પાસે સ્વીકાર કરાવી શકું તો હું જાણું છું કે આખાં જગતની સામે ઉભી શકે એવું હિન્દુસ્થાન હું તૈયાર કરી શકું. તેથી બધે સમયે આ અનાદિકાળથી ચાલતો આવેલો મહા સંયમનો કાયદો મારે વિષે લાગુ પાડીને હું મારા આત્માને ઘડીશ અને એ કાયદાની સર્વોપરી સત્તા જેને ઓળખવી હશે તેને બતાવીશ, અને જો હું બીજી કાંઈ પણ પ્રવૃત્તિમાં ભાગ લઉં છું તો તેમાં હેતુ માત્ર એ રહ્યો હોય છે કે આ કાયદાનું અનુપમ સ્વરૂપ બતાવી આપવું.

છેવટમાં, મુસલમાન રાજ્યો વિષે નામદાર શહેનશાહના દિવાનમંડળને નિશ્ચયપૂર્વક વચનો આપવાનું આપ સૂચવો એવી આપને હું વિનતિ કરૂં છું. દરેક મુસલમાન એ રાજ્યોને વિષે ચોક્કસ મત ધરાવનારો છે એ આપ જાણો છો એવી મારી ખાતરી છે. એક હિન્દુ હોઈને હું મુસલમાનનાં હિતને વિષે તટસ્થ નથી રહી શકતો. તેઓનું દુઃખ તે અમારૂં દુઃખ હોવું જોઈએ. આ રાજ્યોના હક્કની ઉપર અતિ સ્વચ્છ ધ્યાન આપવામાં અને ઈસ્લામનાં ધાર્મિક સ્થાનો વિષેની મુસલમાનોની લાગણીની ઉપર તેવું જ ધ્યાન આપવામાં, અને હિન્દુસ્થાનમાં સ્વરાજ્યના દાવાનો ન્યાયી અને વખતસર ફડચો કરવામાં સામ્રાજ્યની સહીસલામતી રહેલી છે.

આ પત્ર હું લખું છું કેમકે બ્રિટિશ પ્રજાને હું ચાહું છું, અને દરેક હિન્દીમાં અંગ્રેજના જેટલી વફાદારી ઉત્પન્ન કરવા ઇચ્છું છું.

## લૉર્ડ વિલિંગ્ડન અને 'હૉમ રૂલ લીગરો.'*

મેં ઘણા સંકલ્પવિકલ્પ પછી આ મ્હોટી અને અગત્યની સભાના પ્રમુખ થવાનું આમંત્રણ સ્વીકાર્યું છે. ચાલુ †માસની ૧૦ મી તારીખે પુરાલયમાં મળેલી યુદ્ધવિષયક પરિષદના પ્રમુખ-સ્થાનેથી લૉર્ડ વિલિંગ્ડને જે ચેષ્ટા કરી હતી તેની સામે આદર-પૂર્વક આપણો અણગમો બતાવવા આપણે ભેગા થયા છીએ. લૉર્ડ વિલિંગ્ડન માટે મને બહુ માન છે. હિંદના અત્યારના બધા ગવર્નરોમાં લૉર્ડ વિલિંગ્ડન સૌથી વધારે પ્રજાપ્રિય હોય એમ જણાય છે. આપણી અભિલાષાઓ માટે તેઓ ઉદાર વિચારો ધરાવતા જણાયા છે. એટલે આજની સભાનાં કાર્યનો વિચાર દિલગીર થયા વિના કરવો મારા માટે મુશ્કેલ છે. છતાં મને લાગે છે કે જે કર્તવ્ય દેખીતું છે, પછી તે ગમે તેટલું દુઃખદાયક હોય તોપણ, તેની આડે મારે મારી અંગત લાગણીને આવવા દેવી નહિ જોઈએ. કર્તવ્ય ખુલ્લું છે. લૉર્ડ વિલિંગ્ડને પરિષદ બોલાવી હતી, અને હૉમ રૂલ લીગોના મુખ્ય અને આગળ પડતા સભાસદોને વિચારપૂર્વક નોતર્યા હતા. પોતાનું અપમાન કરાવવા ઈચ્છતા ન હોવાથી, તથા પરિષદમાં પોતાના વિચારોનાં સમર્થનમાં બોલવાના પોતાના ઈરાદાની અગાઉથી પૂરતી ખબર કરવાની ઈચ્છા ધરાવતા હોવાથી, તેઓએ પરિષદનો કાર્યક્રમ જાણવા માગણી કરી હતી. લૉર્ડ વિલિંગ્ડનને દિલ્હી પરિષદનો અનુભવ હતો. તેમને ખબર હતી કે

* આ ભાષણ, મુંબઈમાં મળેલી યુદ્ધ પરિષદમાં ગવર્નર સાહેબે અંગીકાર કરેલાં વલણને વખોડી કાઢવા મુંબઈમાં મળેલી જાહેર સભાનાં પ્રમુખસ્થાનેથી તા. ૧૬–૬–૧૯૧૮ ની સાંજે આપવામાં આવ્યું હતું. † જુન.

ત્યાં નીમાયલી કમિટિઓની બેઠકમાં હૉમ રૂલ લીગના સભાસદોને ચર્ચા કરવા પૂરી તક આપવામાં આવી હતી. તેઓ જાણતા હતા કે પરિષદની પહેલી બેઠકમાં ઘણા સભાસદોએ રાજ્યવિષયક ભાષણો આપ્યાં હતાં. પોતાને આટલી બધી ખબર હોવા છતાં,–પરિષદમાં શું બન્યું તે ઉપર હવે ધ્યાન દેજો–પોતાનાં શરૂઆતનાં ભાષણમાં તેમણે હૉમ રૂલ લીગો ઉપર જાણીબૂજીને પ્રહાર કર્યો. તેમણે તેઓ ઉપર વારેવારે વિઘ્ન કરવાનો આરોપ મુકયો. તેમણે તેઓના અનુમોદનની પ્રમાણિકતા વિષે શંકા પ્રદર્શિત કરી. પરિષદની બેઠક આવી ટીકા માટે ભાગ્યે જ લાયક સ્થાન કહેવાય. જો તેમને તેઓની સહાયતાની જરૂર ન હતી, તો તેમણે હૉમ રૂલ લીગોના સભાસદોને નોતરવા નહિ જોતા હતા. જો તેમને તેઓની સહાયતાની ઇચ્છા હતી, છતાં જો તેઓ ઉપર તેમને વિશ્વાસ ન હતો તો તેઓને એમ અગાઉથી જણાવવાની આ ભાગ્યે જ સારી રીત હતી. તેમણે યાદ રાખવું જોઈતું હતું કે હૉમ રૂલ લીગોએ એક રીતે અસરકારક મદદ કરી છે. તેઓનું વાજીન્ત્ર, 'ક્રોનિકલ', લોકોને પોતાથી બની શકે તેટલી મદદ કરવા હમેશાં વિનવતું રહ્યું છે. હું નામદાર ગવર્નરને એમ સૂચવવા હિંમત કરૂં છું કે લિગા ઉપર કટાક્ષ કરવામાં તેમણે કંઈ નહિ તોપણ વ્યવહારૂ ભૂલ કરી હતી. પરંતુ વાત આટલેથી જ અટકી ન હતી. શ્રીયુત કેળકરની પૂછપરછના જવાબમાં તેમણે આ પ્રમાણે લખ્યું હતું:

"પરિષદ પાસે ઠરાવોને રજુ કરવા, અનુમોદન આપવા અને સમર્થન કરવા, અમુક સંખ્યામાં વક્તાઓને અગાઉથી નોતરવામાં આવશે. આ વક્તાઓનું વક્તવ્ય પૂરૂં થયા પછી જાહેર વિવેચન કરવા દેવામાં આવશે.

"દિલ્હી પરિષદના ઠરાવોને અમલમાં મુકવાના ઈરાદાથી આ પરિષદ પાસે રજુ કરવાના ઠરાવો ઘડવામાં આવશે, અને તે બે થશે; પહેલો, સામાન્યરૂપે હશે અને બીજો ચોક્કસ

સૂચનાઓ કરનારો હશે. રીતસર સુધારાઓ દાખલ કરવા દેવામાં નહિ આવે, પરંતુ વિવેચન દરમ્યાન વક્તાઓ જે કંઇ ટીકા કે સૂચનાઓ કરશે, તે ઉપર સરકાર પૂરતું ધ્યાન દેશે."

આમાં રાજ્યવિષયક વિવેચન સામે કંઈ પ્રતિબંધ જણાતો નથી. શ્રીયુત ટિળક અને શ્રીયુત કેળકરે, બીજા વાક્તાઓની પેઠે, પોતાનાં નામ વક્તા તરીકે મોકલાવ્યા. પોતાની વારી આવતાં, શ્રીયુત ટિળક બોલવા ઉભા થયા, અને ભાગ્યેજ તેઓ ત્રણ વાક્યો બોલ્યા, કે જેમાના બેતો સંપૂર્ણ વફાદારી જાહેર કરનારાં હતાં, તે પહેલાં તો, તેમને 'તેઓ વફાદારીના ઠરાવ ઉપર રાજકીય વિષય ચર્ચે છે' એવાં કારણથી અટકાવવામાં આવ્યા. શ્રીયુત ટિળકે વાંધો ઉઠાવ્યો કે વફાદારીના ઠરાવમાં પુરવણી હતી જે ઉપર તેઓ ઉચિત ટીકા કરી શકે; પરન્તુ તે નિરર્થક નીવડ્યો. ત્યાર પછી શ્રીયુત કેળકર ઉઠ્યા, અને તેમને પણ તેવો જ અનુભવ થયો; પરિણામે પુરાલયમાંથી તુરત જ શ્રીયુત ટિળક અને તેની પાછળ બીજાઓ એક પછી એક ચાલી નીકળ્યા. મારા નમ્ર મત પ્રમાણે, નામદાર ગવર્નરે જે ફેસલો કર્યો તેમાં તેણે એક ગંભીર ભૂલ કરી, અને તેઓ જેનું હિત કરવા ત્યાં આવ્યા હતા તેનું જ તેઓએ અહિત કર્યું. તેણે શ્રી. ટિળક અને શ્રી. કેળકરનું અને તેથી દેશની એક મ્હોટી અને જબરી સંસ્થાનું નિષ્કારણ અપમાન કર્યું. શ્રીયુત ટિળક અને તેમના અનુયાયીઓની ગણના ન કરવી અથવા તેઓનું અપમાન કરવું, એ અશક્ય છે. શ્રીયુત ટિળક લોકોમાં પૂજ્ય મનાયા છે. તેઓ હજારો માણસો ઉપર અનહદ કાબુ ધરાવે છે. તેઓને તેમનું વચન કાયદા સમાન છે. મારે તેમની સાથે ઘણા મતભેદો છે; પરન્તુ દેશ માટેના પોતાના અગાધ પ્રેમથી, અપરિમિત ત્યાગથી અને પ્રજા હિતના દૃઢ પક્ષપાતથી તેણે હિંદના રાજકીય જીવનમાં જે સ્થાન પ્રાપ્ત કર્યું છે તેવું બીજા કોઇ નેતાએ નથી કર્યું; અને આ હું કબૂલ કરતા ચૂકું તો હું મારો પોતાનેજ દ્રોહી ઠરૂં. તેથી, તેમના અને તેમની દ્વારા હૉમ રૂલ લીગોના કરવામાં આવેલાં અપમાનથી એકંદર

આખાં રાષ્ટ્રનું અપમાન થયું છે. એટલે આપણે તેમની સાથે રાજકીય વિષયમાં મળતા થતા હોઇએ કે નહિ, તો પણ આપણા બધાની, જેઓ એમ માને છે કે શ્રીયુત ટિળક અને શ્રીયુત કેળકર તરફ લૉર્ડ વિલિંગ્ડનનું વર્તન અયોગ્ય હતું, તેઓની તેની સામે થવાની ફરજ છે. હું એમ કબૂલ કરવા તૈયાર છું કે શ્રીયુત ટિળક બીજા ઠરાવ ઉપર બોલવા ઉઠ્યા હતે તો વધારે સારૂં થાત. એ તો મારો ખાસ અને અંગત મત છે કે જે બીજો કોઈ ભાગ્યે જ ધરાવતો હશે કે જો તેઓ પોતાનાં માનમાં જ રહ્યા હતે અને ન બોલ્યા હતે તો તેથી પણ વધારે સારૂં થાત. પરન્તુ મારા મત પ્રમાણે વફાદારીના ઠરાવ ઉપર બોલાવાનો અને તેના ગુણદોષ બતાવવાનો તેમને હક હતો. વફાદારીના ઠરાવ ઉપર કોઇ પોતાના વિચાર છૂટથી જણાવી ન શકે એવો વિચાર મને માન્ય નથી. ખરેખર, તે વફાદારી તો નામની જ કહેવાય, કે જેને ટીકાથી બચવા ઢાલની જરૂર રહે છે. હું એમ માનું છું કે હું રાજા પ્રતિની મારી વફાદારીમાં પૂર્ણ રીતે ચુસ્ત રહીને તેમને કહી શકું છું કે તેમનાં નામે ન થવાના કામો થાય છે. ચેતવણી આપવાથી મારી વફાદારી વધારે સાચી ઠરશે. હૉમ રૂલ લીગોએ કરેલી ઘણી સેવામાં, આ સેવા ખાસ ઉલ્લેખને પાત્ર છે અને તે એ કે તેણે લોકોને પોતાના વિચાર જણાવવા હિંમતવાળા કર્યા છે, અને મને શંકા નથી કે જો તેઓ પોતાનું કર્તવ્ય પૂર્ણ રીતે બજાવશે તો પછી હિંદની વફાદારી માટે સંશય ઉઠાવી શકાશે નહિ. કારણ કે સાચા સ્વરાજ્યવાદીની એ માન્યતા હોવી જોઇએ કે સામ્રાજ્યને બચાવવું આવશ્યક છે. કેમકે તેની સહિ-સલામતીમાં પોતાની અત્યન્ત પ્રિય આશાઓનું સાફલ્ય છે. સામ્રાજ્યને સહાયતા ન દેવી એ રાષ્ટ્રીય આપઘાત કરવા બરાબર છે. આપણે પોતાને હાની કર્યા વિના, ભવિષ્યમાં થનારા આપણા ભાગીદારને નુકસાન કેમ ઇચ્છી શકીએ? એટલે હૉમ રૂલ લીગના સભાસદો સાથે હું સાવ મળતો થાઉં છું, કે નામદાર ગવર્નર પોતે કરેલી ભૂલ માટે, દિલગીરી બતાવે, એવી માંગણી કરી આપણે રાષ્ટ્રીય માનનું રક્ષણ કરવું ઘટે છે; પરન્તુ

તેની જ સાથે લડાઈ ચલાવવા અધિકારીઓને મદદ કરવા આપણે આપણાં પ્રયત્નો વધારવા જોઇએ. લૉર્ડ વિલિંગ્ડનની ભૂલ ઉપર ગુસ્સે થઇ, આપણે પોતે એક પણ ખોટું પગલું નહિ ભરવું જોઈએ. આપણે તો ઘણું એ મેલવવાનું છે. આપણે સ્વરાજ્ય માંગીએ છીએ, અને જેટલું જલદી બને તેટલું જલદી આપણે તે માંગીએ છીએ. અને હું ઇચ્છું છું કે મારો વિચાર સ્વીકારવા હું હજી પણ દેશને સમજાવી શકું કે શિક્ષિત વર્ગે સાવ શરત વિના અને અંતઃકરણપૂર્વક સરકાર સાથે રહી કરેલું કાર્ય, આપણને આપણાં લક્ષ્ય સમીપ લાવી મૂકશે તેટલું બીજું કોઇ નહિ લાવી શકે. મારા દેશબંધુઓને રહે છે તેમ, મને એક પળ સુધી પણ અવિશ્વાસ રહેતો નથી કે આપણી બીજી ઘણીએ આશાઓ માફક આપણી આ સ્વરાજ્યની આશા પણ નિરાશા ઉપજાવશે. અહીંની સરકારે તેમજ વડી સરકારે આપણો વિશ્વાસ ઢીલો કરે એવું કંઈ નથી કર્યું, એમ નથી. પરન્તુ મારો વિશ્વાસ કંઇ તેઓની નીતિમાં થતા ફેરફાર ઉપર રહ્યો નથી, પણ આપણી પોતાની લડતના મજબુત પાયા ઉપર રહ્યો છે. ખચીત, એ તો કોઈ પણ સહેલાઈથી જોઈ શકશે કે જો આપણે માણસો ઉપર અને સાધનસંપત્તિ ઉપર કાબૂ મેળવવા ફત્તેહમંદ થઇએ તો આપણે અજીત પદવી અને બળ પ્રાપ્ત કરીએ. કારણ કે સ્વરાજ્ય માટેની મારી સાદી યોજનામાં, આ બે વસ્તુઓ ઉપર પૂર્ણ સત્તાથી જરા પણ ઓછું હું નથી ઇચ્છી શકતો. સરકાર,આ બેમાં આપણી સહાયતા ઇચ્છે છે. આપણે પણ તેનો શબ્દ ઉપાડી લેવો જોઇએ. તેઓ ખુશીથી અને પ્રમાણિકતાથી આપેલી મદદનો અસ્વીકાર કરી નહિ શકે. આપણે લશ્કર ઊભું કરશું, એટલે ભાડુતી લશ્કરને બદલે, એક રાષ્ટ્રીય લશ્કર ઉભુ થશેઃ જો કે હજુ સુધી કાયદામાં એવું નથી, પણ વસ્તુતઃ તો એમ જ થશે. સરકારી ખાતાં તરફથી કરવામાં આવેલી હજારોની ભરતી વાસ્તે હું આપણા પોતા માટે કોઇ પણ જાતના માનનો દાવો કદી કરી શકયો નથી. આ લડવૈયાઓ

નથી દેશભક્ત તરીકે, નથી દેશ માટે, કે નથી સામ્રાજ્ય માટે ગયા, પરન્તુ પૈસા માટે અને જે પ્રલોભનો તેઓની પાસે ધરવામાં આવ્યા હતા તે માટે ગયા છે. પરન્તુ જે સૈનિકો આપણે ઉભા કરશું, તે સ્વરાજ્યવાદીઓ હશે, તેઓ સામ્રાજ્ય માટે લડવા જશે. તેઓ તેમ કરશે કારણ કે તેઓ તે સામ્રાજ્યમાં ભાગીદાર થવા ઉમેદ રાખે છે. સર નારાયણની પેઠે, તેઓ પોતાનાં ઘરબાર અને કુટુંબકબીલા માટે લડવામાં નીચાઇ નહિ સમજે. પરન્તુ તેઓ તો તેને સામ્રાજ્ય વાસ્તે લડીને સ્વદેશ માટે સ્વતંત્રતા મેળવવાની એક અમીરી આકાંક્ષા તરીકે ગણશે.

હું આશા રાખું છું કે નામદાર ગવર્નર આ મહાન સભાની ઇચ્છાને અનુકૂળ થવાનો માર્ગ શોધશે; પરન્તુ જો તેઓ તેમ કરવામાં આજે નિષ્ફળ જશે, અને વાઇસરોય પણ નિષ્ફળ જશે, તો પણ નામદાર ગવર્નર પોતાની મેળે હૉમ રૂલ લીગોની ટૂંક વખતમાં માફી માગશે એ વિષે મને પોતાને તો નાસીપાસ થવા કારણ જણાતું નથી. હું જાણું છું કે તેઓ લડાઈ ચલાવવામાં સાથે રહી કામ કરવા માંગે છે. અને જ્યારે તેમને આમ લાગશે, ત્યારે તેમને પોતાની ભૂલ જણાશે અને તેઓ એક સજ્જન તરીકે પોતાની દિલગીરી દર્શાવશે. મુશ્કેલીઓ ઘણી છે, અને તેમાંથી ઘણીએ સરકારે ઉપજાવેલી છે. જેમ કે, તેણે પ્રજામત માટે બેદરકારી બતાવી છે. સૈનિકો મેળવવા માટે આપવામાં આવેલી આપણી સલાહનો તેઓએ અસ્વીકાર કર્યો છે. આથી કરી આપણું કાર્ય પાર પડે એ લગભગ સાવ અસંભવિત જણાય છે. પરંતુ આપણું કર્તવ્ય ખુલ્લું છે. આ અને બીજી ઘણી મુશ્કેલીઓથી નાહિંમત ન થતાં, સરકારે પ્રજામતની સતત અવગણના કરી સામ્રાજ્યને જે હાની પહોંચાડી છે તે આપણે કામ કરી બતાવીને આપણે આપણો મત આગળ ધરતા રહેવું જોઇએ, અને આપણા મત તરફની તેઓની બેદરકારી તોડી પાડવી જોઇએ. એટલે જે બીજો ઠરાવ તમારી પાસે મુકવામાં આવશે તે મદદ કરવાની શરત રૂપે નથી સમજવાનો, પરન્તુ

આપણા માર્ગમાં પડેલી મુશ્કેલીઓનાં વર્ણન રૂપે સમજવાનો છે. બેજ રસ્તાઓ છે કે જે દ્વારા આપણે આપણું લક્ષ્ય સાધી શકીએ: સહાયતા કરીને અથવા વિઘ્ન કરીને. બ્રિટિશ બંધારણમાં હક્કો મેળવવા માટે જાણીતો અને તદ્દન કાયદેસર ઇલાજ વિઘ્ન કરવાનો છે. પરન્તુ જે અણિનો પ્રસંગ સામ્રાજ્ય સામે આવી ઉભો છે તે ટાણે વિઘ્ન કરવાનું પરિણામ તો સરકારને ગુસ્સે કરવામાં જ આવી શકે, કે જેના ઉપર લડાઈ ચલાવવાની જવાબદારી રહેલી છે. તેને બદલે, સહાયતાથી તેઓનો વિરોધ શમી જશે એટલું જ નહિ પરન્તુ આપણામાં એક જાતનું બળ અને વિશ્વાસ આવશે, કે જે આપણને આપણા લક્ષ્ય સુધી લઇ ગયા વિના રહેશે નહિ. આપણે જે પ્રસંગ માટે ભેગા થયા છીએ તે અપૂર્વ છે. આપણે એક પ્રજાપ્રિય ગવર્નરને પોતાની ભૂલ માટે પસ્તાવો કરી આપણી સાથેનો સંબંધ સીધો કરવા કહીએ છીએ. આપણે એમ નક્કી કરીએ છીએ કે જો આપણે રાહત મેળવવામાં નિષ્ફળ જઈએ તો આપણે સોગંદ લઈએ છીએ કે ભવિષ્યમાં જે જાહેર સભામાં લૉર્ડ વિલિંગ્ડન પ્રમુખ-સ્થાને હોય તેમાં આપણે હાજર ન થવું. આ એક ગંભીર પગલું છે, પરન્તુ હું ધારૂં છું કે જે બનાવો બન્યા છે તેનાથી તેની યોગ્યતા સિદ્ધ થાય છે. આપણાં પગલાંનું વ્યાજબીપણું આપણા ભવિષ્યના વ્યવહાર ઉપરથી, સહાયતા કરવા દૃઢ પ્રયત્ન કરી નામદાર ગવર્નરના આરોપો ખોટા ઠરાવવાથી, સિદ્ધ થશે.

હું જાણું છું કે આજે સ્વરાજ્યનો વાર્ષિક ઉત્સવ છે. આજનો દિવસ હોમ રૂલ લીગના સભાસદો માટે પવિત્ર દિવસ છે અથવા હોવો જોઈએ. લૉર્ડ વિલિંગ્ડને આપણને હોમ રૂલ લીગર અને હોમ રૂલર એવો ભેદ કરી આપ્યો છે. કોઇ પણ હિંદી સ્વરાજ્યવાદી ન હોય એમ હું કલ્પી શકતો નથી. પરન્તુ મારા જેવા લાખો છે કે જેઓ હોમ રૂલ લીગર નથી. જો કે હું કોઇ પણ હોમ રૂલ લીગનો સભાસદ નથી, તો પણ હું આ માંગલિક દિવસે હોમ રૂલ લીગના ઘણા સભાસદો જેઓની

મદદ મેં મારા કાર્યમાં હુમેશાં ઈચ્છી છે, અને જે મને જરા પણ નાખુશી વિના આપવામાં આવી છે, તેઓની તારીફ કરવા ઇચ્છું છું. મને તેઓમાંથી ઘણાઓ માતૃભૂમિ માટે કોઇ પણ જાતનો ભોગ આપવા શક્તિવાળા જણાયા છે. મેં જોયું છે કે કેટલાક અતિશય શક્તિવાળા જુવાનો છે; કારણ કે આ તારીફ કરતાં હું ચલવળના અગ્રેસરનો વિચાર નથી કરતો. હું તો તેઓનો જ વિચાર કરૂં છું કે જેઓ સાથે કામ કરવા હું ભાગ્યશાળી થયો છું. હું બ્રિટિશ બંધારણ અને બ્રિટિશ સાથેના સંબંધ માટે તેઓની વફાદારીની ખાત્રી આપવા ઈચ્છું છું, તેમજ અમલદારી સત્તા માટે તેઓની અધીરાઇની પણ ખાત્રી આપવા ઇચ્છું છું. તેઓ જુવાનીના બધા ગુણદોષો ઘણે અંશે ધરાવે છે. તેઓનું બોલવું કેટલીક વાર કડક હોય છે, કેટલીક વાર તો ખીજવાટવાળું હોય છે, શિષ્ટાચાર વિરૂદ્ધ હોય છે. તેઓ કેટલીકવાર વધુ પડતો ઉત્સાહ બતાવે છે. આપણને ઉમરે પહોંચેલાઓને અને અનુભવીઓને, તેઓનાં કેટલાંક કામોથી ગભરાટ થતો હશે. પરન્તુ તેઓનું હૃદય દૃઢ અને નિર્મળ છે. તેઓ વાતાવરણમાંથી આડંબર અને કપટને દૂર કરવામાં અમુક અંશે ફાવ્યા છે. તેઓનાં સત્યને કેટલીકવાર ઝાંખપ પહોંચી છે; પરન્તુ મારે કહેવું જોઈએ કે જ્યારે લીગોની પ્રથમ સ્થાપના કરવામાં આવી ત્યારે મેં તેઓ ઉપર શંકાશીલ નજરે જોયું હતું અને તેની જરૂરીયાત માટે પણ મને શંકા થઇ હતી; પણ તેઓનાં કાર્યની સંભાળપૂર્વક તપાસ કરવાથી મને ખાત્રી થઈ છે કે લીગોએ એક જરૂરની ખોટ પૂરી છે. તેઓએ પ્રજામાં ચેતન મૂક્યું છે, તેમ તેઓમાં આશા અને હિંમતના બીજ વાવ્યાં છે; અને અધિકારીઓએ તેઓને ઉંધી રીતે સમજ્યા ન હતે તો મને ખાત્રી છે કે તેઓ કદી ન ખૂટે એવા મનુજબળના ભંડારનો ઉપયોગ કરી શકયા હતે. અધિકારીઓને કહેવાની જરૂર નથી કે લીગના સભાસદો પોતાની જવાબદારી સમજે છે, અને જવાબદારી સાથે કામ કરે છે. ઉદાત્ત હૃદયવાળા જુવાનો, જેઓને

અમલદારી સત્તા હેઠળ હમેશાં ઉડાવવામાં આવ્યા છે તેઓ પાસેથી જવાબદારીની ભાગ્યેજ આશા રાખી શકાય.

હૉમ રૂલ લીગના સભાસદોને પોતાના કરી લેવા જોઇએ એમ જાણવાની અધિકારીઓની, જેઓ વધારે અનુભવવાળા છે, તેઓની ફરજ હતી. ગમે તેની તે ભૂલ હોય, છતાં હૉમ રૂલ લીગના સભાસદોને તે હવે જણાઈ છે, એટલે તેઓએ તે સુધારવી જોઈએ. તેઓએ અમલદારોમાં પણ વિશ્વાસ ગુમાવવો ન જોઈએ. વિશ્વાસનો અભાવ એ અશક્તિનું ચિહ્ન છે. અમલદારી-તંત્ર ખરાબ છે; તેનો નાશ થશેજ; પરન્તુ બધા અમલદારો ખરાબ હોતા નથી. આપણો જય અમલદારોને સુધારવામાં રહેલો છે. જો આપણે જોહુકમ નહી કરીએ અને તેઓના પગે નહી પડીએ, તો આપણને તેઓને હલકા પાડવાની કે તેઓનું અપમાન કરવાની જરૂર નહિ રહે. અમલદારોની યુક્તિઓ સામે આપણે અત્યંત સાલસાઇથી અને પ્રમાણિકતાથી થવું જોઈએ. આપણે 'બૂરાઇનો બદલો ભલાઈમાં વાળવો જોઇએ' એ ફિરસ્તાઓ માટે નથી કહેવાયું, પરન્તુ માણસો માટે કહેવાયું છે. અત્યંત શૌર્યવાળો પુરૂષ તો સીધા અને સાંકડા રસ્તે ચાલતાં કદી દોરા ભાર પણ ખસવાનો નથી. અને જો હૉમ રૂલ લીગના સભાસદો શૌર્યવાળા ન થઈ શકે તો તેઓ કંઈજ નથી. હૉમ રૂલ લીગના સભાસદોએ જેવી હુશિયારી તોડી પાડવાના કામમાં બતાવી છે, તેવી જ ચણતર કરવાનાં કામમાં બતાવવી જોઈએ; અને પછી તેઓ આજનો દિવસ હિન્દના ચારે ખૂણા સુધીમાં સાર્વજનિક ઉજવણીનો કરી શકશે.

## રાજકીય સુધારાની યોજના.*

હમણાં જ પ્રગટ થયેલી સુધારાની યોજના ઉપર મારો મત પ્રગટ કરવા તમે મને આગ્રહ કર્યો છે. તમે જાણો છો તેમ, કોંગ્રેસ–લીગની યોજના ઘડવામાં આગળ પડતો ભાગ લેવો મારાં અંતરને આવશ્યક ન હતો લાગ્યો. વિવાદયુક્ત રાજનીતિના પ્રશ્નોમાં મેં તલ્લીનતાથી રસ લીધો નથી. સુધારાની યોજનાનો જેવો અભ્યાસ તીક્ષ્ણ બુદ્ધિવાળા રાજનીતિજ્ઞ પુરૂષ કરે તેવો અત્યારે પણ કર્યાનો ડોળ હું નથી કરતો. તેથી તે વિષે મારો મત દર્શાવતા મને સંકોચ થાય છે. પરન્તુ, યોજના સંબંધે જે કંઈ મત હું બાંધી શકું, તેને પ્રસિદ્ધ કરવાની તરફેણની તમારી દલીલનું મહત્વ હું કબૂલ કરૂં છું. મારા મતમાં હમણાં પ્રગટ કરવામાં આવેલી યોજના લેખન કલાના નમુના તરીકે કોંગ્રેસ–લીગની યોજના કરતાં ચઢીયાતી છે. હું એમ પણ માનું છે કે તા. ૨૦ મી ઑગસ્ટનાં જાહેરનામાંનો યોગ્ય અમલ કરવા માટે અને હિન્દના હિત માટે મિ. મોન્ટેગ્યુ અને લૉર્ડ ચેમ્સફર્ડ બંને શુદ્ધ ભાવથી પ્રેરાયા છે, અને પોતાનાં અતિશય કઠણ અને ઝીણાં કાર્ય માટે ઘણી મહેનત લીધી છે. મને એમ લાગ્યા વિના નથી રહેતું કે તેઓના પ્રયાસનો ઉતાવળથી કોઈ પણ રીતે અનાદર કરવામાં દેશનું દુર્ભાગ્ય છે. મારા નમ્ર મત મુજબ, યોજનાનો સંપૂર્ણ અસ્વીકાર કરવા કરતાં તેને સહાનુભૂતિપૂર્વક તપાસવાની જરૂર છે. પરન્તુ સુધારકો તેને માન્ય કરે તે પહેલાં, તેને ઘણી સુધારવી પડશે. આપણા માટે તો તુલનાનું ધોરણ

* મોન્ટેગ્યુ—ચેમ્સફર્ડની સુધારાની યોજના વિષેના આ વિચારો નામદાર શાસ્ત્રીયારને એક પત્રમાં ૧૯૧૮ ના જુલાઈ માસમાં લખી મોકલવામાં આવ્યા હતા.

કોંગ્રેસ–લીગની યોજના હોવી જોઇએ. જો કે તે અપકવ છે, તો પણ મને લાગે છે કે, આપણી યોજનાનાં મુખ્ય તત્વનો નવી યોજનામાં સમાવેશ કરવા આપણાથી બની શકે તેટલા આગ્રહથી અને ચાતુર્યથી આપણે પ્રયત્ન કરવો જોઈએ. એટલે દાખલા તરીકે અમલતંત્રને વિભક્ત કરવાની નીતિને પડતી મૂકવાની આપણે માગણી કરવી જોઇએ. મને બહુ ભય રહે છે કે ઈલાકામાં દ્વન્દ્વપદ્ધતિ દાખલ કરવાથી પ્રયોગ નિષ્ફળ નીવડે; અને પ્રયોગની ફત્તેહ જ આપણને સ્વરાજ્યની બીજી, અને હું આશા રાખું છું કે, છેલ્લી ભમિકાએ લઈ જઈ શકશે; એટલે તંત્રનાયકોને જ કેટલાક વિષયો સોંપી રાખવાનો વિચાર પડતો મેલાવવા આપણે જેટલો આગ્રહ કરશું તેટલો ઓછો છે. ચોખ્ખા હિન્દી લાભોથી જૂદા એવા ચોખ્ખા બ્રિટિશ લાભોને લગતા આપણા ઇરાદા ઉપર ઉઠાવવામાં આવેલો અનિષ્ટ સંશય કોઈને પણ જણાયા વિના રહેશે નહિ. તેથી જ યોજનામાં આ લાભો માટે જબરી ચોકસાઈઓ નજરે પડે છે. આ લાભો વિષે ચોખ્ખો, નિખાલસ અને સીધો ખુલાસો થવો બીજા બધા કરતાં વધારે જરૂરનો છે એમ મને લાગે છે. અને મારા પોતા માટે તો, એકલી બ્રિટિશ બુદ્ધિ અથવા બ્રિટિશ અને હિન્દી બુદ્ધિની જોડી ધારા–ધોરણ ઘડવા સંબંધી જે કંઈ પરાક્રમ બતાવી શકે તેના કરતાં આ ખુલાસો થવો બહુ વધારે અગત્યનો છે. જેટલા બને તેટલા સભ્ય પણ તેટલા જ દૃઢ શબ્દોમાં હું ખચીત જણાવીશ કે આ લાભો હિન્દના એકંદર લાભોને અધીન રહેશે, અને તેથી જેટલે અંશે તે હિન્દની સામાન્ય પ્રગતિની પ્રતિકૂળ હશે તેટલે અંશે તે જોખમમાં છે. આ રીતે, મારાથી બની શકે તો હું લશ્કરી ખર્ચ ઘટાડી નાખું. જે માલ આપણા ઉદ્યોગથી ઉપજેલા માલ સાથે હરિફાઈ કરે છે તે ઉપર મોટા કરો નાખી હું સ્થાનિક ઉદ્યોગનું રક્ષણ કરૂં, અને સરકારી નોકરીમાંથી, આપણને સલાહ અને માર્ગદર્શન માટે આવશ્યક એટલી જ જગ્યાઓ હું બ્રિટિશ લોકો માટે રાખું. વિજેતાના દાવા ઉપરાંત, તેઓનો આપણા ઉપર બીજો કોઈ દાવો હતો કે છે એમ હું નથી માનતો. પરન્તુ,

જે ઘડીએ આપણને આપણા રાષ્ટ્રીય અસ્તિત્વ વિષે ભાન આવે, અને આપણે ગુમાવેલું ફરીથી પ્રાપ્ત કરી લેવાનો આપણો હક પ્રતિપાદન કરવા જેટલું બળ આપણામાં આવે તે ઘડીએ તે દાવો જરૂર ઉડી જવો જોઇએ. તેઓની મ્હોટાઈ માટે એટલું કહેવું જોઈએ કે તેઓ પોતાને મળેલી જીતના આધારે કોઈ જાતનો દાવો કરતા નથી. તેઓની કર્તવ્યપરાયણતા અને વ્યવસ્થા કરવાની ઉંચી શક્તિ માટે, હિંદી સનદી નોકરોની કરવામાં આવતી પ્રશંસામાં કોઈ પણ જણ ખુશીથી ભાગ લઈ શકે. આર્થિક બદલો વિચારતાં, તે નોકરીના માણસોને જોઇએ તે કરતાં વધારે મળ્યું છે, અને તે ઉપરાંત તેઓના ગુણોને આપણે પોતે જ ગ્રહણ કરીને આપણી કૃતજ્ઞતા સૌથી સારી રીતે દર્શાવી શકીએ છીએ. હાલનું અમલતંત્ર ઉપરથી નિચે સુધી નાશકારક રીતે ખર્ચાળ છે એમ સુધારાની જે યોજના કબૂલ કરતી નથી તે હિન્દને હિતકર નિવડી શકે એમ સંભવતું નથી. અને મારા મતે તો ન્યાય, વ્યવસ્થા અને સારૂં રાજતંત્ર સંપાદન કરવા માટે જે કિંમત આપવી પડે તેનું પરિણામ જનસમૂહને કચડી નાખે એવી દરિદ્રતામાં આવતું હોય, તો તે વસ્તુઓ પણ અતિશય મોંઘા મૂલ્યે મેળવેલી કહેવાય. આપણી નવી ધારાસભાઓનું સૂત્ર, પ્રગતિના માર્ગે લાગેલા દેશની વધતી જતી જરૂરીયાતો માટે કરમાં વધારો કરવાનું નહિ, પણ જે આર્થિક બોજો જનસમૂહના વિકાસના મૂળને જ સુકવી નાખે છે, તેને ઓછો કરવાનું હોવું જોઈએ. જો આ મૂળ વાત સ્વીકારવામાં આવે તો આપણા ઉદ્દેશો માટે સંશય રાખવાનું કંઈ કારણ નથી, અને બીજી બધી રીતે બ્રિટિશ લાભો જેટલા તેઓના પોતાના હાથમાં સહિસલામત છે તેટલા જ સહિસલામત હિન્દીઓના હાથમાં છે, એમ જણાવવામાં મને લાગે છે કે હું સાવ સાચો છું. મારાં ઉપલાં કથન ઉપરથી જણાશે કે સનદી નોકરીની ઉંચી પદવીના ૫૦ ટકા તુરત જ હિન્દીઓને મળવા જોઈએ એવી જે કોંગ્રેસ-લીગની માંગણી છે તે માટે આપણે આદરપૂર્વક દબાણ કરવું જોઈએ. ઉપરનું મારૂં કહેવું યોજના ઉપરના મારા વિચારની

દિશા માત્ર સૂચવે છે. ઉપર જણાવેલો મત તો વિચારપૂર્વક બંધાયો છે, પરન્તુ જે બધા સુધારાઓ નામદાર શહેનશાહની સરકાર પાસે રજુ કરવા હું સૂચવવા ઈચ્છું, તેના સમાવેશ તેમાં થતો નથી. હું માની લઉં છું કે વખત આવતાં યોજનાનાં ગુણદોષનું દિગ્દર્શન પ્રજામતની દૃષ્ટિએ બહાર પાડવા આપણે પ્રયત્ન કરશું. એટલે મારાથી બની શકે તો પણ, તેનું સંપૂર્ણ નિરીક્ષણ કરવું મારા માટે ભાગ્યે જ જરૂરનું છે. છતાં આપણો મત અંતે ગમે તેવું રૂપ લે તોય તેને અસરકારક કરવાનો જે સર્વોત્તમ ઉપાય મને જણાય છે તે કહ્યા વિના હું મારૂં નિરીક્ષણ પૂરૂં કરી શકતો નથી. જે સ્મરણીય દસ્તાવેજનો અભ્યાસ હજારો હિન્દી સુધારકો ઘણી હોંશથી આજે કરી રહ્યા છે તેના છેવટમાં લેખકોએ કરેલાં કથન સાથે હું સાવ મળતો થાઉં છું. તે આ છે: “જે વિષયનાં પરિણામો અત્યંત મહત્વનાં છે તે સંબંધી સૂચના કરવામાં અમારી જોખમદારીની વૃત્તિ એક જ વિચારથી વધારે સતેજ થઈ છે કે જે ઘડીએ અમે આ યોજના ઘડવી પૂરી કરીએ છીએ તેજ ઘડીએ ફ્રાંસની રણભૂમિ ઉપર આથી પણ વધારે મહત્વના પ્રશ્નનો નિવેડો આવી રહ્યો છે. ત્યાં, અને નહિ કે દિલ્હીમાં અથવા વ્હાઈટ હોલમાં હિંદનાં ભવિષ્યનો અંતિમ નિર્ણય થશે”. ઈશ્વર આપણને, સ્વરાજ્યવાદીઓને, આ સાદું સત્ય સમજવા જેટલી સમજણ આપે! સ્વતંત્રતાનું દ્વાર ફ્રાંસની ભૂમિ ઉપર આવેલું છે. કોઇ પણ નામાંકિત વિજય રક્ત રેડ્યા વિના હજુ સુધી મેળવાયો નથી. જો આપણે મિત્ર રાજ્યોના હિતના વિજય માટે લડતી સ્વરાજ્યવાદીઓની અજીત સેનાથી ફ્રાંસની રણભૂમિ ભરી દઈએ, તો તે લડત આપણા હિત માટેની પણ થશે. ત્યારે જ લાંબા અથવા ટુંક વખતમાં નહિ પણ તુરતજ સ્વરાજ્ય બક્ષવાની આપણી માંગણીનો ઈન્કાર કરી શકાશે નહિ. એટલે દેશને મારી સલાહ તો આ છે કે વિજય માટે બિનશરત અંગ્રેજ પડખે આમરણાંત લડવું અને તેની જ સાથે જો જરૂર હોય તો, જે સુધારા માટે આપણે લાયક હોઈએ તે માટે આમરણાંત ચળવળ કરવી. અમલદારીતંત્રના

જબરા વિરોધ ઉપર આપણા માટે માનનીય વિજય મેળવવાનો સૌ રીતે નિર્ભય ઉપાય આજ છે, અને તેના અંતે કોઈ પણ જાતની ખટાશ રહેવા નહિ પામે. કેવળ વિઘ્નકારક અને નાશકારક ચળવળથી આપણી નેમ મેળવવી અશકય નહિ પણ હોય. પરંતુ તેની સાથે આપણે શું ઉપજાવશું એ જોવું સહેલું છે: અંગ્રેજ અને હિંદી વચ્ચે ખટાશ એ ભવિષ્યમાં થનારા ભાગિદારોને જોડનાર ખાસ સ્નિગ્ધ તત્વ ન જ કહેવાય.

# પહેલી ગુજરાત રાજકીય પરિષદ. *

ભાઈઓ અને બ્હેનો, મને આ ઉચ્ચ પદ આપ્યું છે તેને સારૂ હું આપ સહુનો આભાર માનું છું. અહીંના રાજકીય વિષયમાં હું અઢી વર્ષનું બાળ છું. દક્ષિણ આફ્રિકાના મારા અનુભવ ઉપર હું અહીં વ્યાપાર નથી કરી શકતો. આવી સ્થિતિમાં મારે આ પદ સ્વીકારવું એ કેટલેક અંશે ઉદ્ધતાઈ ગણાય એમ જાણું છું, છતાં આપની અનહદ પ્રીતિને વશ થઈ મેં આ પદનો સ્વીકાર કર્યો છે.

મારી જવાબદારી હું સમજું છું. આ પરિષદ ગુજરાતમાં પહેલીજ છે. સમસ્ત હિન્દુસ્તાનને સારૂ આ સમય ઘણો બારીક છે. સામ્રાજ્યને કદી ન હતી એવી ભીડ છે. મારા વિચારો સામાન્ય પ્રવાહની દિશામાં તદ્દન વહેતા નથી. કેટલાક વિરૂદ્ધ દિશામાં વહેતા હોય એવો આભાસ મને આવે છે. આવી સ્થિતિમાં મને આ પદ લેવાનો અધિકાર ઓછો જ હોય. ઘણે ભાગે પ્રમુખનું ભાષણ સભાના વિચારો દર્શાવનારૂં હોય છે. મારાથી એવો દાવો થઇ શકે તેમ નથી. મારા વિચારો આવે સુંદર અવસરે ગુજરાતી પ્રજા સમક્ષ મૂકવાની મને આપે રજા આપી છે, એ આપની ઉદારતા સૂચવે છે. એ વિચારો ઉપર આ મંડળમાં ટીકા થાય, તે વિષે ભિન્ન વિચાર બતાવાય, તેની સામે આકરો વિરોધ બતાવાય તેમાં હું દુઃખ જોતો નથી. તેની ચર્ચા છૂટથી થાય એવું ઈચ્છું છું. એ વિચારોને સારૂ એટલુંજ કહીશ કે તે આજકાલના નથી પણ ઘણાં વર્ષો થયાં બંધાયલા છે. તેની ઉપર હું મોહિત છું, ને અઢી વર્ષના અનુભવે તેમાં ફેરફાર નથી થયો.

* ૧૯૧૭ માં ગોધરામાં મળેલી ગુજરાત રાજકીય પરિષદની પહેલી બેઠકનાં પ્રમુખસ્થાનેથી આ ભાષણ આપવામાં આવ્યું હતું.

આ પરિષદ ભરવાનો વિચાર કરનારને તેમજ તે વિચારને અમલમાં મૂકનારને ધન્યવાદ આપું છું. આ પગલું ગુજરાતને સારૂં ઘણું અગત્યનું છે. તેમાંથી બહુ સારાં પરિણામો આપણે નિપજાવી શકીએ છીએ. આ પરિષદ પાયારૂપે છે. જો પાયો સાચો અને મજબુત હશે, તો ઇમારતને વિષે આપણે નિશ્ચિંત રહી શકીશું. આ પરિષદ પાયો નાખનારી હોવાથી તેની જવાબદારી મોટી છે. હું ઈશ્વર આગળ પ્રાર્થના કરૂં છું કે આપણ બધાને તે સન્મતિ આપે ને આપણું કાર્ય પ્રજાને ભવિષ્યમાં લાભદાઈ થઈ પડે.

આ પરિષદ રાજકીય છે. ‘ રાજકીય ’ શબ્દનો જરા વિચાર કરીએ. રાજકીય એ ઇંગ્રેજી ‘ પોલીટીકલ ’નો તરજુમો છે. આ શબ્દનો ઘણે ભાગે સંકુચિત અર્થ કરવામાં આવે છે; પણ મને લાગે છે કે તેનો વિસ્તૃત અર્થ રાખવાથી વિશેષ લાભ છે. જો આવી પરિષદોનાં કાર્યની સમાપ્તિ માત્ર રાજાપ્રજાના સંબંધના વિચારમાં જ થઇ જાય તો એ કાર્ય અધુરૂં રહે ને એ સંબંધનો પૂરો ખ્યાલ પણ આપણને ન આવે. દાખલા તરીકે મહુડાનો પ્રશ્ન ગુજરાતના કેટલાક વિભાગને બહુ અગત્યનો છે. તેનો વિચાર રાજ્ય પરત્વેજ કરતાં કડવું પરિણામ આવી શકે, અથવા ધાર્યું પરિણામ આપણે ન લાવી શકીએ. પણ જો મહુડાના કાયદાની ઉત્પત્તિનો વિચાર કરી આપણું જે અંગત કર્તવ્ય હોય તેનો પણ આપણે સાથે સાથે વિચાર કરીએ તો આપણી સરકારની સાથેની લડતમાં વહેલા ફાવવાનો સંભવ છે, ને આપણને લડવાની ચાવી પણ સહેલથી હાથ આવે. જે વિચારો હું આપની સમક્ષ મૂકવાનો છું તે ઉપરથી રાજકીય શબ્દનો મારો અર્થ આપ વિશેષ જોઇ શકશો.

પરિષદો ભરાઇ વીખરાઈ જઈ પોતાની પાછળ કાર્યકારી મંડળ મૂકતી જોવામાં આવતી નથી, અથવા જો કાર્યકારી મંડળ મૂકવામાં આવે છે તો તેમાં મર્હુમ ગોખલેજીની ભાષામાં પોતાના ધંધામાંથી બચતા વખતમાં કામ કરનારા હોય છે. આપણને જરૂરનું તો એ છે કે પરિષદોના ઠરાવોનો અમલ કરવો

એને જેઓ પોતાનો મુખ્ય અને ખાસ ધંધો ગણી શકે તેવા માણસો જોઇએ. આવા માણસો ઘણા હોય ત્યારેજ પરિષદોનાં કાર્ય શોભી નીકળવાનાં, ત્યારેજ ફળદાયી થવાનાં. હાલ તો ઘણું કામ એળે જાય છે. ભારત સેવક સમાજ જેવી અનેક સંસ્થાઓ દેશમાં થાય એ આવશ્યક છે. સેવા એજ ધર્મ માનનારા ઘણા નીકળે ત્યારે જ આપણે મહાન પરિણામો જોઇ શકીશું. હિંદુસ્તાન સારે નસીબે ધર્મબદ્ધ છે. એટલે દેશસેવામાં આ કાળે ધર્મની પરિસીમા છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય. જે કાળે સાધુ સંતો આ પ્રકરણ હાથમાં લેશે તે કાળે હિંદુસ્તાન ધાર્યાં કાર્ય સહેલથી કરી શકશે એવી મારી માન્યતા છે. ગમે તેમ હો પણ આપણને છાજે છે કે આ પરિષદને અંગે આપણે એક કાર્યકારી મંડળ ઉભું કરી શકીએ કે જેનો ધંધોજ પરિષદના ઠરાવોને અમલમાં મૂકવા મૂકાવવાનો હોય.

દેશમાં સ્વરાજ્યનો ધ્વનિ ચાલી રહ્યો છે. વિદુષી બાઈ એની બિસાંટે લાખો સ્રીપુરૂષોને 'સ્વરાજ્ય'નો જપ જપાવતા કરી મૂકયા છે. જે વસ્તુ બે વર્ષ પહેલાં ઘણાં સ્રીપુરૂષો નહોતાં જાણતાં તે વસ્તુને તે બાઇએ પોતાની ચાતુરી, પોતાનાં અથાગ પ્રયત્નથી પ્રચલિત કરી મૂકી છે. સ્વરાજ્ય થોડી મુદતમાં મળશે એવી આશા બંધાવવામાં આ બાઈનું નામ ઈતિહાસમાં પ્રથમ પંક્તિમાં મૂકાશે એ વિષે શંકા હોયજ નહિ. સ્વરાજ્ય એ કોન્ગ્રેસનો આદર્શ હતું, ને છે. મિસિસ બિસાંટનો એ નવો ખ્યાલ નહતો. પણ એ સ્વરાજ્યને થોડા સમયમાં સિદ્ધ થાય એવી વસ્તુ તરીકે સમજાવનાર તો આ બાઈ જ ગણાશે. તેને સારૂ તેનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. એમને અને એમના સાથી મી. એરંડેલ તથા મી. વાડીઆને છોડી સરકારે મહેરબાની કરી છે તથા સ્વરાજ્યની ચળવળ યોગ્ય છે એમ કબુલ્યું છે. જે ઉદારતા સરકારે મિસિસ બિસાંટને તેનાં સાથીને વિષે વાપરી છે તેજ ભાઇ મહમદઅલી તથા ભાઈ શૌકતઅલી વિષે વાપરે એ ઈચ્છવા જેવું છે. આ બંને ભાઇઓને વિષે સર

વિલિયમ વિન્સેન્ટે કહ્યું છે તેમાં કેટલું વિચારવા જેવું છે તેનો ખ્યાલ કરવાની જરૂર નથી. પ્રજાની માગણી સ્વીકારી તેમને છોડવાથી કંઇ અયોગ્ય પરિણામ ન આવે એવી જવાબદારી સરકાર પ્રજાની ઉપર મૂકશે અને પ્રજાને વિશેષ ઋણી બનાવશે. જ્યાં સુધી આ ભાઈઓને નથી છોડ્યા ત્યાં સુધી સરકારની ઉદારતા અધુરી ગણાશે. આપણે ઉમેદ રાખીશું કે સરકાર સંપૂર્ણ ઉદારતા બતાવી પ્રજાનું ચિત્ત હરી લઈ તેને પોતાની કરી લેશે.

મહેરબાન મોન્ટેગ્યુ સાહેબ આવે છે. તેમની પાસે રજુ કરવાની જે અરજી ઘડાઈ છે ને જેમાં સહીઓ થઇ રહી છે તેનો મુખ્ય હેતુ પ્રજાકેળવણી છે. સ્વરાજ્ય મેળવવાને સારૂ અક્ષરજ્ઞાનની જરૂર છે એવું કહેણુ ઇતિહાસનું અજ્ઞાન સૂચવે છે. મારે મારૂં કામ ચલાવવું છે એવી ભાવના પ્રજામાં લાવવા સારૂ અક્ષરજ્ઞાનની જરૂર નથી; એવા ખ્યાલની, એવા ઇરાદાની જરૂર છે. સેંકડો અભણ રાજાઓએ ભારે સરસ રીતે રાજ્ય ચલાવ્યાં છે. ઉપરની ભાવના પ્રજામાં કેટલે દરજ્જે છે તે જોવું ને ન હોય ત્યાં તે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો એ તે અરજીનો ઉદ્દેશ છે. તેમાં લાખો સ્ત્રીપુરૂષો સમજપૂર્વક સહી કરે તે ઇષ્ટ છે. તેવી અરજીનું વજન મહેરબાન મોન્ટેગ્યુ સાહેબની ઉપર પડે એ તે અરજીનું સહજ પરિણામ છે.

કોન્ગ્રેસ ને મોસલેમ લીગે સ્વીકારેલી યોજનામાં ફેરફાર કરવાનો કોઈને અધિકાર નથી. એટલે એના ગુણદોષનો વિચાર કરવાનું રહેતું નથી. પ્રજાના આગેવાનોએ ઘણા વિચારપૂર્વક રચેલી યોજના આપણે અત્યારની કાર્યસિદ્ધિને સારૂ સંપૂર્ણ સમજી શ્રદ્ધાપૂર્વક તેનો અમલ થાય એજ કાર્યો કરવાં રહ્યાં છે.

આ યોજના સ્વરાજ્ય નથી પણ તે સીડીએ આપણને ચઢાવનારૂં મોટું પગથીઉં છે. કેટલાક ઇંગ્રેજી ટીકાકાર એમ કહે છે કે આપણને સ્વરાજ્ય ભોગવવાનો હક્ક નથી. કેમકે જે વર્ગ સ્વરાજ્ય માગે છે તે વર્ગમાં હિંદુસ્તાનનો બચાવ કરવાની શક્તિ જ નથી. તેઓ પૂછે છેઃ શું ઇંગ્રેજો જ હિંદુસ્તાનની

સિપાહીગીરી કરશે ને હિંદી પ્રજા રાજ્યસત્તા ચલાવશે ? આ પ્રશ્ન હાસ્યજનક છે ને દુઃખદ છે. હાસ્યજનક છે કેમકે ઇંગ્રેજી મિત્રો પોતાને આપણાથી અળગા માની લે છે. આપણી કલ્પના તો એવી છે કે આપણે બ્રિટનની સાથે રહી સ્વરાજ્ય ભોગવશું. અહીં ઘર કરી રહેલા ઇંગ્રેજો હિંદુસ્તાન છોડે એવું આપણે માગતા નથી. પણ સ્વરાજ્યમાં તેઓ ભાગીદાર હશે. એવી રચનામાં કદાચ સિપાહીગીરી તેઓને ભાગે આવી તો તેઓને તેમાં કંઇ કહેવાપણું નહિ રહે. પણ આપણે સિપાહીગીરીમાં ભાગ નહિ લઈએ એમ તેઓનું માનવું જ ઉતાવળ ભર્યું છે. હિંદુસ્તાનની વૃત્તિ સૈનિક બળ મેળવવાની થશે ત્યારે તે થોડા સમયમાં પ્રાપ્ત થઇ શકે એવી વસ્તુ છે. મારવાની શક્તિ એ કઠોર વૃત્તિનું પરિણામ છે. એ વૃત્તિને પોષતાં વાર નથી લાગતી. તે ઘાસની જેમ ઉગી શકે છે. પ્રશ્ન દુઃખદ છે. કેમકે તે આપણને સ્મરણ કરાવે છે કે આપણને સરકારે આજ લગી સૈનિક તાલીમ વિનાના રાખ્યા છે. જો તેમણે આપણામાં એ તાલીમ ઇચ્છી હોત તો અત્યારે શિક્ષિત વર્ગનું મોટું લશ્કર તૈયાર હત. લડાઈમાં શિક્ષિત વર્ગે ભાગ નથી લીધો તેનો દોષ શિક્ષિત વર્ગની ઉપર છે, તેના કરતાં સરકારની ઉપર ઘણો મોટો છે, જો સરકારની રાજ્યનીતિ જૂદા ધોરણ ઉપર અસલથી બંધાઈ હત તો અત્યારે સરકારની પાસે અજીત સેના તૈયાર હત. પણ જે દશા વર્તે છે તેનો દોષ ભલે કોઈને ન દેવાય. જ્યારે ઇંગ્રેજી સત્તા સ્થપાઇ ત્યારે કરોડો ઉપર રાજ્ય ચલાવવામાં પ્રજાને હથિયાર રહિત અને સૈનિક શિક્ષણ રહિત કરવામાં ડહાપણ ગણાયું. હવે જાગ્યા ત્યાંથી સવાર ગણી રાજા પ્રજા બંનેએ રહી ગયેલું સમારી લેવાનું છે.

આ વિચારો ચાલુ પ્રવાહ યોગ્ય છે એવી કલ્પના ઉપર આપેલા છે. મને પોતાને ચાલુ સ્થિતિ દરેક પ્રકારે યોગ્ય છે એમ નથી જણાતું. આપણે જે ચળવળ ચલાવીએ છીએ તે પાશ્ચાત્ય પદ્ધતિ છે. જે સ્વરાજ્ય ઇચ્છીએ છીએ તે પાશ્ચાત્ય નમુનો છે. તેને પરિણામે હિંદુસ્તાનને પાશ્ચાત્ય દેશોની

હરિફાઈમાં ઉતરવું પડશે. ઘણા માને છે કે તેમાંથી છૂટકારો જ નથી. હું તેવું માનતો નથી. હિંદુસ્તાન યુરોપ નથી, જાપાન નથી, ચીન નથી, એ મારાથી ભૂલાતું નથી. હિંદુસ્તાન જ કર્મભૂમિ છે, બાકીની ભોગ ભૂમિ છે; એ દેવ વાણી છે. એ મારા મનમાં ઠસી રહેલું છે. આ દેશનું કાર્ય બીજા દેશોના કરતાં વિચિત્ર છે એમ મને ભાસે છે. હિંદુસ્તાન ધાર્મિક સામ્રાજ્ય ભોગવવા યોગ્ય છે. જેવી તપશ્ચર્યા આ દેશમાં થઈ છે તેવી બીજે ક્યાંએ નથી થઈ. હિંદુસ્તાનને લોખંડનાં શસ્ત્રોની ઓછી જરૂર છે. તે દિવ્યાસ્ત્રથી લડતું આવ્યું છે; હજુ લડી શકે છે. બીજી પ્રજાઓએ શરીરબળ પૂજ્યું છે. યુરોપમાં ચાલતું દારૂણ યુદ્ધ તેનો સચોટ દાખલો છે. હિંદુસ્તાન આત્મબળવડે સર્વ જીતી શકે છે. આત્માની શક્તિની પાસે શરીર શક્તિ તૃણવત છે એવા અનેક દાખલા મળી આવે છે; એવું કવિઓએ ગાયું છે; અનુભવીઓએ વર્ણવ્યું છે. હૃષ્ટપુષ્ટ ત્રીસ વરસનો જુવાન પોતાના એંશી વર્ષના બાપની પાસે બકરી જેવો થઈ વર્તે છે. આ પ્રેમબળની નિશાની છે. પ્રેમ એજ આત્મા છે. એ આત્માનો ગુણ છે. એજ પ્રેમનો ઉપયોગ શ્રદ્ધાપૂર્વક આખાં જગત ઉપર આપણે કરી શકીએ છીએ. આપણે ધર્મ ઉપરની શ્રદ્ધા ખોઈ બેઠા છીએ. તેથી આધુનિક વાયુમાં આપણા પગ ઠેકાણે રાખી શકતા નથી. ને આમ તેમ અફળાયા કરીએ છીએ. આ વસ્તુનો થોડો વધારે વિચાર આગળ કરશું.

આવા મારા વિચારો છતાં હું સ્વરાજ્યની ચળવળમાં ભાગ લઉં છું. કેમકે અત્યારે જે પદ્ધતિથી સરકાર રાજ્ય ચલાવે છે તે આધુનિક પદ્ધતિ છે. તે પદ્ધતિનું શુદ્ધ સ્વરૂપ તો 'પાર્લામેંટ' છે એમ સરકાર પોતે માને છે. એવી પાર્લામેંટ આપણને ન મળે તો આપણે અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઈ જઇએ. મિસિસ બિસાંટનું એક વાક્ય તદ્દન ખરૂં છે. યા તો હિંદુસ્તાનને સ્વરાજ્ય હો અથવા હિંદુસ્તાનમાં ભુખમરાનો રોગ ફેલાશે. હું આંકડાઓમાં નથી પડવા ઇચ્છતો. મારી આંખનો પુરાવો મને બસ છે કે

હિન્દુસ્તાનમાં ગરીબાઇ વધતી ચાલી છે. બીજું પરિણામ કેમ હોય ? જે દેશ પોતાનો કાચો માલ બહાર મોકલે છે ને તેની પર બહાર મરામત થઈ પાછો આવે છે ને લે છે, જે દેશ પોતે રૂ પેદા કરવા છતાં પોતાનાં કપડાનાંજ કરોડો રૂપિયા બહાર આપે છે તે દેશની દશા કંગાલ ન હોય તો શું હોય ? જે દેશના લોકો પોતાના વિવાહ વિગેરેના ખર્ચમાં પૈસા ખર્ચે તે સ્થિતિને ઉડાઉ સ્થિતિ ગણવામાં આવે તે દેશની દશા ભીખારીજ ગણાય. જે દેશ મરકી વિગેરેના સુધારા કરવામાં પૂરતું ખર્ચ ન કરી શકે એ દેશ ભીખારીજ હોય. જે દેશના અમલદાર વર્ગનો પગાર ઘણે ભાગે બહાર ખર્ચાય એ દેશની પ્રજા દિવસે દિવસે કંગાલ બનવી જ જોઈએ. જે દેશના માણસો કકડતી ટાઢમાં ઉનનાં વસ્ત્રના અભાવે સોના સરખું ખાતર બાળી નાખી પોતાની ટાઢ સમાવે તેની કંગાલીયતમાં શી કચાશ હોય ? આખાં હિંદુસ્તાનમાં ભમતાં મેં ક્યાંએ પ્રજાવર્ગમાં નૂર નથી જોયું. મધ્યમવર્ગ મહા વ્યથામાં ઘેરાયેલો છે. કનિષ્ટ વર્ગને ઉંચે આભ અને નીચે ધરતી છે. તેને સારૂં સારો દિવસ છેજ નહિ. હિંદુસ્તાનની દોલત ભોંય તળે દટાયેલી છે ને તેનાં ઘરેણામાં છે એ કેવળ કલ્પના છે. જે છે તેની કશી ગણત્રી નથી. લોકોની કમાણી વધી નથી, ત્યારે ખર્ચ વધ્યાં છે. આવી દશા કંઇ સરકારે જ્ઞાનપૂર્વક આણી નથી. હું માનું છું કે સરકારના હેતુ શુદ્ધ છે. તેની શુદ્ધ માન્યતા છે કે પ્રજાની ઉન્નતિ થતી જાય છે. પોતાની 'બ્લુ બુકો' ઉપર તેની અચલિત શ્રદ્ધા છે. આંકડાઓ ગમે તે સિદ્ધ કરી શકે એ ઇંગ્રેજી કહેવત છે, તે યથાર્થ છે. આંકડાઓ ઉપરથી અર્થશાસ્ત્રીઓ હિંદુસ્તાનની ચડતી દશા સિદ્ધ કરે છે. લોકીયા હિસાબ કરનારા મારા જેવા તે આંકડાઓ જોઈ શંકાયુક્ત થઈ ડોકી ધુણાવે છે. ઉપરથી દેવતા આવીને બીજું કહે તો પણ હું જરૂર કહીશ કે હિંદુસ્થાનને હું કંગાલ થતું જોઉં છું.

ત્યારે આપણીજ પાર્લામેંટ હોય તો તે શું કરે ? હિન્દુસ્તાનમાં પાર્લામેંટ હશે ત્યારે આપણને ભૂલો કરવાની તેમજ સુધારા કરવાની સત્તા મળશે. આપણે પ્રથમ તો જરૂર ભૂલો કરશું.

પણ આપણું ખમીર આ દેશનું હોવાથી ભૂલોને સુધારતાં વાર નહિ લાગે ને આપણુને ભુખમરાનો ઇલાજ તુરત હાથ લાગશે. એ વેળા આપણે લેંકેશીયરની ચીજ વડે આપણું જીવન નહિ ગાળતા હોઈએ. એ વેળા આપણે અખૂટ દોલત ખર્ચી બાદશાહી દિલ્હી નહિ બાંધતા હોઈએ. બાદશાહી દિલ્હીનો આકાર હિંદુસ્તાનની ઝુંપડીઓને અનુસરતો હશે. ઝુંપડી અને પાર્લામેંટ હાઉસ વચ્ચે કંઈક પ્રમાણ તો હશેજ. પ્રજા અત્યારે રંક થઈ બેઠી છે. તેને ભૂલ કરવા જેટલોએ હક્ક નથી રહ્યો. જેને ભૂલ કરવાનો હક્ક નથી તે કદી સુધારો કરી શકવાના નથી. આમની સભાનો ઇતિહાસ એ ભૂલોનો ઇતિહાસ છે. ઇનસાન ભૂલનું પુતળું છે, એમ અરબી કહેવત છે. ભૂલ કરવાની છૂટ અને તે સુધારવાની સત્તા એ સ્વરાજની એક વ્યાખ્યા છે. એ સ્વરાજ્ય પાર્લામેંટમાં રહેલું છે.

પાર્લામેંટ આજે જ જોઈએ. તે લેવાને આપણે આજેજ લાયક છીએ. એટલે તે આપણે માગશું ત્યારે જ મળશે. 'આજે જ' કયારે આવશે તેનો આધાર આપણી ઉપર છે.

બ્રિટિશ ડેમોક્રસીની, બ્રિટિશ પ્રજાની પાસે દુઃખ રડવાથી સ્વરાજ નથી મળવાનું. તે પ્રજા એવી માગણી ઓળખી શકતી નથી. તે પ્રજા કહેશેઃ " અમે સ્વરાજ માગવા કોઈની પાસે ગયા નથી. અમે અમારી શક્તિવડે તે મેળવ્યું છે. તમને નથી મળ્યું, કેમકે તમે નાલાયક છો. તમારી લાયકાત હશે ત્યારે સ્વરાજ તમને મળશે જ. "

આ લાયકાત કેમ આવે? આપણે હિંદની પ્રજા પાસે સ્વરાજ માગવું રહ્યું છે. આપણી અરજી તેની કને છે. જ્યારે હિંદુસ્તાનના ખેડુત જાણશે કે સ્વરાજ શું છે, ત્યારે કોઈ સ્વરાજ રોકી શકનાર નથી.

સર વિલિયમ વિલસન હંટર લખી ગયા છે કે બ્રિટિશ સામ્રાજ્યમાં ધાર્યું મેળવવાનો સીધામાં સીધો રસ્તો રણસંગ્રામમાં મેળવેલો વિજય છે. જો શિક્ષિત વર્ગ મૂંગે મોંહે આ વેળા

લડાઇમાં જોડાઈ શકત તો મારી ખાત્રી છે કે આપણને માગ્યું હમણાં જ મળત, એટલું જ નહિ પણ એ મળ્યાની ખુબી ઓરજ હત. આપણે ઘણી વેળા કહીએ છીએ કે હિંદુસ્તાનના ઘણા સિપાહી ફ્રાન્સનાં મેદાનમાં અને મેસોપોટેમિયાનાં મેદાનમાં કપાઈ મૂઆ છે. આનો જશ આપણે શિક્ષિતવર્ગ નથી લઈ શકતા. એ સિપાહીઓને તૈયાર આપણે નથી કર્યા. એ સિપાહીઓ દેશાભિમાનથી નથી ગયા. તેઓને સ્વરાજની ખબર નથી. લડાઇને અંતે તેઓ સ્વરાજ માગવાના નથી. તેઓ પોતાને નિમક આપનારની ખાતર પોતાની નિમકહલાલી બતાવવા ગયા છે. સ્વરાજની માગણી કરતાં મને લાગે છે કે આપણે તેઓને દરમીયાન નથી લાવી શકતા. શિક્ષિતવર્ગ લડાઈમાં મોટો ભાગ નથી લઈ શકેલ તેને સારૂ તે વર્ગને દોષિત ગણી શકાય નહિ, એટલું જ આપણે કહી શકીએ છીએ.

આપણે કઠણ સમયે વફાદારી બતાવી છે, એ પણ લાયકાત નથી સૂચવતું. વફાદારી એ ગુણ નથી. એની પ્રજાસ્થિતિ માટે સર્વત્ર આવશ્યકતા છે. વફાદારીથી સ્વરાજ ન મળે એ સ્વયંસિદ્ધ છે.

આપણી લાયકાત આપણને હવે સ્વરાજ ભોગવવાની તીવ ઈચ્છા થઈ છે તેમાં રહી છે, ને બ્રિટિશ અમલદારવર્ગે ગમે તેટલી શુદ્ધ દાનતથી કામ કર્યું છે છતાં તેઓનો સમય હવે આવી રહ્યો છે, એમ આપણને ચોક્કસ જણાયું છે, એમાં રહેલી છે; ને તેટલી લાયકાત આપણાં કાર્યને સારૂ પૂરતી છે. સ્વરાજ વિના હવે હિંદુસ્તાનમાં શાંતિનો સંભવ નથી.

પણ જો આપણે સ્વરાજની ચળવળ સભાઓ ભરીનેજ કરીએ તો પ્રજાને હાની થવાનો સંભવ છે. મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને ને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવાડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી.

જે પ્રજામાં સ્વરાજના તરંગો ઉછળી રહ્યા હોય તેમાં સર્વ દિશામાં જાગૃતિ હોય. સ્વરાજનું પ્રથમ પગથિયું તો હરેક

વ્યક્તિ છે. **यथा पिण्डे तथा ब्रह्माण्डे** એ મહા વાક્ય આ પ્રસંગે પણ ખરૂં જ છે. જો આપણાં હૃદયમાં નિરંતર લડાઈ ચાલ્યા કરે, જો આપણે વાંકા ચાલતા હોઈએ, આપણી ઇંદ્રિયો ઉપર અંકુશ રાખવાને બદલે ઇંદ્રિયો આપણી ઉપર રાજ્ય ભોગવતી હોય તો સ્વરાજ્યનો અર્થ આપણે સારૂ શો હોઇ શકે? પ્રથમ પગથિયું તો આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતાં શિખવું એ છે.

પછી કુટુંબઃ જો કુટુંબમાં કલહ હોય, ભાઈઓ એક બીજાની સાથે લડે, કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભક્ત એટલે કૌટુંબિક સ્વરાજ ભોગવનારાં કુટુંબો ઝગડાને લીધે વિભક્ત બને તો આપણે સ્વરાજને સારૂ કેમ લાયક બનીએ?

હવે જ્ઞાતિઃ જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વેષ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઈ વ્યવસ્થા હોય નહિ, શેઠીઆ મોટાઈ માગે, જ્ઞાતિભાઈ સ્વેચ્છાચારી થાય ને આટલું સંકુચિત સ્વરાજ આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ કેમ ચલાવી શકીએ?

જ્ઞાતિ પછી શહેરઃ આપણાં શહેરનો કારભાર આપણે ન ચલાવી શકીએ, આપણી ગલીઓ સાફ ન રાખીએ, આપણાં ઘર ખંડેર હોય, રસ્તા વાંકા હોય, શહેરનો કારભાર ચલાવનાર નિસ્સ્વાર્થી શહેરી ન નીકળી પડે, જે કારભાર ચલાવતા હોય ત બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય, તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે?

ખરેખર શહેરના કારભારમાં સ્વરાજની ચાવી રહેલી છે. એટલે તે વિષે જરા વધારે વિચાર કરવાની જરૂર છે. હિન્દુસ્તાનમાં મરકીએ ઘર કર્યું છે. કોલેરા તો આપણી સાથે છે જ. મેલેરિયા દર વર્ષે હજારોનો ભોગ લે છે. દુનિયાના બીજા દરેક ભાગમાંથી મરકી દૂર થઇ શકી છે. ગ્લાસગોમાં ગઈ તેવી તેને ડામી. જોહાનીસબર્ગમાં એક જ વખત આવી શકી. ત્યાંની મ્યુનિસિપાલિટીઓએ મહા પ્રયત્ન કરી એક માસમાં મરકી નાબુદ કરી. આપણે મરકીની ઉપર કશી અસર કરી શકતા નથી. આ

સ્થિતિને સારૂ આપણે સરકારને દોષ નથી દઈ શકતા. ખરૂં જોતાં ગરીબાઈને પણ દોષ નથી દઈ શકતા. મરકીને સારૂ જે ઉપાય લેવા હોય તેમાં કોઇ આપણી વચ્ચે આવે તેમ નથી. અમદાવાદ જેવું શહેર ગરીબાઈનું બહાનું કહાડી નીકળી જઇ શકતું નથી. મને ભય છે કે મરકીને સારૂ આપણે આખી જવાબદારી કબૂલ કરવી પડશે. એ ખુબીની વાત છે કે જ્યારે આપણા રહેવાના વિભાગમાં મરકી કેર વર્તાવી રહી હોય છે, ત્યારે જ્યાં ઇંગ્રેજો વસે છે ત્યાં તે જઈ શકતી નથી. કારણો પણ તુરત સમજાય છે. ત્યાં હુવા સાફ છે, ઘરો છૂટાં છે, રસ્તા પહોળા અને સાફ છે, અને જંગલ જવાની ટેવ ઘણી સારી છે. આપણે તો જંગલ જવું એટલે નરકવાસ કરવો એવું કરીએ છીએ. જે મુલકમાં નવાણું ટકા માણસો ઉઘાડે પગે ચાલનારાં છે, તે મુલકમાં લોકો ગમે ત્યાં થુંકે છે, ગમે ત્યાં પોતાની હાજતો પૂરી પાડે છે, ને તેવા રસ્તાપર આપણને ચાલવું પડે છે. આ સ્થિતિમાં મરકી ઘર કરે તેમાં શી નવાઈ છે.

આપણે આપણાં શહેરોની સ્થિતિ નહિ બદલાવીએ, આપણી બુરી ટેવો નહિ બદલીએ, આપણાં પાયખાનાં નહિ સુધારીએ ત્યાં સુધી આપણે સારૂ સ્વરાજની કશી કિંમત નથી રહેવાની.

આ પ્રસંગે આટલું કહેવું અનુચિત નહિ ગણાય. આપણે સર્વથી ઉપયોગી સેવકો ભંગીને અસ્પર્શ્ય ગણીએ છીએ. તેનું પરિણામ એ આવ્યું છે કે આપણાં પાયખાનાં આપણે તેઓને પૂરાં સાફ કરવા દેતા નથી. આપણે પોતે ધર્મને બહાને તે કામ કરતાં અભડાઇએ છીએ. આથી આપણે જાતે સ્વચ્છ ગણાતા છતાં આપણાં ઘરનો એક ભાગ દુનિયાના બીજા દેશોમાં છે તે કરતાં વધારેમાં વધારે ગંદો રહે છે, ને તેને લીધે આપણે હમેશાં ગંદી હવામાં ઉછરીએ છીએ. જ્યાં લગી આપણે કેવળ ગામડાઓમાં રહેતા હતા, ત્યાં સુધી આપણે સુખી હતા. પણ શહેરોમાં આપણી ઉપલી કુટેવોથી આપણે સદા આપઘાત કર્યા કરીએ છીએ.

જ્યાં ઘણા લોકો વગર મોતે મરતા હોય ત્યાં ધર્મનો, કર્મનો, આચારનો, અભાવ હોવાનો સંભવ છે. હું માનું છું કે મરકીને કાઢવી એ આપણી શક્તિની બહાર ન હોવું જોઈએ. જો આપણે મરકીને નાબુદ કરી શકીએ તો તેથી સ્વરાજ્યને સારૂ આપણી જેટલી લાયકાત વધશે તેટલી મહા ચળવળથી નથી વધવાની. આપણા ડાકટરો વૈદ્યોએ વિચારવા જેવો આ સવાલ છે.

આપણી પડોશમાંજ ડાકોરજીનું પવિત્ર ધામ છે. મેં તે જોયું છે. તે પવિત્ર ધામની અપવિત્રતાનો પાર નથી. હું મને પોતાને શુદ્ધ વૈષ્ણવ માનું છું. તેથી મને આ વિષે ટીકા કરવાનો વધારે અધિકાર છે. ડાકોરજીમાં એટલી સખત ગંદકી છે કે ચોખ્ખાઈમાં રહેનાર માણસને ડાકોરજીમાં એક દિવસ ગાળવો એ પણ મુશ્કેલીની વાત છે. જાત્રાળુઓ પોતાની ઇચ્છા પ્રમાણે તળાવ બગાડે છે, રસ્તા બગાડે છે. મુખીયા લઢે છે ને રણછોડ-રાયજીનાં આભૂષણ વિગેરે બાબત 'રીસીવર' નીમાયા છે એ વધારાનું. આ સ્થિતિ સુધારવી તે આપણુંજ કાર્ય છે. સ્વરાજ્ય લેવા નીકળી પડેલા આપણે ગુજરાતી આપણું આંગણું નહિ સુધારીએ તો સ્વરાજ્યનાં લશ્કરમાં શી ફતેહ મેળવીશું ?

શહેરોમાં કેળવણીની સ્થિતિનો વિચાર કરતાં પણ આપણને ઘણી નિરાશા પેદા થાય એવું છે. પોતાના અંગત સાહસથી સેંકડોને કેળવણી આપવાની આપણી ચોખ્ખી ફરજ છે. આને બદલે હજારો બાળકો કેળવણી વગરનાં રહે છે ને સરકારની ઉપર આપણી નજર ટમટમી રહી છે.

શહેરોમાં દારૂનું વ્યસન વધે છે, ઇરાનીની દુકાનો વધે છે, જુગાર વધે છે. આનો ઇલાજ આપણે ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય કેમ લઈએ ? સ્વરાજ્યનો અર્થ જ એ છે કે આપણો કારભાર આપણે ચલાવીએ.

આપણાં બાળકોનાં મોંમાંથી ને આપણાં મોંમાંથી દુધ જતું રહેવાનો સમય આવ્યો જણાય છે. ગુજરાતમાં ડેરીઓએ દાટ વાળવા માંડ્યો છે. બધું દુધ ખરીદી લઈ તેમાંથી માખણ, પનીર,

ઈત્યાદિ બનાવી વેચે છે. જે પ્રજાનો આધાર મુખ્યત્વે દુધ ઉપર રહ્યો છે તે પ્રજા આમ પોતાના ખોરાકનો નાશ કેમ થવા દે? એવા સ્વાર્થી માણસો કેમ નીકળી પડે કે જે પ્રજાના આરોગ્યનો વિચાર કર્યા વિના પૈસાને સારૂ પ્રજાની ખાવાની વસ્તુનો અયોગ્ય વેપાર કરે? દુધ, ઘી અને દુધના પદાર્થો પ્રજાને સારૂ એવાં અમૂલ્ય છે કે તેની ઉપર મ્યુનિસિપાલિટીઓએ પૂરો અંકુશ રાખવો ઘટે છે. આપણે તે વિષે શું કરીએ છીએ?

હું હમણાં જ બકરી ઈદનાં હુલ્લડના મુલકમાંથી આવું છું. એક નજીવાં કારણને સારૂં બે કોમ લઢી પડી, તેમાં તોફાની માણસો ભળ્યા, ને ઝઘડો આગળ વધ્યો. આપણે તેનો ઉપાય નથી કરી શક્યા. સરકાર કરે તેની ઉપર કેવળ આધાર રાખવો પડ્યો છે. આ આપણી અપંગ દશા સૂચવે છે.

ઘડીભર ગોરક્ષાનો વિચાર કરવો એ અપ્રાસંગિક નથી. આ સવાલ નાનો સુનો નથી. છતાં તેનો આધાર કહેવાતી ગોરક્ષા મંડળ ઉપર મૂકી દીધો છે. ગોરક્ષા કરવાની પ્રથા જૂના કાળની જણાય છે. તેની ઉત્પત્તિ આ દેશની આવશ્યકતામાં રહેલી છે. જ્યાં નેવું ટકા માણસ ખેતીની ઉપર નિભાવ કરે છે, જ્યાં ખેતી માટે બેલની જરૂર પડે છે, ત્યાં ગાયની રક્ષા સહેજે કરવાની ફરજ આવી પડે છે. આવે સ્થળે માંસાહારી પણ ગાયનો ત્યાગ કરે. આવાં સ્વાભાવિક કારણો જ ગાયની રક્ષાની સારૂ બસ હોવાં જોઈએ. પણ અહીં દશા વિચિત્ર છે. ગોરક્ષાનો મુખ્ય અર્થ એ જોવામાં આવે છે કે ગાયો મુસલમાનભાઈઓના હાથમાં ખોરાક સારૂ જતી અટકાવવી. રાજ્યકર્તાને ગાયના માંસની જરૂર લાગે છે. તેમને નિમિત્ત હજારો ગાયોનો વધ હમેશાં થાય છે. તેના સામે આપણે કંઇ નથી કરતા. કલકત્તામાં હિન્દુઓજ પુંકવાની અઘોર ક્રિયા કરી ગાયનું બધું દુધ હમેશાં હરી લે છે. તે ગાયની આ ઘાતકી હિંસા અટકાવવા આપણે ભાગ્યેજ પ્રયત્ન કરીએ છીએ. ગુજરાતમાં જ બેલને હાંકવાને સારૂ હિન્દુ ચુંકવાળી લાકડીઓ વાપરે છે, તેની સામે અવાજ

નથી ઉઠાવતા. આપણાં શહેરનાં બેલની દશા દયામણી જોવામાં આવે છે. ગાય અને તેના વંશનો બચાવ કરવો એ મહા મોટો પ્રશ્ન છે. તેને મુસલમાનની સાથે ઝગડો કરવાનું સંકુચિત રૂપ આપી આપણે ગાયોનો વધ વધાર્યો છે. ગાયોનો બચાવ કરતાં મુસલમાન ભાઈઓનો વધ કરવો એ ધર્મ ન હોય પણ અધર્મ હોવાનો સંભવ છે. મને લાગે છે કે આપણે મુસલમાન ભાઈઓ સાથે પ્રેમ વચનથી મસલત કરીએ તો તેઓ પણ હિન્દની સ્થિતિ સમજી ગાયનો બચાવ કરવા તત્પર થશે. તેઓને વિનવી તેઓની સાથે સત્યાગ્રહ કરી આપણે તેમને ગાયના બચાવમાં રોકી શકીએ છીએ. પણ આમ કરવા સારૂ આપણે આ સવાલનું ખરૂં સ્વરૂપ સમજવું જોઈએ. આપણે આપણા ભાઇઓને મારવાને બદલે મરવા તૈયાર થવું જોઇએ. પણ તે તો જ્યારે આપણને ગાયની ખરી કિંમત જણાશે ને આપણામાં શુદ્ધ દયા સ્ફુરશે ત્યારે જ કરી શકવાના. આ કાર્ય કરવામાં ઘણી વસ્તુનો સમાવેશ એકસામટો થઇ જાય છે. હિન્દુ મુસલમાન વચ્ચેનો કલેશ ટળશે, ગાયનું રક્ષણ થશે, દુધ, ઘી આપણને ચોખ્ખાં ને સોંઘાં મળશે અને આપણા બેલ દુનિયાને જોવા લાયક થશે. આપણી શુદ્ધ તપશ્ચર્યા હશે તો આપણે ગાયનો વધ ઇંગ્રેજ, મુસલમાન કે હિન્દુ બધાને હાથે થતો અટકાવી શકીશું. આ એક કાર્ય પણ સ્વરાજને નજીક લાવનારૂં છે.

ઉપલા ઘણા સવાલો શહેરોના કારભારને અંગે ઉઠેલા છે. એમાંથી આપણે જોઈ શકીએ છીએ કે શહેરોના આપણા શુદ્ધ કારભાર ઉપર ભારતવર્ષના કારભારનો આધાર છે.

સ્વદેશી હિલચાલ દેશમાં નહિ સરખીજ છે એમ કહેવું અનુચિત નહિ ગણાય. આમાં લગભગ સ્વરાજની ચાવી રહેલી છે એ આપણને સુજતું નથી. જો આપણને સ્વભાષા પ્રત્યે અરૂચી હોય, આપણાં કપડાં ન ગમે, આપણો પોષાક અણગમો ઉપજાવે, આપણને શીખાની શરમ આવે, આપણો ખોરાક સારો ન લાગે, આપણી હવા પણ ઠીક ન જણાય, આપણા લોકો અણઘડ ને આપણો સંગ રાખવા અયોગ્ય જણાય, આપણી સભ્યતા ભુંડી

લાગે ને વિદેશી રૂડી લાગે, ટૂંકમાં આપણું બધું દવલું લાગે ને પરદેશી વહાલું લાગે તો સ્વરાજનો શો અર્થ હશે તે મને સમજમાં નથી આવી શકતું. જો આપણને પરદેશી બધું ગ્રાહ્ય હોય તો જરૂર આપણને પરદેશી તાલીમની તો હજુ ઘણી ગરજ રહેશે, કેમકે પરદેશી વાયુએ જનસમાજમાં ઘણો થોડો જ પ્રવેશ કર્યો છે. મને તો લાગે છે કે આપણે સ્વરાજનો રસ લઈ શકીએ તેના પહેલાં સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તો ખરો પણ રાગ સુદ્ધાં થવો જોઇએ. આપણાં દરેક કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઈએ. સ્વરાજની રચના જ આપણું ઘણું એકંદરે સારૂં છે તેવી કલ્પના ઉપર બંધાઇ શકે. આ વિચાર બરોબર હોય તો, સ્વદેશીની ચળવળ આ દેશમાં ઘણા મોટા પાયા ઉપર થવી જોઈએ. જે જે દેશમાં સ્વરાજની ચળવળ થઈ છે, તે તે દેશમાં દેશીની કિંમત પૂરી આલેખાઇ છે. સ્કાટલાંડના સિપાહી મરણને જોખમે પણ પોતાની કીલ્ટ છોડવા ઇચ્છતા નથી. તેને આપણે વિનોદમાં ઘાઘરા પલટણ કહીએ છીએ. એ ઘાઘરાની પાછળ જે બળ રહ્યું છે તેની સાક્ષી દુનિયા પૂરે છે. એટલે અગવડવાળો, શત્રુ તુરત ઓળખી શકે એવો, એ ઘાઘરો છે. છતાં સ્કાટલાંડના સિપાહી તેનો ત્યાગ નથી કરતા. આપણા દોષોને સંઘરી રાખવા એમ કહેવાનો અહીં આશય નથી. પણ આપણું ઘણું વિગુણ હોય તો પણ તે આપણને ગ્રાહ્ય છે. પરદેશી સ્વનુષ્ઠિત હોય તો પણ ત્યાજ્ય છે. જે આજે વિગુણ હશે તેને આપણે આપણાં પરાક્રમે ગુણપૂરિત કરી શકીશું. હું ઇચ્છું છું કે આ પરિષદના સભ્યોને રગેરગે સ્વદેશી જુસ્સો વ્યાપે ને મહા સંકટો, અગવડો સહીને પણ તેઓ સ્વદેશીવ્રત ધારે ને તેને અડગ રહી પાળે. એમ થાય તો સ્વરાજ તો આપણને ઘેર બેઠે મળી શકે તેમ છે.

ઉપરના દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે આપણી ચળવળ એવડી હોવી જોઈએ. સરકારને અરજીઓ ભલે કરાય, વડી ધારા સભામાં ભલે હક્ક મગાય, પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂં આંતરિક ચળવળની વધારે અગત્ય છે. બાહ્ય પ્રવૃત્તિમાં દંભ,

સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિમાં તેમ થવાનો ઘણો ઓછો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ, એટલું જ નહિ પણ તે નિરર્થક જવાનો સંભવ છે. મારી દલીલનું તાત્પર્ય એ નથી કે આંતરિક પ્રવૃત્તિ બીલકુલ આપણે ચલાવતા જ નથી. પણ હું એમ કહેવા ઈચ્છું છું કે આંતરિક પ્રવૃત્તિ ઉપર આપણે જોઈતું વજન નથી દેતા.

એવો પણ ધ્વનિ સંભળાય છે કે એક વખત આપણા હાથમાં ભારતવર્ષના કારભારની સત્તા આવવા દો પછી બધાં રૂડાં વાનાં થઈ રહેશે. આના જેવો બીજો ભારે વહેમ નહિ હોય. કોઈ પ્રજા એમ સ્વતંત્ર નથી બની. વસંતની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે, નવયૌવન આખી ભૂમિને વિષે જોવામાં આવે છે, તેમજ જ્યારે આપણે સ્વરાજ રૂપી વસંતઋતુમાં પ્રવેશ કરતાં હોઇશું ત્યારે કોઇ આવી ચડેલો મુસાફર દરેક સ્થળે નવયૌવન ભાળશે. અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શક્તિ અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે.

આપણી પ્રગતિ જોઇએ તેટલી નથી એમ જો કબૂલ કરવામાં આવે તો તેનાં બે કારણો પણ કબૂલ કરવાં પડશે. આપણે આપણી સ્ત્રીને આપણી હીલચાલમાંથી અલગ રાખી તેથી પક્ષઘાતનો ભોગ થઈ પડ્યા છીએ. પ્રજા એક પગે ચાલે છે, તેનાં બધાં કાર્ય અર્ધાં ને અધુરાં જોવામાં આવે છે. વળી પ્રજાનો શિક્ષિતવર્ગ પરભાષા મારૂફતે કેળવણી પામી અશક્ત બને છે, અને જે શક્તિ મેળવે છે તેનો લાભ પ્રજાને મળતો નથી. આ વિષય ઉપર મેં મારા વિચાર ગુજરાત કેળવણી પરિષદમાં જણાવ્યાં છે એટલે અહીં પુનરોક્તિ નથી કરતો. આ પરિષદે બધો કારભાર ગુજરાતીમાં ચલાવવા ઠરાવ કર્યો છે એ બહુ સ્તુત્ય છે, ને મારી ઉમેદ છે કે કોઈ પણ લાલચને વશ થઇને ગુજરાતી પ્રજા આ નિશ્ચયને નહિ બદલે.

શિક્ષિતવર્ગે, સ્વરાજપ્રેમીએ જનસમાજમાં ભળ્યા વિના ચાલવાનું નથી. આપણે પ્રજાના એકે અંગને તરછોડી શકવાના

નથી. એકે અંગને તજી શકવાના નથી. બધાને સાથે લઇને ચાલશું ત્યારે જ આગળ વધવાના છીએ. જો શિક્ષિતવર્ગ પ્રજામાં ભળેલ હોત તો બકરી ઇદનાં હુલ્લડ આજે હોત જ નહિ.

છેવટના વિષય ઉપર આવતા પહેલાં મારે થોડી ફરજ બજાવવાની રહી છે ને થોડી સૂચના કરવાની રહી છે.

દર વર્ષે યમરાજા હિન્દુસ્તાનના આગેવાનોનો ભોગ લે છે. છેલ્લા બાર માસમાં હિન્દુસ્તાનમાં લેવાયેલા બધા ભોગ વિષે અહીં હું નથી કહેવા ઇચ્છતો. પણ મર્હુમ ઋષિ તુલ્ય હિન્દના દાદા દાદાભાઈ નવરોજીનું નામ છોડી શકાય તેવું નથી. તેમની દેશ સેવાની કિંમત આંકનાર હું કોણ ? હું તો તેમને ચરણે બેઠેલો. જ્યારે છેક તરૂણાવસ્થામાં વિલાયત ગયો ત્યારે મને તેમનાં દર્શન થયેલાં. તેમની ઉપર ભલામણ પત્ર લઇ ગયેલો ત્યારથી જ તેમની પૂજા કરતાં શીખ્યો. તેમની નિષ્કલંક અખંડિત દેશસેવા, તેમની સમદૃષ્ટિ, તેમનું શુદ્ધ ચારિત્ર આ બધું હિન્દને સારૂં હમેશાં નમુનારૂપ રહેશે. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપો. તેમનાં કુટુંબને અને હિન્દને આ વિયોગ સહન કરવાની શક્તિ આપો ! તેમનું ચારિત્ર આપણાં જીવનમાં ઉતારી, તેમની દેશસેવાની નકલ કરી આપણે તેમને સદાયને સારૂ આપણાં હૃદયમાં સ્થળ આપી અમર કરી શકીએ છીએ. એ મહા પુરૂષનો આત્મા આપણી પરિષદનો સાક્ષી રહો !

નામદાર વોયસરાયે વિરમગામની સરહદ ઉપર લેવામાં આવતી જકાત રદ કરવાનો ઠરાવ સંભળાવ્યો તેને સારૂં તેમને ધન્યવાદ દેવાની આપણી ફરજ છે. આ કાર્ય વહેલું થવું જોઇતું હતું. તે બોજા નીચે પ્રજા કચરાઇ રહી હતી. ઘણાઓ તેને લીધે પોતાનો વેપાર ખોઇ બેઠા છે. ઘણી અબળાઓને દુઃખ વેઠવું પડ્યું છે. આ ઠરાવનો અમલ હજુ થયો જણાતો નથી. ઝટ થાય એ ઇચ્છવા જેવું છે.

આગગાડીમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ ઉપર જે દુઃખો પડે છે તે વિષે મારો અનુભવ મેં વર્તમાનપત્ર દ્વારા પ્રજા આગળ

મૂક્યો છે. આ દુઃખો ખરેખર અસહ્ય છે. હિન્દની પ્રજા રાંકડી છે. તેને મૂંગે મોઢે દુઃખો સહન કરવાની તાલીમ મળી છે. એટલે લાખો આ દુઃખ સહન કરે છે છતાં તેનું નિવારણ થતું નથી. આમ દુઃખ સહન કરવામાં બહુ ગુણ છે પણ તેની સીમા હોવી જોઇએ. કેવળ નબળાઈથી સહન કરેલું દુઃખ નામરદાઈ છે. આ આગગાડીની હાડમારી સહન થઈ રહી છે એ નામરદાઇનો આભાસ આપે છે. આ દુઃખો બે પ્રકારનાં છે. એક તો રેલ્વે-ખાતાંની ખામીને લીધે, ને બીજો ઉતારૂઓની બેદરકારીને લીધે. આ હાડમારીના ઈલાજ પણ બે પ્રકારના છે. જેનું કારણ રેલ્વેખાતું છે ત્યાં સર્વેએ જેને કડવો અનુભવ થાય તેણે તે ખાતાને લખવું. ગુજરાતી ભાષામાં પણ લખી શકાય. વર્તમાન-પત્રોમાં પોકાર કરવા. બીજો ઈલાજ એ છે કે જ્ઞાનવાન ઉતારૂઓએ અજ્ઞાત ઉતારૂઓને રીતભાતનું જ્ઞાન આપવું. તેની ગંદાઈ, બેદરકારી વગેરે તરફ તેનું ધ્યાન ખેંચવું. આ કાર્યમાં સ્વયંસેવકોની જરૂર છે. તેમાં સહુ યથાશક્તિ ભાગ લઈ શકે છે. આગેવાન વર્ગે કોઈ કોઈ વેળા અગવડોનો સ્વાદ લેવા ખાતર ત્રીજા વર્ગની મુસાફરી પોતાની મોટાઇની જાણ કર્યા વિના કરવી ને પછી જે અનુભવ લીધો હોય તે રેલ્વેખાતા આગળ રજુ કરવો. આમ કરવાથી થોડી મુદતમાં મહત્વનો ફેરફાર આપણી નજરે આવશે.

ફીજીના ટાપુ વગેરેમાં જતા ગિરમિટીયા મજુરો વિષે લંડનમાં એક કમિટિ નીમાઈ હતી. તે કમિટિના વિચારો સત્તાવાર જાહેર થયા છે ને તે ઉપર નામદાર હિન્દી સરકારે પ્રજામત માગ્યો છે. આ વિષયપર પણ મારા મત હું વર્તમાન-પત્રોમાં જાહેર કરી ચુક્યો છું, એટલે અહીં વિવેચન નથી કરતો. મેં અભિપ્રાય આપ્યો છે કે કમિટિએ કરેલી ભલામણનું પરિણામ પણ એક પ્રકારની ગિરમિટ છે. આપણે એકજ મત આપી શકીએ છીએ. આપણે મજુરોને કોઇ પણ પ્રકારનાં બંધનમાં પરદેશ જતા જોવા માગતા નથી. તેવી આપણને જરૂર નથી.

ગિરમિટનો કાયદો તદ્દન રદ થાય એજ જરૂરનું છે. કોલોનિઓને કોઈ પ્રકારની સગવડ કરી આપવા આપણે બંધાયેલ નથી.

હવે હું છેવટના વિષય પર આવું છું. સાધ્ય વસ્તુ મેળવવાના બે માર્ગ છેઃ સત્યાગ્રહ ને દુરાગ્રહ. આપણા ગ્રન્થોમાં તેને દૈવી ને આસુરી પ્રવૃત્તિને નામે વર્ણવ્યા છે. સત્યાગ્રહના માર્ગમાં સત્યનો હમેશાં આગ્રહ રહે છે. કોઈ પણ કારણસર સત્યનો ત્યાગ નથી થતો. એમાં દેશને અર્થે પણ જુઠાનો પ્રયોગ થઈ શકે એવું નથી. એમાં સત્યનો સદાય જય જ કલ્પ્યો છે. કેટલીક વેળા આપણને રસ્તો ઘોર લાગે, પરિણામ ભયંકર જણાય, જરા સત્ય છોડવાથી સિદ્ધિ મળવા જેવું લાગે તે છતાં સત્યનો ત્યાગ સત્યાગ્રહી કરતો નથી, તેની શ્રદ્ધા એવે સમયે પણ સૂર્યના તેજની જેમ ઝગ્યા કરે છે, સત્યાગ્રહી નિરાશ થાય જ નહિ. સત્ય જ તેની તલવાર હોવાથી તેને ગજવેલની તરવારનો કે દારૂગોળાનો ખપ પડતો નથી. તે આત્મબળથી, પ્રેમથી વૈરીને પણ વશ કરે છે. મિત્રવર્ગમાં વહાલના પ્રેમની કસોટી થતી નથી. મિત્ર મિત્રની ઉપર પ્રેમ કરે એ નવાઈની વાત નથી, તે ગુણ નથી, તેમાં શ્રમ નથી; પણ શત્રુ પ્રત્યે મિત્રતા રાખવામાં પ્રેમની કસોટી છે; તે ગુણ છે, તેમાં શ્રમ છે, તેથી તે પુરૂષાર્થ છે; તેમાં ખરી બહાદુરી ભરી છે. રાજ્યકર્તા તરફ પણ આપણે આવી દૃષ્ટિ રાખી શકીએ છીએ. એવી દૃષ્ટિ રાખતાં આપણે તેમના નેક કામોની કિંમત કરી શકીશું, ને તેમની ભૂલોને સારૂં તેમનો દ્વેષ કરવાને બદલે તેમને પ્રેમભાવથી ભૂલો બતાવી તે ભૂલો દૂર કરાવી શકીશું. આ પ્રેમભાવમાં ભયને અવકાશ નથી. નબળાઈ તો હોય જ નહિ. નબળો પ્રેમ નથી બતાવી શકતો. પ્રેમ શૂરો જ બતાવી શકે. તેમની દૃષ્ટિએ વિચારતાં આપણે રાજ્યકર્તાઓની ઉપર વહેમની નજર નહિ રાખીએ. તેઓ બધાં કાર્યો બુરી દાનતથી કરે છે એમ પણ નહિ માનીએ. પ્રેમથી કરેલી તેઓનાં કાર્યની આપણી પરીક્ષા એવી શુદ્ધ હશે કે તેઓની ઉપર પણ તેની છાપ પડ્યા વિના નહિ રહે.

પ્રેમ લડી શકે છે, પ્રેમને ઘણી વેળા લડવું પડે છે. સત્તાના મદમાં માણુસ પોતાની ભૂલ નથી જોતો. એ સમયે સત્યાગ્રહી બેસી નથી રહેતો પણ પોતે દુઃખ સહન કરે છે. સત્તાધીશના હુકમનો, તેના કાયદાનો સાદર નિરાદર કરે છે, અને એ નિરાદરથી પડતાં કષ્ટ જેવાં કે જેલ, ફાંશી ઇત્યાદિ સહન કરે છે. આમ આત્મા ઘડાય છે. આમાં કાળક્ષેપ થતો નથી ને એવા વિનયપૂર્વક કરેલ નિરાદરમાં પાછળથી ભૂલ જોવામાં આવે તો એ ભૂલનું પરિણામ માત્ર સત્યાગ્રહી અને તેના સાથી સહે છે. આમાં સત્તાધીશની સાથે કડવાશ નથી થતી પણ છેવટ તે આપણને વશ થઇ વર્તે છે. તે જાણી લે છે કે સત્યાગ્રહીની ઉપર તેનો અમલ નથી ચાલી શકવાનો, સત્યાગ્રહીની સંમતિ વિના તેની પાસેથી તે એક પણ કાર્ય નથી લઇ શકવાનો. આ સ્વરાજ્યની પરિસીમા થઇ કેમકે આમાં સંપૂર્ણ સ્વતંત્રતા આવી છે. આવો સત્યાગ્રહ શિક્ષિત સત્તાધીશની સામે જ ચાલી શકે એમ માનવાનું નથી. વજ્ર સમાન જેનું કઠોર હૃદય હોય તે પણ આત્માનાં બળથી પ્રગટ થયેલા અગ્નિમાં પીગળી શકે છે. નીરો પણ એ બળની આગળ બકરી સમાન દીન બની જાય છે. આ અતિશયોક્તિ નથી. પણ અક્ષર ગણિતનાં પ્રમાણ જેવું છે. આ સત્યાગ્રહ હિન્દુસ્તાનનું ખાસ શસ્ત્ર છે. હિંદુસ્તાનમાં બીજાં શસ્ત્ર છે પણ સત્યાગ્રહ હિન્દુસ્તાનમાં વિશેષે વપરાયલું શસ્ત્ર છે. એ સર્વ વ્યાપક શક્તિ છે. સર્વ કાળે વપરાય તેવી છે. સર્વ સ્થિતિમાં વાપરવાની છે. તેને સારૂ કોંગ્રેસાદિની મહોરની જરૂર નથી. જેને એ શક્તિનું ભાન થાય તે તેનો ઉપયોગ કર્યા વિના ન જ રહે. જેમ પાંપણ આંખની રક્ષા સ્વતઃ કર્યા જ કરે છે તેમ સત્યાગ્રહ પ્રગટે છે ત્યારે તે સ્વતઃ આત્મસ્વતંત્રતાની રક્ષા કર્યા જ કરે છે.

પણ દુરાગ્રહ એથી વિપરીત લક્ષણવાળી શક્તિ છે. તેનો નમુનો આપણે ઉપર વિચારી ગયા તેમ યુરોપમાં ચાલતું દારૂણ યુદ્ધ છે. એક પ્રજા બીજી પ્રજાને શરીરબળથી હરાવે તેથી તેનો પક્ષ સાચો કેમ ઠરે? દુર્બળની ઉપર સબળ માણુસો ઘણી

વળા અત્યાચાર કરતા જોવામાં આવે છે. દુર્બળ હારી જાય છે તેથી કંઈ તેની અનીતિ સિદ્ધ થતી નથી, સબળની નીતિ સિદ્ધ નથી થતી. દુરાગ્રહી સાધનનો વિચાર નથી કરતો, ગમે તેવાં યોગ્ય અયોગ્ય સાધનો વડે પોતાનાં કાર્યની સિદ્ધિ મેળવવા તરફ તેનું લક્ષ રહે છે. આ ધર્મ નથી પણ અધર્મ છે. ધર્મમાં કોઈ પણ અંશે અસત્ય ન હોય, કઠોરતા ન હોય, હિંસા ન હોય. ધર્મનું માપ પ્રેમથી, દયાથી સત્યથી થાય છે. તેના ત્યાગથી મળેલું સ્વર્ગ પણ નિંદ્ય છે. સત્યનો ત્યાગ કરવાથી હિન્દુસ્તાનને સ્વરાજ્ય મળતું હોય તો તે નકામું છે. તેમાં છેવટે પ્રજાનો નાશ જ છે. દુરાગ્રહી અધીરા બની પોતે માની લીધેલા વેરીનો સંહાર કરવા ઇચ્છે છે. આનું પરિણામ એક જ આવે છે. વેરભાવની વૃદ્ધિ થાય છે. પરાજય પામેલ શત્રુ વેરનો સંગ્રહ કરી રાખે છે ને સમયની રાહ જુવે છે. આમ વેરનો વારસો પેઢી દર પેઢી ઉતરે છે. હિન્દુસ્તાન કોઇ પણ કાળે દુરાગ્રહને પ્રધાનપદ ન આપે એ આપણે ઇચ્છવા જેવું છે. આ પરિષદના સભ્યો જો સમજપૂર્વક સત્યાગ્રહનો સ્વીકાર કરી પોતાની કાર્યરેખા દોરશે તો સાધ્ય વસ્તુ પ્રમાણમાં સહેલાઈથી મેળવી શકશે. આરંભમાં ભલે નિરાશા જોવામાં આવે, ભલે કેટલોક કાળ પરિણામ જોવામાં ન આવે, છતાં સરવાળે સત્યાગ્રહનો સંપૂર્ણ જય છે. દુરાગ્રહી ઘાણીના બેલની જેમ ચક્રમાં ફર્યા કરે છે. તે ફરવું ગતિ છે, પ્રગતિ નથી. સત્યાગ્રહી આગળ ધપ્યા કરે છે.

મારા વિચારોનું ઉતાવળે અવલોકન કરનાર એમ માનશે કે તેમાં કંઇક પરસ્પર વિરોધ રહેલો છે. એક તરફથી હું શસ્ત્રોની તાલીમની માગણી સરકારની પાસે કરૂં છું, બીજી તરફ સત્યાગ્રહને સર્વોપરી પદ આપું છું. સત્યાગ્રહમાં શસ્ત્રને ક્યાં અવકાશ હોય? ખરેખર ન જ હોય. પણ શસ્ત્રોની શિક્ષા જે સત્યાગ્રહી નથી તેને સારૂ કલ્પી છે. આખું હિંદુસ્તાન સત્યાગ્રહી બને એવો ખ્યાલ મને નથી આવી શકતો. બાયલા બની દેશનો કે નિર્બળનો બચાવ જ ન કરવો એ સદા સર્વ પ્રકારે ત્યાજ્ય છે. નિરપરાધી સ્ત્રીની ઉપર અત્યાચાર કરનાર પુરૂષની સામે

યાતો આપણે પોતે પોતાનું બલિદાન આપી તેને અત્યન્ત આત્મ-પ્રેમ–બલ વડે વશ કરવો ને તે કરવાની આપણી શક્તિ ન હોય તો આપણે જરૂર શરીરબળ હોય તેટલું ખપાવી અત્યાચારીને અત્યાચાર કરતો રોકીએ. સત્યાગ્રહી અને શસ્ત્રધારી બંને લઢવૈયા છે. શસ્ત્રધારી નિશસ્ત્રી થયે દીન બને છે. સત્યાગ્રહી કદી દીન બનતો જ નથી. તે કંકણરૂપ શરીર કે શરીરના આયુધો ઉપર આધાર નથી રાખતો પણ અજીત અમર આત્માનાં બલ ઉપર જ ઝુઝે છે. આ બંનેથી ત્રીજો તે પુરૂષ નથી. તેને આત્માનું તો ભાનજ નથી. નહિ તો બીકનો માર્યો નાશે જ નહિ. તે શરીરને કૃપણનાં ધનની જેમ સાચવી રાખતાં સર્વસ્વ ખોઈ બેસે છે. આને મરતા આવડતું નથી. શસ્ત્રધારી તો મરણને સાથે રાખી ફરે છે. તે કોઇ દહાડો સત્યાગ્રહી થવાનો સંભવ છે. હિન્દુ-સ્તાનની આશા એજ રાખી શકાય કે આ મહાન પવિત્ર આર્ય દેશ પોતાની આર્યતાને દૈવી વૃત્તિને પ્રધાન પદ આપી મોટે ભાગે સત્યાગ્રહનો ઉપયોગ કરશે. શસ્ત્રક્રિયાને સર્વોપરી પદ નહિ આપે. હિન્દુસ્તાનમાં 'શરીરબલ સત્ય છે.' એ સૂત્રને માન નહિ મળે પણ सत्यमेवजयते એ સૂત્રને તો માન નિઃસંશય મળશે.

સૂક્ષ્મદૃષ્ટિથી વિચારતાં માલુમ પડશે કે સત્યાગ્રહથી આપણે સંસાર સુધારો કરી શકીએ છીએ. ન્યાત જાતની ખામીઓ દૂર કરી શકીએ છીએ. હિન્દુ મુસલમાન વચ્ચેના વિક્ષેપો શમાવી શકીએ છીએ. અને રાજ્ય પ્રકરણી વિષયોનો નિર્ણય લાવી શકીએ છીએ. કાર્યની સરળતાને અર્થે આપણે વિષયોના ભાગલા પાડીએ એ વાસ્તવિક છે. પણ દરેકનો એક બીજાની સાથે ઘાડ સંબંધ છે એ વિસરવું ન જોઈએ. રાજ્ય પ્રકરણી વિષયો સાથે ધર્મને કે સંસાર સુધારાને સંબંધ નથી એ વિચાર અયોગ્ય છે. ધાર્મિક વૃત્તિથી રાજ્ય પ્રકરણી વિષયનું છેવટ આપણે એક પ્રકારે લાવી શકશું. ધર્મવૃત્તિને છોડીને આવેલું પરિણામ બીજા પ્રકારનું હશે. રાજ્ય પ્રકરણી બાબતોનો વિચાર કરતાં આપણે રખડતા રઝળતા છપન લાખ અજ્ઞાત સાધુઓને છોડી શકતા નથી, મુસલમાન ભાઇઓ એવા ફકીરોનો ખ્યાલ

છોડી શકતા નથી. હિન્દુ સંસાર વિધવા પ્રકરણ કે બાળ વિવાહનો વિચાર નથી તજી શકતો. મુસલમાન પરદા પ્રકરણને કોરે નથી મેલી શકતા. બંને ધર્મવાળા પરસ્પરના સંબંધમાં પ્રશ્ન ઉઠવ્યા કરે છે; તેના પ્રત્યે આંખ આડા કાન નથી કરી શકાતા.

ખરે આપણી મુશ્કેલીઓ હિમાલય જેવડી છે. પણ જેવી આપણી મુશ્કેલીઓ છે તેવાં જ રૂડાં સાધનો તે દૂર કરવાને સારૂ આપણી પાસે છે. આપણે પ્રાચીન પ્રજાનાં સંતાન છીએ. રોમ, યુનાન, ઇજીપ્ત, વિગેરે દેશોની સભ્યતાના ક્ષયના આપણે સાક્ષી છીએ. આપણી સભ્યતાને સમુદ્રના પાણી જેમ ભરતી ઓટ થયાં છે. પણ તે સમુદ્રની જેમ અચળ રહેલ છે. આપણા દેશમાં તદ્દન સ્વતંત્ર રહેવા જેવી તમામ સામગ્રી છે; તેમાં મહાન પર્વતો છે, નદીઓ છે, તેમાં ભારે સૃષ્ટિસૌન્દર્ય છે, તેનાં સંતાનો મહા પરાક્રમનો વારસો મૂકી ગયાં છે. આ મુલક તપશ્ચર્યાનો ભંડાર છે. અહીં જ સર્વ ધર્મો સાથે રહે છે, અહીં જ સર્વ દેવતાને માન અપાય છે. આવી સામગ્રીઓ છતાં જો આપણે કંઇ અલૌકિક કાર્ય કરી દુનિયાને શાંતિ ન આપી શકીએ, આપણે ઇંગ્રેજી પ્રજાને આપણી સાત્વિક પ્રવૃત્તિથી ન જીતી શકીએ તો આપણે આપણા વારસાને લજવીશું. આપણો ઇંગ્રેજી પ્રજા સાથેનો સંબંધ નિરર્થક ગયો ગણાશે. ઇંગ્રેજી પ્રજા સાહસિક છે. તેનામાં ધાર્મિક વૃત્તિ રહેલી છે. તેનામાં પોતાને વિષે અડગ શ્રદ્ધા છે. તે વીરોની પ્રજા છે. તે સ્વતંત્રતા સાધે છે. પણ તેનામાં વ્યાપારવૃત્તિ પ્રધાનપદ ભોગવે છે. લક્ષ્મી સંપાદન કરતાં હમેશાં સાધનની યોગ્યતા અયોગ્યતા વિષે તેણે વિચાર નથી કર્યો. તે આધુનિક સુધારાને પૂજે છે. પ્રાચીન ભાવનાઓ તેનામાં ક્ષીણ થઇ ગઇ છે. આપણે જો તે પ્રજાની નકલ કરવાને બદલે આપણું નહિ ભુલી જઇએ, આપણી સભ્યતાની ઉપર ખરો ભાવ રાખીશું, તેની શ્રેષ્ઠતા વિષે આપણામાં દૃઢ વિશ્વાસ હશે, તો આપણે તે પ્રજાની સાથેના સંબંધનો સદુપયોગ કરી આપણને, તેમને અને અખીલ જગતને તે સંબંધને લાભદાયી કરી શકીશું. એ મહત્કાર્ય કરવામાં આ પરિષદ સંપૂર્ણ ભાગ લઈ પોતાની, ગુજરાતની અને ભારતવર્ષની કીર્તિ ઉજ્વળ કરો એવી મારી જગન્નિયંતા પ્રત્યે પ્રાર્થના છે.

# હિંદુ-મુસલમાનને બે બોલ.*

ભાઈઓ, હું કહેવા ધારતો હતો માત્ર ત્રણ વાત. પણ સ્ટેશન ઉપર મેં જે સ્થિતિ જોઈ તેથી હવે એક વાત વધે છે. હું જ્યાં જાઉં છું ત્યાં આપણા ભાઇઓ પ્રેમના આવેશમાં મારા ઉપર એવો તો હલ્લો મચાવે છે અને એવી ધમાલ કરી મૂકે છે કે હું કાયર થઈ જાઉં છું. આવા હલ્લાઓથી ક્લેશ થાય છે, અને દેશસેવામાં હાની પહોંચે છે. કોઈ પણ દેશસેવકને આપણે માન આપવું હોય તો તેની પણ રીત શીખવાની જરૂર છે. સ્ટેશન ઉપર નિયમસર ઉભા રહેતાં પણ આપણા લોકોને આવડતું નથી. આપણે રાષ્ટ્રીય કાર્ય કરવા ધારીએ છીએ. આપણે ભારત-સેવાનું કાર્ય આદર્યું છે. તો શી રીતે જાહેરમાં વર્તવું, કેમ હરવું ફરવું, શી રીતે લોકસેવકોને માન આપવું તે પણ શીખવાની આપણી ફરજ છે. આવા પ્રસંગોએ કેમ વર્તવું તે શીખવા માટે કવાયત જાણવાની આપણી ફરજ છે.

બીજી વાત ચંપારણને લગતી છે. ત્યાંની રૈયતને જોઇતી હતી તે વસ્તુ હવે મળી ગઇ છે. નીલવરોની સાથે આપણે ટંટો નહોતો કરવો, ફિસાદ નહોતી કરવી; આપણે તો માત્ર તેની ગુલામગીરીમાંથી છુટવું હતું, અને તેટલુંજ આપણે કરી શક્યા છીએ. ચંપારણની રૈયતના સંબંધમાં થયેલા હુકમો મુઝફ્ફરપુરને લાગુ પડતા નથી; પણ તે રફતે રફતે લાગુ પડશે એમ હું માનું છું. આપણે કોઈ વસ્તુ નથી લઇ શકતા; તો તેનું કારણ એટલું જ છે કે આપણે જેની પાસે તે વસ્તુની માગણી કરવાની હોય છે, તેની અને આપણી વચ્ચે વિશ્વાસની લાગણી હોતી નથી. ચંપારણમાં મેં કામ શરૂ કર્યું ત્યારે નીલવરો અને અમલદારો

* આ ભાષણ મુઝફ્ફરપુર (બિહાર)માં ૧૧-૧૧-૧૯૧૭ ને દિને આપવામાં આવ્યું હતું.

સાથે મારે ટંટો કરવો છે એવું તેમને લાગતું હતું; પણ આખરે જ્યારે બંનેને લાગ્યું કે મારો તેવો બિલકૂલ ઈરાદો નહતો, હું તો માત્ર નીલવરો પાસે રૈયતોને ઇન્સાફ મળે એટલું જ ચાહતો હતો, ત્યારે ધારેલી વાત પાર પડતાં કાંઇ મુશ્કેલી રહી નહિ.

ચંપારણનું આ કામ સમાપ્ત થયું છે. પણ બીજું વધારે મુશ્કેલ કામ કરવાનું હજી રહ્યું છે. જે મનુષ્ય ગુલામીમાંથી છૂટે છે, સ્વતંત્ર બને છે, તેને યોગ્ય તાલીમ ન મળે તો તે સ્વતંત્રતાનો કદાચ દુરૂપયોગ કરે. ચંપારણની પ્રજાને એક પ્રકારનું સ્થાનિક સ્વરાજ્ય તો મળી ચૂક્યું છે. પણ હવે એ સ્વરાજ્ય શી રીતે ચલાવવું એજ પ્રશ્ન રહ્યો છે. આને માટે મારી સાથે કામ કરનાર ભાઈઓ, બાબુ બ્રજકિશોર અને બીજાઓએ મળી ઠરાવ્યું છે કે ઠેર ઠેર શાળાઓ કાઢીને લોકોને સામાન્ય જ્ઞાન અને આરોગ્યતાના નિયમનું વિશેષ જ્ઞાન આપવું. ધારણા એવી છે કે બાલકો અને બાલિકાઓને અક્ષરજ્ઞાન અને સ્વચ્છ સુઘડ રહેવા જેટલું આરોગ્ય વિષે જ્ઞાન આપવું, અને મ્હોટી વયના લોકોને ગામનું આરોગ્ય જાળવવાની, અને રસ્તા, આધેડ કુવા, પાયખાનાં વગેરે સાફસુફ રાખવાની તાલીમ આપવી. આ હેતુથી મંગળવારના મંગળ દિને ઢાકા નામનાં ગામમાં શાળા ખોલવામાં આવશે. સ્વયંસેવકોની આ માટે બહુ જરૂર છે. શિક્ષિતવર્ગમાંથી જે ભાઈઓની ઈચ્છા હોય તે આવે; તેમની પરીક્ષા લઈને, યોગ્ય લાગે તેમને રાખવામાં આવશે.

ત્રીજી વાત આ છે. હિન્દુ-મુસલમાન વચ્ચે જે ત્રુટી પડી ગઈ છે, કોમનાં દિલ ખાટાં થયાં છે તે શી રીતે સાંધવા? આ બંને કોમ વચ્ચે એખલાસ કરવો એ મારી જીન્દગીનું કાર્ય છે. ૨૫ વર્ષ થયાં હું એના ઉપાય વિચારતો આવ્યો છું, અને મુસલમાન ભાઇઓમાં વસતો આવ્યો છું. શહાબાદનો મામલો સાંભળીને મારૂં દિલ ચીરાય છે, મારૂં હૈયું રડે છે. મારાથી બની શકત તો હું શહાબાદ† જઇ મારા મુસલમાન ભાઈને મળીને

† આ જીલ્લામાં ૧૯૧૭ માં બકરી ઇદના પ્રસંગ ઉપર હિન્દુ-મુસલમાન વચ્ચે હુલ્લડ થયું હતું. તેના છાંટા બીજા ભાગોમાં પણ ઉડ્યા હતા.

તેમની સાથે કાંઈ ગોફ્તેગો કરી લેત. પણ મારી શક્તિનું માપ મને છે. ચંપારણનું કામ હજી આટોપાયું નથી, અને એક કામ પૂરૂં ન થયું હોય ત્યાં સુધી તેને માટે જ જીવવું અને તેને માટે જ મરવું એ મારો સિદ્ધાંત છે. પણ આ બાબત મેં વિચારી છે, અને હું મારા હિન્દુભાઈઓને કહી લઉં છું કે આ બાબતમાં આપણી મ્હોટી તકસીર થઈ છે, આપણે જ વધુ ગુન્હેગાર છીએ. જ્ઞાનવાન હિન્દુઓની ફરજ છે કે મુસલમાનભાઈઓને થયેલું દરદ મટાડવું, આરામાં તેઓનું આપણે જેટલું નુકસાન કર્યું છે, તેથી દુપ્પટ નુકસાની તેમને ભરી આપવી; અને હું એટલે સુધી કહીશ કે શહાબાદના હિન્દુઓથી તેમ ન થઇ શકે તો સારા હિન્દુસ્તાનના હિન્દુઓએ તેમ કરી આપવું જોઈએ. આપણા જે વકીલભાઈઓ આ બંને પક્ષો માટે લડી રહ્યા છે, તેઓએ અદાલતોમાંથી એ મામલા ખેંચી લેવા, સરકારને પણ જણાવવું કે એવા મામલા હવે આપણે ચાલુ રાખવા માગતા નથી. મુસલમાન ભાઈઓને હું કહીશ કે એક જીલ્લામાં બે કોમ વચ્ચે જે તકરાર થઈ છે તેને આખા હિન્દુસ્તાનની તકરાર બનાવવાની જરૂર નથી. બે ભાઇઓ પણ લડે છે, પરંતુ તેની અસર કુટુંબ ઉપર થવી જોઈતી નથી. તેમ આ બંને કોમોએ પોતાની તકરાર પ્રાંતની બહાર લઈ જવાનું કારણ નથી. મોસ્લેમ લીગે અને કોંગ્રેસે જે કામ માથે લીધું છે તે કામ આપણે ધર્મ સમજી કરવાનું છે, આપણા આગેવાનોએ જોઇ વિચારીને કર્યું છે; તો આપણને તે ઉપર હાથ નાખવાનો કશો અધિકાર નથી. આપણે સ્વરાજ્ય માટે તૈયાર થઇએ છીએ, અને આવી રીતના ભેદોથી આપણા સમયનો ઉપયોગ કરશું તો તો આપણા વારસોનો આપણા ઉપર ઠપકો રહેશે. આપણા ટંટા ફિસાદ આપણેજ પતાવવાના છે. પણ તેમ આપણે કરી શકયા નથી. આ ઝગડાઓનું એક કારણ એ પણ છે કે આપણને પરદેશી ભાષામાં શિક્ષણ મળે છે. પરદેશી ભાષામાં શીખવાથી આપણું શૌર્ય, વીર્ય લુપ્ત થયું છે, એટલું જ નહિ પણ આપણે આપણા જનસમૂહને મળી શકતા નથી; આપણા શિક્ષિતવર્ગ અને જનસમૂહ વચ્ચે મ્હોટો સમુદ્ર

આડો આવી ગયો છે. આજે શિક્ષિત અને અશિક્ષિતની વચ્ચે સારો સંબંધ હોત તો આવા બખેડા થાત જ નહિ.

હિન્દુ મુસલમાનનો ઝગડો ગોમાતાને અંગે ઉભો થયો છે. ગાયનું રક્ષણ કરવું હોય તો કસાઈખાનામાંથી ગાયને બચાવવી જોઈએ. અંગ્રેજ ભાઇઓ માટે કમમાં કમ હરહમેશ ૩૦ હજાર ગાયો અને વાછરડાંઓ કપાય છે. જ્યાં સુધી આ ખુનામરકી આપણે અટકાવી નથી, ત્યાં સુધી મુસલમાન ભાઇઓ ઉપર હાથ ઉપાડવાનો આપણને કશો હક નથી. હિંદુભાઇઓને હું કહીશ કે ગોમાતાને બચાવવા માટે મુસલમાન ભાઇઓનું ખુન કરવું એ ધર્મ નથી. હિન્દુ ધર્મ તો માત્ર એક ઇલાજ બતાવે છે, અને તે તપશ્ચર્યાનો છે. તુલસીદાસજીની ભાષામાં કહીએ તો दया धर्मको मूल है; એટલે દયાથી આ કામ આપણે લેવું જોઈએ. હું પણ ગાયનું રક્ષણ કરવા ઈચ્છું છું. પણ ગાયને માટે મુસલમાનભાઈને કહીશ કે 'ગાયની ઉપર છુરી મારવાને બદલે મારી ગરદન ઉપર છુરી મારી મારૂં ખુન લો.' મને વિશ્વાસ છે કે મારૂં આ દીન વચન મુસલમાન ભાઈઓ સાંભળશે. આપણી સ્વતંત્રતા આપણે ચહાતા હોઇએ તો બીજાની છીનવી લેવાનો આપણને અધિકાર નથી. એક બીજાની સ્વતંત્રતા છીનવી લેવાના પ્રયત્નથી ઝગડા થાય છે. જો કોઈ મુસલમાન રોફથી કહેશે કે કોઇ પણ હિંદુએ ઢોલ ન વગાડવા તો હિન્દુ કદી નહિ માને; પણ જો આપણાં મુસલમાન ભાઇઓ નમ્રતાથી કહેશે કે 'તમે ઢોલ ન બજાવો, અમારા ધર્મકાર્યમાં નમાજમાં ખલલ ન કરો; તેમ કરશો તો અમે અમારૂં ખુન રેડીશું,' તો હું માનું છું કે એવો અજ્ઞાની હિન્દુભાઈ કોઈ ન નીકળશે કે જે આ વિનતિની વિરૂદ્ધ વર્તન કરી શકશે. પણ ખરી વાત તો એ છે કે આ મામલામાં નથી હિન્દુનું મન સાફ કે નથી મુસલમાનનું. જો આપણે એખલાસ ચાહતા હોઇએ તો તે મોહોબતથી થશે; ડર દઈને કદી થઇ નથી શકવાનો; તેઓ પોતાનાં દિલની વાત કદી નિખાલસ રીતે બહાર નથી મૂકી શકવાના.

હું કહેતો આવ્યો છું કે રાષ્ટ્રીય ભાષા એક જોઇએ, અને તે હિન્દી જોઇએ. મેં સાંભળ્યું છે કે કેટલાક મુસલમાન ભાઈઓની આ બાબત ગેરસમજ થઈ છે. હિન્દી જોઇએ એમ કહેતાં હું ઉર્દુનો ઈન્કાર કરૂં છું એમ ઘણાક ધારે છે. હિન્દી ભાષાનો મારો અર્થ એ છે કે ઉત્તર હિન્દુસ્થાનમાં હિન્દુ મુસલમાનો જે ભાષા બોલે છે, અને નાગરી અને ઉર્દુ લિપિમાં લખે છે તે. મને ઉર્દુ ભાષા માટે દ્વેષ નથી. મારૂં તો એવું માનવું છે કે બંને ભાષા એક છે. મારા વિચાર પ્રમાણે બંને ભાષાનું બંધારણ, બંને ભાષાનો ઢંગ, સંસ્કૃત અને ફારસી શબ્દોનો ભેદ બાદ કરતાં એક રીતનો જ છે. મારી લડત અંગ્રેજી જબાન સામે છે. હું તેનો દ્વેષ નથી કરતો; પણ અંગ્રેજી જબાનથી આપણે આપણા જનસમૂહ સાથે ભળી શકવાના નથી, તેમની સાથે એક થઈ કામ લઈ શકવાના નથી. એજ કહેવાનો મારો આશય છે. હિન્દીને હિન્દુસ્તાની કહો કે હિન્દી કહો; મને તો તે એક જ છે. આપણું કર્તવ્ય એ છે કે આપણું રાષ્ટ્રીય કાર્ય હિન્દી ભાષામાં આપણે કરવું. લિપિના સંબંધમાં, હિન્દુ છોકરો નાગરી લખશે, મુસલમાન છોકરો ઉર્દુમાં લખશે, તો તેમાં કાંઇ હાની નથી. પણ બંને બંને લિપિ શીખશે. આપણે એક બીજા વચ્ચે હિન્દી ભાષાના જ શબ્દો કાને પડવા જોઇએ, અંગ્રેજી ભાષાના નહિ. એટલું જ નહિ પણ આપણી કાઉન્સિલો પણ હિન્દી વાદવિવાદોથી ગરજી રહેવી જોઇએ. આવી સ્થિતિ આણવા હું જીવન્ત પર્યંત મથીશ.

હવે એક વાત કહેવાની બાકી રહી છે. આખાં હિન્દુસ્તાનમાં સ્વરાજ્યની હીલચાલ ચાલી રહી છે. શહાબાદના હુલ્લડથી આપણે શીખ્યા છીએ કે સ્વરાજ્ય મળવામાં આપણને કેમ મોડું થયું છે. સ્વરાજ્ય અરજીઓથી કે ભાષણોથી નથી મળવાનું. હિન્દુ કહેશે કે એક ગાય બચાવવા માટે હું મુસલમાનનું ખુન પીશ, તો કદી આપણને સ્વરાજ્ય નથી મળવાનું. બંને કોમ વચ્ચે એખલાસ થઇ જાય, બંને કોમો એમ કહે કે અમારો ટંટો અમે જાતે મટાડીશું, બહારના કોઇને વચ્ચે પડવાનું કારણ

નથી, એવી ખાતરી આપણે આપી શકશું તો સ્વરાજ્ય મળશે. સ્વરાજ્ય માટે ભણવાની જરૂર નથી, આપણામાં માત્ર એખલાસ જોઈએ, આપણામાં જોર જોઈએ. સ્વરાજ્ય પહેલાં નિડરતા જોઈએ. જ્યાં સુધી ઈશ્વરનો અંશ આપણામાં છે, ત્યાં સુધી મનુષ્યથી આપણે કદી ડરવાનું નથી.

## હિંદ અને ઇંગ્લાંડ.*

ભાઇઓ અને બ્હેનો, હું આજે આ જોઈને દીલગીર થાઉં છું કે અહીં બ્હેનો આવી નથી. મારે જે કહેવાનું છે તે બંનેને કહેવાનું છે. હું બોધ આપવાને નથી આવ્યો. પરંતુ મને જે સારી લાગે છે તે સલાહ આપવાને આવ્યો છું. આ માટે નડીયાદની આ સભા ગુજરાતમાં પહેલી છે. સત્યાગ્રહની સભા પહેલી નડીયાદમાં જ થઇ હતી. એમાં આપણે ઘણું બળ, સહનશીલતા બતાવ્યા છે. એ લડતથી હું પ્રજાના નિકટ સંબંધમાં આવ્યો છું. આથી મને એમ લાગ્યું કે મારે જે સમસ્ત હિન્દ પાસે રજુ કરવાનું છે તે હું અહીંથી જ શરૂ કરૂં.

આપણે સરકારની સામે ઝુઝયા, આકરાં વચનો કહ્યા, તીખું બોલ્યા, એ સર્વ યોગ્ય હતું. પરંતુ તેવું કરવાનો આપણો અધિકાર છે કે નહિ તે બતાવવાની આપણને તક મળી છે. સત્યાગ્રહમાં વેરભાવને અવકાશ જ નથી. આપણી લડતમાં તે ભાવ ન હતો, તે માટે મને ખાત્રી છે. સરકારની સાથે કોઈ પણ સ્થિતિએ આપણો સંબંધ ઈચ્છવા યોગ્ય છે કે નથી તેનો વિચાર કરીએ. આપણી લડતના અંગે તેમજ અન્ય પ્રસંગે મેં સરકારના દોષોનું ઘણું સુંદર નિરીક્ષણ કર્યું છે, અને તે મેં બતાવી આપ્યા છે. પણ ગુણ વર્ણવાનો પ્રસંગ હિન્દમાં તો નથી જ મળ્યો. એમની સાથેના નિકટના સંબંધથી હું એટલું તો શીખ્યો છું કે આપણે સામ્રાજ્યમાં તાબાની સ્થિતિ ભોગવતા રહીએ તે ઈચ્છવા જોગ નથી. અંગ્રેજી પ્રજાની એ ખાસીયત છે કે એવા પાસે ભાર ઉચકાવાનું કામ કરાવવું. આપણે મિત્ર તરીકે

* આ ભાષણ તા. ૨૨-૬-૧૯૧૮ ને દિવસે નડીયાદમાં આપવામાં આવ્યું હતું.

ભાગીયા તરીકે રહી શકીએ તોજ એ પ્રજા સાથે રહેવામાં માલ છે. ભાગીદારનું માન જાળવવામાં, તેની સાથે વફાદાર રહેવામાં, એ પ્રજા અડગ રહે છે. તે પ્રજામાં ધાર્મિક વૃત્તિઓ છે. તેને ન્યાય વહાલો છે, તેણે પીડાતાનું રક્ષણ કર્યું છે. તેને વ્યક્તિસ્વાતંત્ર્ય બહુ વહાલું છે. પણ આપણે તે પ્રજા સાથેનો સંબંધ તદન કેમ ન છોડીએ? આમ કરવું ઈષ્ટ હોય તો પણ દુનિયામાં સંપૂર્ણ ઇચ્છા આપણે હમેશાં પૂરી પાડી શકતા નથી. દરેકને મિત્રની જરૂર છે. જાપાન, અમેરીકા, ઇંગ્લાંડ, સર્વેને કોઈને કોઇ સાથે મિત્રતા રાખવી પડે છે. સર્વ પ્રજા એક બીજાના સ્વભાવ મળે તેની સાથે સંબંધ રાખે છે. હિન્દની પણ એજ દશા છે. આપણે સ્વતંત્રતા ઇચ્છીએ છીએ તે આજ પ્રકારે. આ માટે ઓસ્ટ્રેલીઆ અને કેનેડાનો દાખલો આપવામાં આવે છે. અને એના જેવું આપણે માગીએ છીએ. તેઓ રક્ષણ ભોગવે છે, અને તેવું રક્ષણ આપે છે. આપણે એજ ઇચ્છીએ છીએ. આ ખરેખર ઇચ્છવા યોગ્ય હોય તો તે સ્થિતિ પ્રાપ્ત કરવા યોગ્ય પગલાં ભરવા જોઇએ. આપણે માટે અંગ્રેજનો સંબંધ દુઃખકર છે એવું માનતા હોઈએ તો મારી સલાહ નકામી છે. ઉલટી નામોશી લગાડનારી થઈ પડે. પણ આપણે સરખા ભાગીદાર તરીકે અંગ્રેજની સાથે રહેવા માગતા હોઈએ તો મારી સલાહને હું અમૂલ્ય માનું છું. હિન્દ અપંગ છે. અંગ્રેજો હિન્દને તજી જાય તો આપણે એક બીજાનો બચાવ કરવાને શક્તિમાન નથી. ઉપદ્રવ કરનાર જાતિઓથી આપણે રક્ષણ નહિ કરી શકીએ. કોઇ પરદેશી પ્રજા આવે તેની સામે બચાવ કરવાને આપણે લાયક નથી. કોઈ કહેશે કે આવી ભયંકર સ્થિતિ માટે અંગ્રેજ સરકાર જવાબદાર છે. તો તે વાત ખરી છે. એવા એ પ્રજાના ઘણા દોષો છે. પણ તેના ગુણનો લાભ લઈ આપણી ઉન્નતિ કરવી એ આપણું કર્તવ્ય છે.

હિન્દ બીજાની સહાય વિના આગળ ન વધી શકે એ એની દુર્દશા છે. એનું એ અપંગપણું દૂર કરવું જોઇએ. એને રક્ષણ કરવાની સત્તા મળે, સ્ત્રીપુરૂષોનું રક્ષણ કરવાને લાયક બને એ

જરૂરનું છે. આપણે બચાવ કરવા શક્તિમાન ન થઈએ ત્યાં સુધી આપણે સ્વરાજ્યને લાયક નથી થવાના. હિન્દનું હમેશ અંગ્રેજ રક્ષણ કરે એજ એનું અપંગપણું છે. આ અપંગપણું મટાડવાનું પવિત્ર કાર્ય આપણે પ્રથમ કરવું જોઈએ.

બરાબરીયા જ ભાગીદાર થઈ શકે. ઉંદર બીલાડીને સહીયારૂ ન હોય. કીડી અને હાથી વચ્ચે ભાગીદારી ન હોય. અંગ્રેજ આપણે મન હાથી છે. આપણે કીડી છીએ. આ ભાવના ટળે નહિ ત્યાં લગી આપણે સારૂ સ્વરાજ્યનો કશો અર્થ હોઇ ન શકે. આપણને ગમે તે શરીરબળીઓ ડરાવી શકે છે. એક પઠાણ અહીં આવી લાઠી ચલાવે તો આપણે બધા નાશી જઇએ. એક રેલ્વેના ડબામાં ઘણા બેઠા હોય અને એક તોફાની કાબુલી આવે તો તે બધાને ઉઠાડી શકે છે, ને જગ્યા ન હોય ત્યાં પોતાને સારૂ જગ્યા મેળવે છે, એટલું જ નહિ પણ ચારની જગ્યા એકલો રોકે છે. આવી ભયભીત સ્થિતિમાં આપણે અંગ્રેજની સાથે કેવી રીતે સરખા થઈ શકીએ. કોઇ ઢેઢ મળે તેને હું મારી સાથે બેસવાનું કહું, ખાવાનું કહું, છતાં પણ તે કંપે છે. તે પોતાનાં બળથી જ્યારે મારાથી ડરતો બંધ થાય ત્યારે જ તે મારો સરખો થયો ગણાય. તે વિના તે એક સરખો છે એમ કહેવું એ દાઝીયા ઉપર ડામ મારવા બરાબર છે. સામ્રાજ્યમાં આપણી ભંગીની દશા છે. તેમાંથી છુટવાનો આ સમય છે. આ સમય બે રીતે સાધી શકાય છેઃ મિત્રભાવે અથવા વેરભાવે. જો વેરભાવે સાધવા ઇચ્છીએ તો આપણે એક પણ માણસની કે પૈની મદદ કરવી ન જોઈએ. એટલું જ નહિ પણ બીજા મદદ કરતાં હોય તેને અટકાવવા જોઈએ. મિત્રરાજ્યની આપણે હાર ઇચ્છવી જોઈએ. ને આપણે અંગ્રેજોની સાથે લડીને તેઓને કાઢવા જોઇએ. આ કરવા જેવું હોય તો પણ અશક્ય છે. આપણે સ્વરાજ્યવાદી જો મદદ નહિ કરીએ તો પણ સરકારને પ્રજાનાં બીજાં અંગો મદદ કરી રહ્યા છે. સરકારની સામે કે કોઇની સામે આપણી લડાઈ કરવાની શક્તિ નથી. સરકાર હિન્દુસ્થાન પાસેથી દશ લાખ માણસ ને કરોડો રૂપીઆની મદદ લઇ શકી છે.

એટલે દેખીતું છે કે વેરભાવે અંગ્રેજને હિન્દુસ્થાનમાંથી દૂર કરી આપણે ભંગીની દશામાંથી છુટવા માગીએ તો અત્યારે તો, અને આપણી નજર પહોંચી શકે છે ત્યાં લગી ઘણા કાળ સુધી શરીરબળ વાપરી લડાઈ કરીને અંગ્રેજોની સાથેનો સંબંધ તોડવો અશક્ય જણાય છે.

ત્યારે આપણે આપણી અધમ દશામાંથી મિત્રભાવે છુટવાનું છે. તે તો અત્યારે સરકારને પૂરેપૂરી મદદ કરીને જ બની શકે. આપણે સામ્રાજ્યની સાથે ભાગીદાર થવા ઈચ્છીએ છીએ. જો સામ્રાજ્ય ન હોય તો ભાગ કોની સાથે રાખીએ ? સામ્રાજ્યની હૈયાતીમાં જ આપણી આશાઓ છુપાયલી છે. સામ્રાજ્યના દોષોની સામે અવશ્ય લડીએ; ભાઇ ભાઈના દોષોની સામે લડે છે. ભાઇ પોતાના ભાઈના હક છીનવી લેવા પ્રયત્ન કરે તો બીજો સામે થાય. પણ જ્યારે પહેલાના ઉપર આફત આવે છે ત્યારે બીજો તેને પૂરી મદદ કરી ભાઇ ભાવ સિદ્ધ કરી આપે છે, ને આગલો વેરભાવ પણ ભૂલાવી દે છે. અંગ્રેજની પ્રત્યેની આપણી વર્તણુંકથી નજ બને એવું કારણ નથી. સામ્રાજ્યના જુલમની સામે ભલે થઈએ. આજે નવો જુલમ થાય તો આજે પણ લડીએ. છતાં તેની ઉપર જે જોખમ આવી પડ્યું છે તે હઠાવવામાં જરાએ ખામી ન આણીએ.

વળી સામ્રાજ્યને મદદ કરતાં આપણને લશ્કરી કવાયત મળશે, લશ્કરી અનુભવ મળશે. આપણામાં આપણો બચાવ કરવાની શક્તિ આવશે. તે શક્તિ વડે આપણે, સામ્રાજ્ય કદાચ આપણને દગો આપે તો, તેની સામે પણ થઈ શકીએ. સામ્રાજ્ય આ વાત જાણે છે, એટલે આપણને લશ્કરમાં દાખલ કરે તેમાં અંગ્રેજી અમલદારની શુદ્ધ દાનત સાબીત થાય છે. આપણે અત્યારે લશ્કર ઉભું કરીએ તો ભવિષ્યના જોખમો સારૂ વીમો ઉતરાવવા જેવું છે.

અંગ્રેજી પ્રજામાં રાજ્ય કરવાની શક્તિ છે, એ કેવળ તેના પશુ બળથી જ નથી. તેનામાં કળા છે, કૌશલ્ય છે, દીર્ઘદૃષ્ટિ છે, ચતુરાઈ છે, ડહાપણ છે. જેને જોઇએ તેવો બદલો આપે છે. આપણે

સ્વરાજ્ય મેળવવાની આશાએ મદદ આપીએ એમ તે જાણે છે. તેમની વચ્ચે ને આપણામાંના કેટલાકની વચ્ચે આ ભેદ છે. આપણે કહીએ છીએ કે અમને સ્વરાજ્ય આપો, પછી અમે લડશું. તે કહે છે એમ અમે દાબને વશ નહિ થઈએ. તમે મદદ કરો એટલે સ્વરાજ્ય તમારૂં છે. અમારો ઈતિહાસ તપાસો. બોયરે સ્વરાજ્ય મેળવ્યું, કેમકે તેઓ અમારી સામે લડવા લાયક હતા. તમે પણ લડવા લાયક થાવ, એટલે સ્વરાજ્ય મળશે.

આપણો ખરો આધાર લશ્કરી શક્તિ ઉપર જ છે. અત્યારે જે હિન્દી લડી રહ્યા છે તે શક્તિ આપણી નથી. તે સરકારી શક્તિ છે. આપણે, જેઓ સ્વરાજ્ય ઇચ્છીએ છીએ, તેઓ જો યોદ્ધા બનશું, મરણનો ભય છોડશું તો આપણે રાષ્ટ્રીય યોદ્ધા બનશું. આમ થતાં સરકારની વચ્ચે ને આપણી વચ્ચે ઉંચા નીચાનો ભેદ નહિ રહે.

મોન્ટેગ્યુ સાહેબની યોજના થોડા જ દિવસમાં બહાર પડશે. ધારો કે આપણને તે પસંદ છે, અથવા આપણે સુધારા વધારા ઈચ્છીએ છીએ. તે યોજના અથવા તેમાં સુધારા પસાર થવાનો આધાર આપણી ઉપર રહેલો છે. તે વેળા એવો અવાજ વિલાયત પહોંચશે કે આખું હિન્દુસ્થાન લશ્કરમાં જોડાવવા ઉભરાઈ રહ્યું છે તો આમની સભા તે વાતને વધાવી આપણે જે વ્યાજબી માગ્યું હશે તે આપશે જ. અને ન આપે તોએ શું? આમની સભાને પસ્તાવું પડે. લડાઇને સારૂ સજ્જ થયેલું હિન્દુસ્થાન પોતાની સ્વતંત્રતા એક ક્ષણમાં મેળવશે. પણ સરકાર એવી મુરખ નથી. અંગ્રેજો વીર પુરૂષોની પ્રજા છે, તેઓ વીરતાને ઓળખશે. આપણે આપણી સુતેલી વીરતાને જાગૃત કરીએ તો બધું આજે મેળવી શકીએ છીએ. માટે મારી આપને સહુને વિનતિ છે કે બધો સંશય છોડીને લશ્કરમાં જોડાવ. હોમ રૂલ લીગની પહેલી અને છેલ્લી ચળવળ હાલ તો આજ હોવી જોઈએ, એવી મારી ખાતરી છે.

## લશ્કરમાં ભરતી.

### પત્રિકા ૧.*

ખેડા જીલ્લાના ભાઇઓ અને બ્હેનો, તમે હમણાંજ સત્યાગ્રહની ભારે લડત પૂરી કરી છે. તેમાં તમે વિજય મેળવ્યો છે. તે લડતમાં તમે એવાં શૌર્ય, ચતુરાઇ વગેરે ગુણો બતાવ્યા છે કે દેશને સારૂ એથી પણ વધારે મહત્વનાં કામમાં રોકાવા તમને સલાહ આપવાની અને આગ્રહ કરવાની હિંમત કરૂં છું.

સરકારની સામે વિનયપૂર્વક કેમ થઇ શકાય, સામે થતા છતાં તેમનું માન કેમ જાળવી શકાય, અને તમારૂં કેમ મેળવી શકાય એ તમે બતાવી આપ્યું છે. આકરી લડત લડ્યા છતાં સરકારની સાથે તમારો જરાએ વિરોધ નથી એ બતાવવાનો પ્રસંગ તમારી પાસે મૂકું છું.

તમે બધા સ્વરાજ્યવાદી છો, કેટલાક હોમ રૂલ લીગના મેમ્બર છો. હોમ રૂલનો એક અર્થ એ છે કે સામ્રાજ્યમાં રહી આપણે સામ્રાજ્યમાં ભાગીદાર બનવું. આજે આપણે તાબાની રૈયત છીએ. આજે આપણને ઇંગ્રેજના જેટલા હક્ક નથી. કેનેડા, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલીઆ જેમ ઇંગ્લાંડના ભાગીદાર ગણાય છે તેવા આપણે નથી. આપણે તો તાબેદાર મુલક ગણાઇએ છીએ. આપણે ઇંગ્રેજના જેટલા જ હક્ક ઇચ્છીએ છીએ, દક્ષિણ આફ્રિકા વગેરે સંસ્થાનોના બરોબરીઆ થવા ઇચ્છીએ છીએ, આપણે વાઇસરોય સુધીની પદ્વી ભોગવી શકીએ એવો સમય ઇચ્છીએ છીએ. આવી સ્થિતિ મેળવવાને સારૂ આપણામાં આપણું

* ગાંધીજીએ જગવ્યાપી વિગ્રહ માટે પ્રજાજનોની સેના ઉભી કરવાનો પ્રયત્ન ૧૯૧૮ ના જુન માસથી ખેડા જીલ્લામાં શરૂ કર્યો હતો. તે અવસરે આ પત્રિકા તા. ૨૨-૬-૧૮ ને દિને કાઢવામાં આવી હતી.

રક્ષણ કરવાની એટલે શસ્ત્ર ધારણ કરી લડવાની શક્તિ આવવી જોઈએ. જ્યાં સુધી આપણાં રક્ષણનો આધાર કેવળ ઇંગ્રેજો ઉપર છે, જ્યાં સુધી આપણે સિપાહી વર્ગથી ડરવાપણું છે, ત્યાં સુધી આપણે ઇંગ્રેજના બરોબરીઆ કહેવાઈએ જ નહિ. એટલે આપણે શસ્ત્રક્રિયા શીખી આપણું રક્ષણ કરવાની શક્તિ મેળવવી ઘટે છે. શસ્ત્રક્રિયા ઘણા ઝપાટાથી શિખવી હોય તો લશ્કરમાં જોડાવાની આપણી ફરજ છે.

મર્દ અને નામર્દની વચ્ચે મિત્રાઈ ન હોય; આપણે નામર્દ ગણાઈએ છીએ. જો નામર્દની ગણત્રીમાંથી છુટવું હોય તો શસ્ત્રક્રિયા શિખવાની જરૂર છે.

આપણે **સામ્રાજ્ય**માં ભાગીદાર બનવું છે એ નિશ્ચય છે. આપણે ગમે તેટલું દુઃખ સહન કરીને, મરીને પણ, **સામ્રાજ્ય**નો બચાવ કરવો જોઇએ. જો **સામ્રાજ્ય**નો નાશ થાય તો તેની સાથે આપણી મહાન આશાઓ પણ નષ્ટ થાય.

એટલે સ્વરાજ્ય મેળવવાનો સ્હેલામાં સ્હેલો અને સીધામાં સીધો રસ્તો **સામ્રાજ્ય**ના બચાવમાં ભાગ લેવો એ છે. પૈસા ઘણા દેવાની આપણી તાકાત નથી. વળી પૈસાથી જ જીત મેળવાય તેમ નથી. અખૂટ લશ્કરથી જ જીત મેળવાય તેમ છે. એ લશ્કર હિન્દુસ્તાન પૂરૂં પાડી શકે છે. જો મુખ્યત્વે આપણા લશ્કરથી જ **સામ્રાજ્ય**ની જીત થાય તો સ્પષ્ટ છે કે આપણે માગ્યા હક્ક મેળવી શકીએ.

કોઇ કહેશે કે હમણાં હક્ક ન મેળવીએ તો પાછળથી દગો થશે. જે બળથી આપણે **સામ્રાજ્ય**નો બચાવ કરીએ તે બળવડે આપણે હક્ક મેળવી શકીએ. **સામ્રાજ્ય**ની નબળાઇનો વખત સાધી મેળવેલા હક્ક **સામ્રાજ્ય** બળવાન થયે ખોઈ બેસવાનો સંભવ છે. **સામ્રાજ્ય**ને સતાવીને તેમાં ભાગીદાર નહિ થવાય, **સામ્રાજ્ય**ની સેવા કરીને આપણને જે હક્ક મળવાના છે તે તેની આવે સમયે કરેલી પજવણીથી નહિ જ મળે. **સામ્રાજ્ય**ના તંત્રીઓનો અવિશ્વાસ કરવો એ આપણાં બળનો

અવિશ્વાસ છે, આપણી નબળાઇની નિશાની છે. આપણા હક્કનો આધાર તંત્રીઓની ભલાઇ કે નબળાઈ ન હોવો જોઇએ, પણ તેનો આધાર આપણી લાયકાત, આપણું બળ હોવાં જોઇએ.

દેશી રાજ્યો સામ્રાજ્યને મદદ કરી રહ્યા છે, તેથી તેમને તેનો બદલો મળી રહે છે. ધનાઢ્ય માણસો સરકારને પૈસાની પૂરી મદદ કરી રહ્યા છે. તેઓને તેનો બદલો મળે છે. બેમાંના એકે શરતથી મદદ નથી કરતા. લશ્કરી સિપાહી પોતાના નિમકને સારૂ, પોતાની આજીવિકાને સારૂ મદદ કરી રહ્યા છે. તેઓને આજીવિકા અને તે ઉપરાંત ઇનામ અકરામ મળી રહે છે. આ બધા આપણું અંગ છે, પણ તેઓ સ્વરાજ્યવાદી ન ગણાય. તેઓનું ધ્યેય સ્વરાજ્ય નથી. તેઓ સ્વદેશપ્રીત્યર્થે મદદ નથી કરતા. એવું પણ બને કે જો આપણે વેરભાવે સ્વરાજ્ય લેવા ઇચ્છીએ તો આ ત્રણે શક્તિઓ આપણી સામે સામ્રાજ્યના તંત્રીઓ વાપરે અને આપણને હરાવે.

આપણે જો સ્વરાજ્ય ઇચ્છતા હોઈએ તો આપણી ફરજ છે કે આપણે પણ સામ્રાજ્યને મદદ કરવી ને આપણને આપણો બદલો અવશ્ય મળશે. આપણી દાનત શુદ્ધ હશે તો સરકાર પણ શુદ્ધ દાનતથી આપણી સાથે કામ કરશે. કદાચ શુદ્ધ દાનત નહિ રાખે એમ ક્ષણભર માનીએ તો પણ આપણે આપણી શુદ્ધતા ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે. ભલાની સાથેજ ભલાઇ એમાં વીરતા નથી. ભુંડાની સાથે પણ ભલાઇનો પ્રયોગ કરવામાં જ વીરતા રહેલી છે.

સરકાર આપણને લડાઈમાં કમિશન નથી દેતી; શસ્ત્રધારણ કરવાનો કાયદો રદ નથી કરતી; લશ્કરી તાલીમ દેવાની શાળાઓ નથી ખોલતી; તો આપણે કેમ મદદ કરી શકીએ? વાંધા ખરા છે. સરકાર આ વિષયમાં સુધારા નહિ કરવામાં મોટી ભૂલ કરે છે. ઇંગ્રેજી પ્રજાએ ઘણાં પુણ્યકાર્યો કર્યાં છે. તેને સારૂ પ્રભુ તેનું ભલું કરો. પણ ઇંગ્રેજી પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિન્દુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ

કર્યું છે તે જો હજુ અધિકારીવર્ગ નહિ ચેતે તો તેનાં બધાં પુણ્યને ધોઈ નાંખશે. ન કરે નારાયણ ને હિન્દુસ્તાનને કાંઈ પણ ભારે ઈજા પહોંચે, હિન્દુસ્તાન બીજી પ્રજાને હસ્તક જાય તો હિન્દી પ્રજાની હાય ઇંગ્રેજી પ્રજાને એવી સખ્ત લાગશે કે એ પ્રજા જગતની આગળ ઝંખવાણી પડશે અને તેને તેત્રીસ કોટિ પ્રજાને નામર્દ બનાવવા સારૂ ફીટકાર લાગશે. હું માનું છું કે ઇંગ્રેજી પ્રજાના મહાન પુરૂષો આ વસ્તુ સમજી ગયા છે, ચેતી ગયા છે, પણ પોતે રચેલી સ્થિતિ તેઓ એકદમ ફેરવી નથી શકતા. ઇંગ્રેજ માત્રને હિંદુસ્તાનમાં પેસતાંજ આપણી તરફ તિરસ્કારનું, પોતાની મ્હોટાઇનું, આપણાથી અળગા રહેવાનું શિક્ષણ આપવામાં આવે છે. તેઓનાં વાતાવરણમાં એ રહ્યું છે. ઉંચા અધિકારવાળા આ વાતાવરણમાંથી મુક્ત થવા અને નીચેનાને મુક્ત કરવા પ્રયત્ન કરે છે, પણ એકદમ સફળતા નથી મેળવી શકતા. જો કફોડો વખત ન હોય તો આપણે તેઓની સાથે લડત. પણ આવે સમયે કમિશન આદિની રાહ જોઈ બેસી રહેવું એ મ્હોંની ઉપર વેર વાળવાને સારૂ નાક કાપ્યા બરોબર છે. એવું પણ બને કે આપણે કમિશનની રાહ જોતા રહીએ અને આપણને સામ્રાજ્યને મદદ કરવાની તક નજ મળે.

સરકાર કમિશન વગેરે ન આપી અથવા આપવામાં ઢીલ કરી આપણને લશ્કરમાં દાખલ થતાં અથવા બીજી મદદ આપતાં રોકવા ઇચ્છતી હોય તો પણ આપણે આગ્રહપૂર્વક લશ્કરમાં દાખલ થવાની જરૂ છે એવી મારી દૃઢ માન્યતા છે.

સરકારને પાંચ લાખ માણસ લશ્કરને સારૂ આ સમયે જોઇએ છે. આ માણસોને ગમે તેમ કરી સરકાર મેળવશે. આપણે જો આટલાં માણસો આપીએ તો આપણે જશ મેળવીએ, આપણે સેવા કરીએ ને અયોગ્ય રીતે કેટલીક વેળા રેકરૂટીંગ એજન્ટો માણસોને લઇ જાય છે એવું સંભળાય છે તે પણ મટે. ભરતીનું બધું કાર્ય આપણે હાથ આવે એ કાંઇ જેવી તેવી સત્તા નથી. જો સરકારને આપણો અવિશ્વાસ હોય, જો તેની દાનત શુદ્ધ ન હોય તો સરકાર આપણી મારફતે ભરતી ન કરાવે.

ઉપરની દલીલો ને હકીકત ઉપરથી જોઈ શકાશે કે આપણે લશ્કરમાં જોડાવાથી સામ્રાજ્યને મદદ કરી સ્વરાજ્યને સારૂ લાયક બનીએ છીએ, હિંદુસ્તાનનો બચાવ કરતાં શીખીએ છીએ, ને કંઈક અંશે ગુમાવેલી મર્દાની પાછી મેળવીએ છીએ.

ઇંગ્રેજી પ્રજાના ગુણો ઉપર મારો વિશ્વાસ છે, તેથી જ હું ઉપર પ્રમાણે સલાહ આપી શકું છું એ મારે કબુલ કરવું જોઈએ. હું માનું છું કે એ પ્રજાએ હિન્દુસ્તાનને ઘણું નુકસાન કર્યું છે છતાં તે પ્રજાની સાથે રહેવામાં આપણને લાભ છે. તે પ્રજાના ગુણદોષનું માપ કરતાં મને તો ગુણનું માપ ચઢીઆતું જણાય છે. તે પ્રજાની નીચે રહેવું દુઃખકર છે, પોતાની નીચે રહેલી પ્રજાને તેનું સ્વમાન ભૂલાવવાના મહાન્ દોષો ઇંગ્રેજોમાં છે. પણ તેઓના બરોબરીઆને પૂરૂં માન આપવાના ને તેની તરફ વફાદારી બતાવવાના ગુણો પણ તેનામાં છે. બીજાના જુલમ નીચે કચરાયેલાને તે પ્રજાએ ઘણી વેળા મદદ કરેલી છે એ આપણે જોયું છે. તેના ભાગમાં રહી આપણે ઘણું લઈ શકીએ છીએ ને ઘણું દઇ પણ શકીએ છીએ અને આપણો આવો સંબંધ જગતને હિતકર થવાનો સંભવ છે. જો મારો આવો વિશ્વાસ ન હોય ને તે પ્રજાથી તદન સ્વતંત્ર થવું એ મને ઈષ્ટ લાગે તો હું મદદ કરવાની સલાહ ન આપું એટલું જ નહિ પણ જરૂર તેની સામે બંડ કરવાની સલાહ આપી બંડ કરનારની સજાને પાત્ર થઈ પ્રજાને ચેતવું. કોઇ પણ પ્રજાની મદદ વિના આપણે કેવળ સ્વતંત્રપણે ઉભી શકીએ એવી આપણી સ્થિતિ અત્યારે તો નથી. આપણી ઉન્નતિ સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે રહેવામાં છે એમ હું માનું છું, ને બધા સ્વરાજ્યવાદીઓ માને છે એમ મેં આખા ભારતવર્ષમાં અનુભવ્યું છે.

જે આશા હું ખેડા જીલ્લાની અને ગુજરાતની રાખું છું તે પાંચસો સાતસો માણસની ભરતી કરવાની નહિ, પણ હજારોની. ગુજરાત ‘ નમાલા ’ના કલંકમાંથી નીકળવા માગે તો તેણે હજારો સિપાહીઓ આપવા જોઈશે. આ લશ્કરની કલ્પનામાં શિક્ષિતવર્ગ, પાટીદાર, ધારાળા, વાઘરી બધા આવી જાય છે ને બધા

એક પંક્તિએ લડે એવી આશા રાખું છું. જ્યાં સુધી શિક્ષિત અથવા કેળવાયલો વર્ગ, 'શ્રેષ્ઠ' વર્ગ, નહિ નીકળે ત્યાં સુધી ઇતર વર્ગની આશા રાખવી વ્યર્થ છે. કેળવાયલા વર્ગમાંથી જેઓ મોટી ઉમરના છતાં તંદુરસ્ત હોય તે બધા આવી શકશે એવી મારી ઉમેદ છે. તેવાઓનો ઉપયોગ લડવામાં નહિ તો લડાઇને અંગે રહેલાં અનેક કામોમાં થઇ શકે, સિપાહીની બરદાસ્તમાં થઇ શકે. જેને ઉમર લાયક દીકરા છે તેઓ દીકરાને મોકલતાં જરાએ નહિ અચકાય એવી મારી ઉમેદ છે. લડાઈમાં દીકરાનો ભોગ આપવો એ દુ:ખકર નહિ પણ વીર પુરૂષને સુખકર હોવું જોઈએ. આ વેળાએ દીકરાનો ભોગ તે સ્વરાજ્યને ખાતર અપાયો હશે.

બ્હેનોને મારી વિનતિ છે કે તમે મારી આ અરજ-પત્રિકાથી ગભરાશો નહિ, પણ તેને વધાવી લેશો. તેમાં તમારા રક્ષણની, તમારી લાજની ચાવી રહી છે.

ખેડા જીલ્લામાં ૬૦૦ ગામડાં છે, દરેક ગામડામાં સરેરાસે ૧૦૦૦ કરતાં વધારેની વસ્તી છે. જો દરેક ગામ ઓછામાં ઓછા ૨૦ માણસને કાઢે તો ૧૨,૦૦૦ માણસનું લશ્કર ખેડા જીલ્લો આપે. ખેડા જીલ્લામાં ૭૦૦,૦૦૦ લાખની વસ્તી છે, એટલે સેકડે ૧.૭ માણસનું પ્રમાણ આવે છે; મરણ પ્રમાણ તેથી વધારે છે. આટલો ભોગ પણ આપણે જો સામ્રાજ્યને, સ્વરાજ્યને આપવા તૈયાર ન હોઇએ તો આપણે નાલાયક ઠરીએ તેમાં નવાઇ નહિ ગણાય. જો દરેક ગામ ૨૦ માણસને આપે તો તેઓ લડાઇમાંથી પાછા ફર્યે ગામના જીવતા કિલ્લારૂપે રક્ષક થઇ પડશે. જો તેઓ રણક્ષેત્રમાં પડશે તો પોતાને, ગામને, ને દેશને અમર કરશે ને તેની પાછળ તેવા બીજા વીશ તૈયાર થઇ દેશનું રક્ષણ કરશે.

આ કાર્ય કરવું જ હોય તો તે કરવામાં આપણે ઢીલ નથી કરી શકતા. દરેક ગામમાંથી બળવાનમાં બળવાન માણસને ચુંટીને તેનાં નામ મોકલવામાં આવે એ હું ઈચ્છું છું. એ ભાઇઓ ને બ્હેનો પાસે માગું છું. તમને સમજાવવા અને અનેક સવાલો ઉઠશે તેનો જવાબ આપવા સારૂ મુખ્ય ગામે સભાઓ ભરવામાં આવશે, સ્વયંસેવકો પણ નીકળી પડશે.

# લશ્કરમાં ભરતી.

## પત્રિકા ૨.*

ખેડા જીલ્લાના ભાઈઓ અને બ્હેનો, પહેલી પત્રિકા લખ્યાને આજે એક માસ થયો. તે દરમિયાન હું અને મારી સાથે કાર્ય કરી રહેલા ભાઈઓએ ઘણો અનુભવ મેળવ્યો છે. નડિયાદ, કરમસદ, રાસ, કઠલાલ, જંબુસર વગેરે જગ્યાઓમાં સભાઓ કરી સેંકડો સ્ત્રીપુરૂષો સાથે વાતચિત કરી.

કેટલોક મળેલો અનુભવ આપની સમક્ષ મુકવા રજા લઉં છું. હજી ઘણા માણસોએ ભરતીમાં આવવા પોતાનાં નામ નથી લખાવ્યાં. ભાગ્યે સો માણસ થયાં હશે. આ સંખ્યા એક માસનો વિચાર કરૂં છું ત્યારે અને જે પ્રયાસ થયો છે તેનો વિચાર કરૂં છું ત્યારે મને ઘણી ઓછી લાગે છે. લોકોની સ્થિતિનો ખ્યાલ કરૂં છું તો મને લાગે છે કે આટલાં માણસો તૈયાર થયાં છે તે આશ્ચર્યકારક છે. જે વર્ગે કોઈ દહાડો ટંટામાં ભાગ નથી લીધો, જેઓએ કોઈની ઉપર લાકડી નથી ઉગામી તેવા માણસો તેમાં દાખલ થયા છે. તો જો લડવાને લાયક છે એવો વર્ગ તૈયાર કરી શકાય તો અખૂટ લશ્કર પેદા કરી શકાય.

સમજુ વર્ગની ખામીઓ આ અવસરે ચોખ્ખી જોઈ શકાય છે. હું 'શિક્ષિત'ને બદલે 'સમજુ' શબ્દ વાપરૂં છું. 'શિક્ષિત' એટલે સાધારણ રીતે ઈંગ્રેજી ભણેલા માણસો એવો ખ્યાલ રહી જાય છે. 'સમજુ'માં હું ગુજરાતી ભણેલા અને ગુજરાતી ન ભણેલા હોય છતાં જેમણે પોતાની બુદ્ધિને અનુભવથી ખેડી છે એવાને ગણું છું. આવા પુરૂષો અને સ્ત્રીઓ પોતાની ફરજ

* આ પત્રિકા તા. ૨૨-૭-૧૯૧૮ ને રોજ નડિયાદથી પ્રગટ કરવામાં આવી હતી.

બજાવે તો જે વર્ગ કુદરતી રીતે લડાઇમાં જવા લાયક છે તેઓની ઉપર અસર કરી શકે. મારો અનુભવ સમજુ વર્ગની મોટી અશક્તિ સિદ્ધ કરનારો છે. તેઓ રાષ્ટ્રીયકાર્યમાં પુરતો રસ નથી લેતા એટલે ભરતીનું કામ મુશ્કેલ થઈ પડે છે. તેથી સમજુ વર્ગ જેઓના હાથમાં આ પત્રિકા આવે તેઓ જો આ કાર્ય ઉપર શ્રદ્ધા રાખતા હોય તો તેઓએ તૈયાર થઇ આ મહત્‌કાર્યને સારૂં અભણ અણસમજુ વર્ગ છે તેને પ્રેરવા.

પણ સમજુવર્ગમાં એવા મેં જોયા કે જેઓને આ કાર્યને વિષે શ્રદ્ધા નથી. તેઓને સારૂં આ પત્રિકા લખી છે. તેઓ ધ્યાનપૂર્વક પત્રિકા વાંચે એવી મારી તેમને વિનતિ છે. જે સરકારે આપણી ઉપર જુલમો ગુજાર્યા છે, જેણે આપણને શસ્ત્રરહિત કર્યાં છે, જેણે આપણને બ્હીવડાવીને રાજકારભાર ચલાવ્યો છે, જેણે આપણો પૈસો હરી લીધો છે તેને મદદ કરવા કેમ જઈએ? અમને ઉમળકો જ નથી આવતો. આ દલીલ ભારેમાં ભારે છે. તેનો જવાબ સહેલાઇથી નથી આપી શકાતો એ હું કબુલ કરી લઉં છું. પણ આ સવાલ આ સમયે ઉઠાવવો એ ટુંકી નજર છે. પાછલા દોષો યાદ કરી અત્યારે થતો લાભ જતો કરવો એ વિચારવંતનું કામ નથી. ચાલુ સ્થિતિનો ખ્યાલ કરી કર્તવ્યની રેખા બાંધવી એ ડાહ્યા માણસનું કામ છે. આપણે ઇંગ્રેજની સાથેનો સંબંધ તોડવા માગીએ તો તો જરૂર આપણે મદદ ન જ કરવી જોઇએ. એ સંબંધ તોડવા માગીએ છીએ એ કહેનાર થોડા જ જોવામાં આવ્યા છે. તોડવા માગનાર પણ આજે તોડી ન જ શકે એમ છે એ તો સૌ કોઇ જોઈ શકે એમ છે. તોડવાની શક્તિ આવશે તે સમયે તોડવા આપણે નહિ માગતા હોઇએ એવો પણ સંભવ છે. ગમે તેમ હોય પણ આજે આપણું તારણ ઇંગ્રેજને મદદ કરવામાં જ છે. તેમને મદદ કરવી એ આપણને પોતાને મદદ કરવા બરોબર છે. જયાં આપણો અને એમનો સ્વાર્થ એક જ દિશામાં વહે છે ત્યાં એક બીજાના દોષોનું ચિંતવન કરી એક બીજાની મદદે ન જવું એ તો અતિ અવિચારનું પરિણામ ગણાય. આપણે જે ગામમાં રહેતા હોઈએ તે ગામના

આપણા શત્રુ પર ધાડ આવે ને તેથી આખા ગામને નુકશાન થવાનો સંભવ હોય તો આપણે શત્રુતાને ભુલી જઈશું, અને આવી પડેલી ધાડ દૂર કરવા સારૂ શત્રુની વ્હારે ચડશું, ને ધાડ-પાડુને હાંકી કહાડશું. એવું જ આજ આ યુદ્ધમાં વર્તે છે. અંગ્રેજ સરકારને આપણે વેરી ગણીએ તો પણ આપણે અત્યારે સામાન્ય આફતની સામે થવાની તો જરૂર છે એટલું જ નહિ પણ આપણી ફરજ છે.

પણ યુદ્ધમાં દાખલ થવાથી આપણે આપણી ફરજ બજાવીએ છીએ એટલુંજ નથી. યુદ્ધમાં દાખલ થવાથી આપણે સ્વરાજ્ય મેળવવાનો હક્ક પ્રાપ્ત કરીએ છીએ. દરેક સ્વરાજ્યવાદી બીજું કાંઇ નહિ કરતાં માત્ર યુદ્ધમાં જોડાઈ જાય અને બીજાને પ્રેરે તો સ્વરાજ્ય આજે જ મળે એ હું આગલી પત્રિકામાં જ બતાવી ગયો છું.

બીજી શંકા એ ઉઠાવવામાં આવી છે કે યુદ્ધમાં સારામાં સારા માણસોને મોકલી આપણે તેમને મરાવી નાખવા એ કયાંનો ધર્મ? આમ તો સ્વરાજ્યવાદી સઘળા માર્યા જાય, એટલે આપણે સ્વરાજ્ય શું લેવાના હતા? આ શંકા જો બુદ્ધિમાન માણસોએ ન ઉઠાવી હત તો હું તેને હાસ્યજનક કહેત. હિંદુસ્થાનમાં પાંચ લાખ સ્વરાજ્યવાદી હોય તો આપણે સ્વરાજ્યને લાયક નથી એ તો સ્પષ્ટ છે. પણ શંકા ઉઠાવનારનું કહેવું એ છે કે સ્વરાજ્યવાદી ગમે તેટલા હોય પણ સ્વરાજ્યની હીલચાલ કરનારા સમજુ માણસો તો પાંચ લાખથીએ ઓછા છે. એ વાત ખરી છે. માત્ર એક વસ્તુ ભુલાઈ જાય છે. પાંચ લાખ મરણીઆ માણસોને તૈયાર કરતાં પચાસ લાખ માણસોને કાને યુદ્ધ, સ્વરાજ્ય વગેરેની વાત પહોંચશે, તેઓની આમાં સંમતી હશે. આપણે પાંચ લાખ સ્વતંત્ર માણસોને તૈયાર કરવા ઇચ્છીએ છીએ. એઓ સમજપૂર્વક પોતાની ઈચ્છાએ જશે. તેના મિત્રો, સગાં વગેરેની તેણે સલાહ લીધી હશે એટલે પાંચ લાખ જનારા માણસો પોતાની પાછળ લાખો પોતાના જેવાને મુકી જશે. ખરી વાત તો એ છે કે આપણે લડાઇ કરવાની શક્તિ જ

ખોઇ બેઠા છીએ, વીરતાનો નાશ થઇ ગયો છે. આપણી સ્ત્રીઓનું રક્ષણ કરવા જેટલી પણ આપણામાં શક્તિ નથી. ધર્મને નામે કર્મ (કર્તવ્ય) ભુલ્યા છીએ. ધોળે દહાડે ગામડામાં ધાડ પડે છે તેની સામે પણ આપણે ઉભી શકતા નથી. એક હજારની વસ્તીમાં આઠ માણસો આવી લુંટફાટ કરી ચાલ્યા જઇ શકે એ દેખાવ આખી દુનિયામાં હિન્દુસ્થાનમાં જ બની શકે છે. આ બનાવને જરા તપાસીએ. આઠ માણસને હઠાવી ન શકે એવા શરીરે તદ્દન દુર્બળ ગામડીઆ નથી. તેઓ ધારે તો જરૂર હઠાવી શકે. ત્યારે કેમ ધારતા નથી? ધર્મ તો આડે નથી આવતો. તેઓ દયા લાવી બેસી રહે છે એવું તો નથી. બીજા કોઇ આવીને તેનો બચાવ કરે તો તેનો સ્વીકાર કરે છે. કારણ એ છે કે તેઓને મરણનો ભારે ભય છે. એવી લડાઈમાં પડી પોતાનું શરીર કોણ જોખમમાં નાખે? છોને લુંટે. સરકારનું કામ છે. એ ફોડી લેશે એમ વિચારી ઘરમાં ભરાઇ રહે છે. પડોશીનું ઘર બળે, તેની લાજ લુંટાય, માલ જાય, તેની આ તત્વજ્ઞાનીને પરવા નથી. જ્યાં સુધી આ તત્વજ્ઞાન (અન્ધકાર)નો નાશ નથી થયો ત્યાં લગી હિન્દુસ્થાનમાં ખરી શાંતિ થવાની નથી. સરકારી કે બીજા સિપાહી આવે ત્યારે જ આપણે ગામ બચાવી શકીએ એ સ્વમાન જાળવનારને સારૂં અસહ્ય સ્થિતિ છે. આવી સ્થિતિમાંથી નિકળવાનો આપણે હાથ તાત્કાલિક ઈલાજ આવેલો છે. સિપાહીની ભરતીમાં દાખલ થવાથી આપણને હથિયાર વાપરતાં આવડશે, આપણને કોમી જુસ્સો આવશે ને આપણે ગામોનું રક્ષણ કરવા લાયક બનશું.

કોઈ વળી એવો વાંધો ઉઠાવે છે કે આપણને આપેલાં હથિયાર સરકાર લડાઈને અંતે લઇ જશે. એ વેળા હથિયાર લઈ લે એવો સંભવ છે. પણ આપણને હથિયારના પરવાના મેળવવાનો હક મળશે એમાં તો કાંઇ જ શક નથી. આપણે પાંચ લાખ માણસને લડાઈમાં મોકલીએ પછી તેઓને કે આપણને હથિયાર રાખવાની મનાઇ થાય એ અસંભવિત વાત છે.

અમે જઈએ તો અમારાં બૈરાં છોકરાંનું શું થાય? આ સવાલ તો સૌ પુછે. લડાઈમાં જનારને દર માસે કપડાં, ખાવાપીવા ઉપરાંત પગાર મળે છે. ઓછામાંઓછા ૧૮ રૂપીઆ મળે. અને લાયકાત મુજબ તેનો દરજ્જો વધે. અને પગાર પણ વધે. જો તેનું મરણ થાય તો તેનાં બૈરાં–છોકરાંનું ભરણ–પોષણ સરકાર કરે છે. લડાઈમાંથી પાછા ફરે તેને ઇનામ અકરામ મળે છે. મારી માન્યતા છે કે અન્તમાં જે આર્થિક લાભ સિપાહીગીરીમાં છે તે બીજા ધંધામાં નથી જ મળતો.

પણ એવા લાભ તો ઈંગ્રેજોને જ મળી શકે છે, આપણને કયાં મળે છે એમ કહેનાર સાંભળ્યા છે. તેઓને કહેવાનું કે આપણી મહેનતથી પાંચ લાખ સમજુ માણસનું લશ્કર થાય અને તેઓને ઈંગ્રેજ જેટલા જ હક ન મળે એ બનવા જોગ નથી. એવું બને તો પાંચ લાખની અને આગેવાનોની ખામી જ સિદ્ધ થાય. પાંચ લાખ સ્વયંસેવકોનું લશ્કર પેદા થાય તો તે લશ્કર ઈંગ્રેજ લશ્કરની બરાબરી કરે ને તેના જેટલાજ હકો મેળવે. પાંચ લાખનું આ પ્રમાણે લશ્કર ઉભુ થવામાં જ હકો સમાયલા છે.

તમે કહો છો વગર શરતે લડાઈમાં જાવ. બીજા સલાહકાર કહે છે સરખા હકનું વચન લઇને જાવ. ત્રીજા કહે છેજવાને બંધાયા જ નથી. ઉંઘ વેચીને ઉજાગરો ન કરો. આવી ત્રણ સલાહમાં અમે ગુંચવાઈએ છીએ. અમને તો લાગે છે કે આવી સ્થિતિમાં જેવા છીએ તેવા રહીએ એ ડહાપણ જણાય છે. આ મારો નમ્ર ઉત્તર છે કે આવાં વાકયો તો ભીરૂનાં છે. જેમ જેમ કાળ જશે, તેમ તેમ પક્ષો બંધાશે, જુદા મતો પડશે. એ બધાને તમારે વિચારવા પડશે. લડાઇમાં ભાગ ન જ લેવો એ તો જેને સરકારની જીતની સાથે સંબંધ ન હોય તે જ કહે. જે સ્વરાજ્ય લેવાની તમે અને આપણે બધાએ પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞાની ખાતર પણ લડાઈમાં ભાગ નહિ લઇએ એવી વાત કરવી એ સ્વરાજ્યનો દ્રોહ હું તો ગણું છું. શરત કરાવીને સેનામાં દાખલ થતાં આપણું દાખલ થવાનું રહી જવાનો અને સ્વરાજ્યની

યોજના પણ મુલતવી રહેવાનો ભય રહ્યો છે. લશ્કરમાં દાખલ થવામાં જ સ્વરાજ્યની અને આપણા દેશની સહિસલામતી છે. ભરતીમાં દાખલ થવાથી સ્વરાજ્યને ધક્કો તો ન જ પહોંચે એમ બધા પક્ષ કબુલ કરે. એટલે ત્રણે પક્ષમાં મુકાબલે પણ ભરતીમાં દાખલ થવું એ જ સારો ગણાય એમ હું માનું છું. મારી ઉમેદ છે કે ખેડા જીલ્લાના ભાઇઓ પોતાની ફરજ બજાવશે, અને પોતાનાં નામ સ્વયંસેવકોને આપશે, અથવા પરબારાં આશ્રમ ઉપર મોકલી દેશે.

બ્હેનો આ કાર્યમાં મદદ કરશે એવી મારી ઉમેદ છે. હું જાણું છું કે કેટલીક બ્હેનો પોતાના ધણીને અને દીકરાઓને જતાં અટકાવે છે. તેઓ ઉંડા ઉતરી વિચાર કરશે તો સમજશે કે પોતાના ધણી કે છોકરા વીર પુરૂષ થાય એમાં તેઓનો સ્વાર્થ છે, દેશનો તો છે જ.

# આર્થિક પ્રગતિ કે નૈતિક પ્રગતિ.*

આજના વિષય ઉપર તમારી સમક્ષ બોલવા શ્રીયુત **કપિલદેવ માલવીયા**નું આમંત્રણ મેં સ્વીકાર્યું, તે વખતે મને મારી અપૂર્ણતાનું પૂરૂં ભાન હતું. તમારી અર્થશાસ્ત્રની સમિતિ છે. આ અને આવતા વર્ષના તમારા અભ્યાસક્રમમાં દાખલ કરવામાં આવેલા વિષયોનું વિવેચન કરવા તમે પ્રસિદ્ધ અને નિપુણ પુરૂષોને પસંદ કર્યા છે. સોંપવામાં આવેલા કાર્ય માટે નાલાયક એવો વક્તા હું એક જ હોઉં એમ જણાય છે. ખુલ્લા રીતે અને ખરૂં કહું તો, જેને તમે સામાન્યતઃ અર્થશાસ્ત્ર સમજો છો તે મને નામનું જ આવડે છે. એક દિવસ એક નાગરિક મિત્રે મારી વિલક્ષણતા વિષે મારા ઉપર પ્રશ્નોનો વર્ષાદ વરસાવ્યો હતો. તેણે મારી ઉલટ પાલટ તપાસ શરૂ કરી, અને મેં તેમ ખુશીથી કરવા દીધું. તેને વિના મુશ્કેલીએ જણાઇ આવ્યું કે જે જે વિષય હું હાથ ધરૂં છું તેમાં મારૂં ગાઢ અજ્ઞાન હોવા છતાં, હું તેની ચર્ચા અતિ દૃઢતાથી કરૂં છું, કે જેમ કરવું માત્ર તે જ પુરૂષને છાજે કે જેને પોતાનાં અજ્ઞાનનું ભાનજ નથી. અર્થશાસ્ત્રના પ્રસિદ્ધ અને પ્રમાણભૂત લેખકો, જેવા કે **મિલ**, **મારશલ** **એડમ સ્મીથ** અને અન્ય લેખકગણોના ગ્રન્થો પણ મેં વાંચ્યા નથી એમ તેને જણાયું, ત્યારે તો તેને કમકમાટી છૂટી અને રોષ પણ ચઢ્યો. નિરાશ થઇ, અંતે તેણે મને સલાહ આપી કે પ્રજાના ભોગે આર્થિક વિષયમાં હું અખતરા કરૂં તે પહેલાં મારે તે ગ્રન્થો વાંચી જવા જોઇએ. તે ભાગ્યે જ જાણતો હશે કે હું એક એવા પાતકી જેવો છું કે જેને પ્રાયશ્ચિત્ત આપવું પણ નકામુ

* અલ્લાહબાદમાં, ૧૯૧૬ ના ડિસેંબરમાં, મ્યુર સેંટ્રલ કોલેજની અર્થશાસ્ત્રની સમિતિની એક સભામાં આ ભાષણ આપવામાં આવ્યું હતું.

છું. મારા પ્રયોગો વિશ્વાસુ મિત્રોના ભોગે કરવામાં આવે છે. જીવનમાં એવી કેટલીક ક્ષણો આવે છે કે જ્યારે કોઇ વિષે આપણને બાહ્ય પ્રમાણની અપેક્ષા રહેતી નથી. અંતરાત્મા આપણને કહે છેઃ 'તું ખરા રસ્તે છે; જમણી કે ડાબી બાજુએ ન વળતો; પરન્તુ તે સીધા અને સાંકડા માર્ગે તું ચાલ્યા કરજે.' આવી સહાયતાથી આપણે ધીમે ધીમે પરન્તુ ખાતરીથી અને એક સરખી રીતે આગળ વધી શકીએ છીએ. મારી આવી સ્થિતિ છે. મારા માટે તે સંતોષકારક છે, પણ તમારા જેવી સમિતિની આવશ્યકતાઓ તેનાથી કોઇ રીતે પૂરી પડી નહિ શકે. આમ છતાં, શ્રીયુત કપિલદેવ માલવીયા સાથે રકઝક કરવી નકામી જણાઇ. તમારી સમક્ષ મારી પાસે એકાદવાર ભાષણ કરાવવા તેઓ પુંઠે લાગ્યા હતા. મારૂં બોલવું વખતે તમને વિષયાંતર જેવું લાગશે. દિવસો સુધી મિષ્ટાન્ન ભોજન કર્યા પછી એકાદ ઉપવાસ ઘણીએવાર જરૂરનો જણાય છે. જેવું શરીરનું છે, તેવું મનનું પણ છે, અને આજ સાંજના તમારાં મનને મિષ્ટાન્ન જમવાને બદલે ઉપવાસ કરવો પડે, તો મને ખાતરી છે કે જે મિષ્ટાન્ન ભોજન રાવ બહાદુર પંડિત અંબિકાપ્રસાદ તા. ૧૨ મી જાન્યુઆરીએ તમને કરાવવાના છે તેનો તમે ઘણી હોંશથી સ્વાદ કરશો.

મારા પ્રયોગ અને અનુભવ ક્ષેત્રમાં હું તમને લઇ જાઉં, તે પહેલાં આપણે આજના વિષયનો અર્થ પરસ્પર સમજી લઇએ તો વધારે સારૂં. શું આર્થિક પ્રગતિ સત્યપ્રગતિની આડી આવે છે? મને લાગે છે કે આર્થિક પ્રગતિથી આપણે અમર્યાદિત ભૌતિક ઉન્નતિ સમજીએ છીએ, અને સત્યપ્રગતિને આપણે નૈતિક પ્રગતિ કહીએ છીએ, જેનો અર્થ આપણામાં રહેલ સનાતન તત્વની પ્રગતિ કરવા બરોબર થાય છે. એટલે, વિષય આ પ્રમાણે રજુ કરી શકાયઃ શું ભૌતિક પ્રગતિનાં પ્રમાણમાં જ નૈતિક પ્રગતિ થઈ શકતી નથી? હું જાણું છું કે જે પ્રશ્ન આપણી પાસે છે તેના કરતાં આ વધારે વિશાળ છે. પરન્તુ હું એમ માનું છું કે સંકુચિત તત્વની વાત કરતા હોવા છતાં આપણે

હમેશાં વિશાળ તત્વની જ વાત કરવા માગતા હોઈએ છીએ. આપણી આ દૂષ્ટ સૃષ્ટિમાં સંપૂર્ણ શાંતિ કે આરામ જેવું કોઈ તત્વ નથી એવું સમજવા પૂરતું વિજ્ઞાન આપણને આવડે છે. જો ભૌતિક પ્રગતિ નૈતિક પ્રગતિની આડી આવતી ન હોય તો તેનાથી નૈતિક પ્રગતિની અવશ્ય વૃદ્ધિ થવી જોઇએ. વળી, જેઓ આ મત સ્વીકારે છે, તેઓ પોતાનો પક્ષ એવી કઢંગી રીતે રજુ કરે છે કે જેથી આપણને સંતોષ નથી વળતો. સર વિલિયમ હંટરના કહેવા પ્રમાણે, હિંદના ત્રણ કરોડ વતનીઓને માત્ર એક જ ટંક ખાવાને મલે છે. આ બીનાથી તેઓ મૂંઝાઇ ગયા હોય એમ જણાય છે. એટલે, તેઓ એમ કહે છે કે આપણે પ્રજાનાં નૈતિક સુખનો વિચાર કે વાત કરીએ તે અગાઉ આપણે તેની હરરોજની જરૂરીયાતો પૂરી પાડવા ઉપર ધ્યાન આપવું જોઈએ. તેઓ કહે છે કે આ લોકોની બાબતમાં ભૌતિક પ્રગતિ નૈતિક પ્રગતિનું સ્થાન લે છે, અને પછી આ ઉપરથી તેઓ એકદમ આવા ઠરાવ ઉપર આવી જાય છે કે જે ત્રણ કરોડ માણસ માટે સાચું છે તે આખાં વિશ્વ માટે ખરૂં હોવું જોઇએ. તેઓ ભૂલી જાય છે કે અસાધારણ પ્રસંગો ધ્યાનમાં રાખી ઘડવામાં આવતા ધારા ખરાબ હોય છે. મારે કહેવાની ભાગ્યે જ જરૂર છે કે આ અનુમાન કેટલું બધું હાસ્યાસ્પદ અને વિવેકહીન છે. કોઈએ કદી એવું જણાવ્યું નથી કે બેહદ ગરીબાઇનું પરિણામ નૈતિક અધઃપાત વિના બીજું આવી શકે. દરેક મનુષ્યને જીવવાનો હક છે અને તેથી પોતાનું પોષણ કરવાનાં સાધનો અને જ્યાં જરૂર હોય ત્યાં પોતા માટે વસ્ત્ર અને ઘર મેળવવાનો પણ હક છે. પરન્તુ આ અતિ સહેલાં કાર્ય માટે આપણને અર્થશાસ્ત્રીઓની અથવા તેઓના સિદ્ધાંતોની સહાયતાની જરૂર નથી.

'આવતી કાલની ચિંતા ન કરો': આ આદેશનું પ્રતિપાદન દુનિયાના લગભગ બધા ધર્મગ્રન્થો કરે છે. સુવ્યવસ્થિત સમાજમાં પોતાની આજીવિકા પ્રાપ્ત કરવી દુનિયામાં સૌથી સહેલી વસ્તુ હોવી જોઇએ. ખચીત, દેશની સુવ્યવસ્થાની કસોટી, તેનાં લક્ષાધિપતિઓની સંખ્યા ઉપરથી નથી કરવાની,

પરન્તુ તેના જનસમુદાયમાં કેટલે અંશે ભૂખમરાનો અભાવ છે તેના ઉપરથી કરવાની છે. એક જ પ્રશ્ન તપાસવાનો છે, અને તે આ છે: ભૌતિક પ્રગતિ એજ નૈતિક પ્રગતિ છે એવો સર્વસામાન્ય નિયમ બાંધી શકાય કે કેમ.

આપણે હવે કેટલાંક ઉદાહરણો તપાસશું. જે અરસામાં રોમે બેહદ સંપત્તિ સંપાદન કરી હતી, તે જ અરસામાં તેનું નૈતિક પતન થયું હતું. તેજ પ્રમાણે મીસર દેશનું અને ઈતિહાસને જાણીતા બીજા ઘણા ખરા દેશોનું થયું હતું. જે વખતે રાજવંશી ભગવાન કૃષ્ણના વંશજો અને સંબંધીઓ સંપત્તિમાં ગરકાવ થઈગયા હતા, તે જ વખતે તેઓ પણ હેઠે પડ્યા હતા. રોકફેલર અને કાર્નેગી જેવા ધનિકોમાં સામાન્ય પ્રમાણમાં પણ નીતિ નથી એમ આપણે બતાવવા માગતા નથી. આપણે તો તેઓ તરફ ખુશીથી ઉદાર નજરે જોઇએ છીએ. હું એ કહેવા માગું છું કે આપણે તેઓ પાસેથી આદર્શ નીતિનાં પાલનની આશા પણ રાખતા નથી. તેઓને સંપત્તિની પ્રાપ્તિ થવાથી, નૈતિક પ્રાપ્તિ પણ થઈ છે, એમ ખાસ કહી ન શકાય. દક્ષિણ આફ્રિકામાં આપણા હજારો દેશબંધુઓના ઘણા નિકટ સમાગમમાં આવવા હું ભાગ્યશાળી થયો છું. ત્યાં મને લગભગ બિનઆપવાદ એવો અનુભવ થયો હતો કે જેની સંપત્તિ વિશેષ હતી, તેની નીતિ પણ તેના પ્રમાણમાં શિથિલ હતી. ઝાઝું ન કહેતાં, સત્યાગ્રહના નૈતિક યુદ્ધમાં ગરીબોએ પોતાનો ફાળો આપ્યો હતો, પરન્તુ ધનિકો તેમ નહોતા કરી શકયા. જેટલે અંશે ગરીબમાં ગરીબની સ્વાભિમાનની વૃત્તિ દુખાઇ હતી, તેટલે જ અંશે ધનિકોની નહોતી દુખાઈ. મારી કફોડી સ્થિતિથી મને ડર ન લાગતો હતે તો હું એમ પણ બતાવતે કે અહીં આપણા દેશમાં પણ સંપત્તિના હોવાથી ખરા વિકાસને હાની પહોંચી છે. હું એમ માનું છું કે ઘણાએ અર્વાચીન પાઠ્ય-પુસ્તકો કરતાં દુનિયાનાં ધર્મશાસ્ત્રો અર્થશાસ્ત્રના નિયમો સમજાવવા માટે વધારે સંગીન અને નિ:સંદેહ લેખો છે. જે પ્રશ્ન આપણે આજે વિચારીએ છીએ તે કંઇ નવો નથી. આજથી



પ્રેમ મૂર્તિ જીસસ ક્રાઇસ્ટ.

બે હજાર વર્ષ ઉપર આ જ પ્રશ્ન જીસસને પૂછવામાં આવ્યો હતો. સેંટ માર્કે* તે પ્રસંગનું આબેહુબ વર્ણન કર્યું છે. જીસસ શાંત ચિત્તે બેઠા છેઃ તેઓ ઉત્સાહમાં છે, અને અમરતાની વાતો કરે છે. પોતાની આસપાસની દુનિયાને તેઓ પીછાને છે. પોતાના સમયના તેઓ સૌથી મ્હોટા અર્થશાસ્ત્રી છે. તેઓ દેશકાળનો ઉપયોગ યથાર્થ કરી શકયા છે, બલ્કે, તેઓ તેનાથી પણ, દેશકાળથી પણ, પર ગયા છે. તેમની તેજસ્વિતા પૂર્ણ રીતે ઝળકી રહી છે. તેવામાં એક જણ દોડતો આવે છે, પગે પડે છે, અને પૂછે છેઃ 'સદ્‌ગુરૂ, મને અમરતા શું કરવાથી મળી શકે ?' જીસસે તેને કહ્યુંઃ 'તું મને સદ્‌ગુરૂ શા માટે કહે છે ? ઈશ્વર એક જ સદાત્મા છે; તે સિવાય તેવું બીજું કોઈ નથી. તું ધર્મના આ આદેશો જાણે છેઃ વ્યભિચાર ન કર, હિંસા ન કર, ચોરી ન કર, ખોટી સાક્ષી ન પૂર, દગો ન કર, માતપિતાને માન આપ.' તેણે જવાબ આપતાં કહ્યુંઃ 'ગુરૂજી, આ બધાનું પાલન મેં મારા બાલ્યથી જ કર્યું છેઃ' જીસસને તેના તરફ જોતાં તેના ઉપર વ્હાલ આવ્યું, અને કહ્યુંઃ 'એકની તારામાં ખામી છે. તારે ઘેર જા, તારૂં સર્વસ્વ વેંચી નાખ, અને ગરીબને આપી દે; અને તેમ કરેથી તને સ્વર્ગમાં સંપત્તિ મળશે. પછી પાછો આવ, મારા ધર્મકાર્યમાં જોડા, અને મને અનુસર.' પરન્તુ તેને આ સાંભળત ખેદ થયો, અને નિરાશ થઇ ચાલ્યો ગયો; કારણ કે તેની પાસે ઘણી સંપત્તિ હતી. જીસસે ચોમેર નજર ફેરવી અને પોતાના શિષ્યોને કહ્યુંઃ 'જેઓ પાસે લક્ષ્મી છે તેઓ ભાગ્યે જ દેવના દરબારમાં દાખલ થઈ શકશે.' આ શબ્દો સાંભળતાં, શિષ્યોને નવાઈ લાગી. જીસસે ફરીથી તેઓને કહ્યુંઃ 'શિષ્યો, જેઓને લક્ષ્મીમાં શ્રદ્ધા છે તેઓ માટે દેવના દરબારમાં દાખલ થવું અતિશય કઠણ છે. સોંઈનાં નાકામાંથી વખતે ઉંટ પસાર થઈ શકે, પરન્તુ દેવના દરબારમાં તો ધનિકને પેસવું અતિશય કઠણ છે.' આવી રીતે સર્વોત્તમ શબ્દોમાં જીવનનું સનાતન સૂત્ર સમજાવવામાં આવ્યું છે. પરન્તુ જેમ આપણને અત્યારે આ શબ્દો

* Gospel of Saint Mark: Chapter 10.

ઉપર શ્રદ્ધા નથી બેસતી, તેમ તે વખતે શિષ્યોનું પણ થયું. જેમ આપણે આજે કહીએ છીએ, તેમ તે વખતે તેઓએ જીસસને કહ્યું: 'પરન્તુ, વ્યવહારમાં તો તે સૂત્રનો ભંગ થતો જણાય છે. અમે અમારૂં સર્વસ્વ વેંચી નાખીએ, અને અમારી પાસે કંઈ ન રહે, તો પછી, અમારી પાસે ખાવાને પણ કંઇ નહિ રહે. અમારી પાસે પૈસો હોવો જોઇએ, નહિ તો અમે સાધારણ રીતે પણ નીતિમાન નહિ રહી શકીએ.' આવી રીતે તેઓએ પોતાની મુશ્કેલી રજુ કરી. તેઓ અતિશય આશ્ચર્યચકિત થયા, અને અંદર અંદર કહેવા લાગ્યા: 'ત્યારે ઉદ્ધાર કોનો થઈ શકશે?' જીસસે તેઓ તરફ જોઇને કહ્યું: 'માણુસ માટે તેમ કરવું અશક્ય હશે, પરન્તુ ઇશ્વર માટે તેમ નથી. ઇશ્વર માટે તો બધું સંભવે છે.' ત્યાર પછી પિટરે તેમને કહ્યું: 'પણ અમે તો સર્વસ્વનો ત્યાગ કર્યો છે, અને તમારી પાછળ આવ્યા છીએ.' જીસસે જવાબ આપ્યો: 'નિઃસંદેહ રીતે હું તમને કહું છું કે જે મારા માટે અને ધર્મ માટે, પોતાનાં ઘરબાર, ભાઈઓ, બ્હેનો, પિતા, માતા, સ્ત્રી, બાળક અને ભૂમિનો ત્યાગ કરે છે, તેને હેરાન ગતિ ભોગવવા છતાં ઇહિ લોકમાં જ ઘરબાર, ભાઈઓ, બ્હેનો, માતાઓ, બાળકો અને ભૂમિ, સોગણી રીતે મળી રહે છે, અને પરલોકમાં અમર જીવન મળે છે. પરન્તુ આ માર્ગે જવામાં જેઓ સૌથી પહેલાં હશે, તેઓમાંથી ઘણાઓ છેલ્લાં રહી જશે, અને છેલ્લાં જનારાઓમાંથી કેટલાંક પહેલાં થઇ જશે.' ઉપર જણાવેલા નિયમનું પાલન કરવાથી આ પ્રમાણે પરિણામ આવે છે, અથવા કહો કે આવું ફળ મળે છે. બીજા હિન્દુ–ઈતર ગ્રન્થોમાંથી આનાજ જેવા અવતરણો ઉતારવાનો શ્રમ મેં નથી ઉઠાવ્યો, અને જીસસે જણાવેલા નિયમને અનુમોદન દેનાર વચનો, અને ઉપર ટાંકેલા બાઇબલના ઉતારાઓ જેના તરફ મેં તમારૂં ધ્યાન ખેંચ્યું છે તેના કરતાં વધારે સબળ વચનો આપણા સાધુસંતોના લખાણોમાંથી અહીં કહી સંભળાવી હું તમારૂં અપમાન કરવા નથી ઇચ્છતો. જે પ્રશ્ન આપણે અત્યારે વિચારીએ છીએ તેનો સબળમાં સબળ ઉત્તર, પ્રત્યક્ષ રીતે,

જગતના સૌથી મ્હોટા ઉપદેશકોનાં જીવનમાંથી મળે છે. જીસસ, મહમદ, બુદ્ધ, નાનક, કબીર, ચૈતન્ય, શંકર, દયાનંદ, રામકૃષ્ણ, હજારો માણસો ઉપર અત્યંત કાબૂ ધરાવતા હતા, અને તેઓનાં ચારિત્ર ઘડવામાં નિમિત્તભૂત થયા હતા. તેઓનાં જીવનથી જગત વધારે સંપન્ન બન્યું છે. અને આ બધા નરોએ બુદ્ધિપૂર્વક દરિદ્રતાનો સ્વીકાર કર્યો હતો.

મને લાગે છે કે જેટલે અંશે આપણે હાલની ભોગની ઘેલછાને આપણી નેમ તરીકે માન્ય કરીએ છીએ, તેટલે જ અંશે પ્રગતિના માર્ગે આગળ વધવાને બદલે પાછા પડીએ છીએ. એટલે જ, મેં મારો વિચાર આટલા વિસ્તારથી રજુ કર્યો છે. હું એમ માનું છું કે આર્થિક પ્રગતિ, જેનો અર્થ મેં ઉપર સમજાવ્યો છે, તે ખરી પ્રગતિને પ્રતિકુળ છે. તેથી જ, પ્રાચીન આદર્શ સંપત્તિ સંપાદન કરવાની પ્રવૃત્તિ ઉપર અંકુશ મુકવાનો હતો. આથી ભોગની લાલસાનો નાશ થઈ જાય છે એમ નથી. આપણામાંથી હજી પણ એવા નીકળશે, જેમ હમેશાં થતું આવ્યું છે કે જેઓનાં જીવનની નેમ લક્ષ્મી પ્રાપ્ત કરવાની હોય છે. પરન્તુ આપણે સદા એમ જ માન્યું છે કે તેવી નેમ રાખવી એ આદર્શને વિસારે મુકવા બરોબર છે. આ જાણતાં આનંદ થાય એવું છે કે આપણામાંથી મ્હોટામાં મ્હોટા ધનિકોને ઘણી વાર એમ થાય છે કે જો તેઓ પોતાની ઈચ્છાથી ગરીબાઇમાં રહ્યા હતે તો તેઓ વધારે ઉંચી દશા ભોગવતા હતે. શ્રી અને ભગવાનની સેવા સાથે સાથે ન થઇ શકે એ અર્થશાસ્ત્રનું એક અમૂલ્ય સત્ય છે. આપણે આપણી પસંદગી કરવાની છે. પશ્ચિમની પ્રજા અત્યારે વિરોચની સત્તા હેઠળ ચગદાય છે. તેઓની નૈતિક પ્રગતિ અટકી પડી છે. તેઓ પ્રગતિનો ખ્યાલ પૈસા ઉપરથી કરે છે. અમેરિકાની સંપત્તિ આદર્શ મનાય છે. બીજી પ્રજાઓની આંખ તેના ઉપર છે. મેં આપણા ઘણા દેશબંધુઓને એમ કહેતા સાંભળ્યા છે કે તેઓ અમેરિકા જેટલી દોલત મેળવવાનો પ્રયત્ન અમેરિકાની યુક્તિઓ ગ્રહણ કર્યા વિના કરશે. મને લાગે છે કે

કદી આવો પ્રયત્ન કરવામાં આવશે તો તે જરૂર નિષ્ફળ નીવડશે. એક જ ઘડીએ આપણે ડાહ્યા, શાંત અને ઉન્મત્ત ન થઈ શકીએ. હું ઈચ્છું છું કે આપણા નેતાઓ આપણને નીતિની નજરે જગતમાં સર્વોપરિ પદ મેળવવા શીખાડે. એમ કહેવાય છે કે આપણી ભૂમિ એક વખત દેવોનું નિવાસસ્થાન હતું. જે ભૂમિ મિલની ચીમનીના ધૂમાડાથી અને તેના ઘોંઘાટથી જોવી ન ગમે તેવી કદ્રુપી થઇ છે, અને જેના રસ્તા ઉપર ખીચોખીચ ભરેલા ઘણા ડબાઓ ખેંચી જતાં ઇંજીનો વેગથી દોડી રહ્યા છે, તે ભૂમિ દેવોનું નિવાસસ્થાન રહે એ કલ્પી શકાતું નથી. આવી રીતે મુસાફરી કરનારાઓને 'પોતે શાની શોધમાં છે' તેની ભાગ્યે જ ખબર હોય છે; તેઓ ઘણીવાર બેધ્યાન હોય છે; તેઓને ગાડરની પેઠે એક જ ડબામાં દબાવીને પૂરવામાં આવતા હોવા છતાં, અને સાવ અપરિચિત જણો—જેઓ બની શકે તો તેઓને બહાર કાઢી મૂકે, અને તેવી જ રીતે તેઓ પણ તેવા અપરિચિત જણોને કાઢી મૂકવા ઈચ્છતા હોય છે—એવા જણો સાથે હોવ છતાં, તેઓનાં મનમાં કંઈ જ લાગતું નથી. હું આ વસ્તુઓનો ઉલ્લેખ કરૂં છું, કારણ કે ભૌતિક પ્રગતિના ચિહ્નરૂપે તેને રજુ કરવામાં આવે છે. પરન્તુ તેનાથી આપણા સુખમાં રતિભાર પણ વધારો થતો નથી. વૉલેસ* નામના એક મ્હોટા વિજ્ઞાનીએ પોતાનો મત વિચારપૂર્વક આ પ્રમાણે રજુ કર્યો છેઃ 'ભૂતકાળના અત્યારે મળતા પ્રાચીનમાં પ્રાચીન લેખો ઉપરથી આપણને એમ માનવા ઘણા કારણો મળે છે કે સામાન્ય નૈતિક વિચાર અને કલ્પના, પ્રમાણભૂત નીતિનું ધોરણ, અને તેના આધારે રચાયલો આચાર, અત્યારની પ્રચલિત સ્થિતિ કરતાં કોઇ રીતે પણ ઉતરતાં ન હતાં.' સંપત્તિ મેળવી જે સ્થિતિએ અંગ્રેજી પ્રજા પહોંચી છે તેનું નિરીક્ષણ તેણે ઘણાં પ્રકરણો લખી કર્યું છે. તે કહે છેઃ 'ઝડપથી થતી સંપત્તિમાં વૃદ્ધિ અને સૃષ્ટિ ઉપરની આપણી સત્તામાં થતો વધારો, આપણી અપરિપકવ સંસ્કૃતિ ઉપર, આપણા ઉપર-ચોંટિયા ખ્રીસ્તી ધર્મ ઉપર અનહદ ભારરૂપ થઈ પડ્યાં છે. તેની

* A. R. Wallace: 'Studies: Scientific and Social.'

જ સાથે પૂર્વે કદી ન અનુભવેલી એવી અનીતિ જીવનમાં પેઠી છે અને આપણને તાજુબ કરી નાખે છે. વળી તેણે એમ પણ સિદ્ધ કર્યું છે કે કારખાનાઓ સ્ત્રીપુરૂષ અને બાળકોના ભોગે ઉભા કરવામાં આવે છે, અને જેમ જેમ દેશની દોલત વધતી જાય છે તેમ તેમ તેની નીતિ શિથિલ પડતી જાય છે. ગામની અસુઘડતા, પ્રાણઘાતક ધંધાઓ, માલમાં ભેળસેળ કરવાની યુક્તિ, લાંચ, અને જુગાર, આ બધાનો વિચાર કરી તેણે ઉપર કહ્યાં પ્રમાણે બતાવી આપ્યું છે. તેણે એમ પ્રતિપાદન કર્યું છે કે સંપત્તિ વધવાથી ન્યાયમાં અનીતિ પેઠી છે, દારૂને લઈ થતા મરણોની અને આપઘાત કરનારની સંખ્યા વધી છે, અકાળે થતા જન્મની સરેરાસમાં અને જન્મથી રહી જતી ખોડોમાં વધારો થયો છે, તથા વ્યભિચારે ધંધાનું રૂપ લીધું છે. પોતાનું નિરીક્ષણ પૂરૂં કરતાં તેણે આ માર્મિક શબ્દો કહ્યા છે:

‘ છૂટા છેડાની અદાલતોના વહિવટ ઉપરથી દોલત અને નવરાશના પરિણામોનાં બીજા રૂપો ધ્યાનમાં આવે છે. લંડનના ઉપલા વર્ગમાં લાંબો વખત સુધી ફરેલ એવા એક મારા મિત્રે મને ખાતરીપૂર્વક જણાવ્યું છે કે લંડન તેમ જ ધનિકોનાં ગ્રામ્ય-નિવાસમાં વારંવાર અનેક પ્રકારની ભોગલીલા થતી જોવામાં આવે છે, જેવી રોમના અધમમાં અધમ સામ્રાટના સમયમાં પણ ભાગ્યે જ થતી. લડાઈ માટે પણ મારે કંઇ કહેવાપણું રહેતું નથી. રોમનું સામ્રાજ્ય સ્થપાયા પછી, લડાઇ થોડે ઘણે અંશે હંમેશની થઈ રહી છે. અત્યારે હવે બધી સુધરેલી પ્રજાઓમાં લડાઈ માટે દેખીતો અણગમો જણાય છે. છતાં લડાઈ માટે રાખવામાં આવતી તૈયારીઓ અને સુલેહ જાળવવા માટે ભાવપૂર્વક પ્રગટ કરવામાં આવતી ઈચ્છા, આ બે ઉપરથી જણાઇ આવવું જોઇએ કે રાજ્ય ચલાવનાર વર્ગોમાં માર્ગદર્શક તત્વ તરીકે નીતિનો લગભગ સાવ અભાવ છે. ’

બ્રિટિશ છાયા હેઠળ આપણે ઘણું શીખ્યા છીએ, પરન્તુ મારી આ દૃઢ માન્યતા છે કે બ્રિટન પાસેથી આપણે વાસ્તવિક નીતિના વિષયમાં ભાગ્યે જ કંઈ મેળવવાનું છે; અને જો આપણે

સાવચેત નહિ રહીએ તો ભોગપ્રધાનવાદના રોગને લઇને બ્રિટન જે દોષોનો ભોગ થઈ પડ્યું છે તેને આપણે આપણા દેશમાં દાખલ કરી દેશું. જો આપણે આપણી સંસ્કૃતિને વળગી રહેશું, અને આપણો નૈતિક વ્યવહાર સરળ રાખશું, એટલે કે ભવ્ય ભૂતકાળના ગીત ગાવાને બદલે, આપણે તે સમયના જેવું જ જીવન ગાળશું, તો જ બ્રિટન સાથેના સંબંધમાંથી લાભ મેળવી શકશું. તે આપણને અમલદારો પૂરા પાડે છે, એટલે આપણે તેની નકલ કરીએ છીએ, પરન્તુ તેમ કરેથી તેઓની તથા આપણી બંનેની અધોગતિ થાય છે. આપણે આદર્શોથી ડરવું નહિ જોઇએ; તેમ તે પ્રમાણે યથાશક્તિ વર્તન કરવામાં પાછા પડવું ન જોઈએ. જ્યારે આપણી પ્રજા સુવર્ણ કરતાં વિશેષ સત્યાં સત્તા, અને સંપત્તિના આડંબર કરતાં વિશેષ નિર્ભયતા, અને સ્વાર્થ કરતાં વિશેષ ઔદાર્ય બતાવશે, ત્યારે જ તે ખરી ધાર્મિક પ્રજા થશે. જો આપણા ઘરોમાં, આપણા મહેલોમાં, આપણ, મંદીરોમાં, આપણે ધનની સત્તાને બદલે નીતિની સત્તા સ્થાપશું તો જબરી સેનાનો ભાર વ્હોર્યાં વિના પણ આપણે ગમે તેવા શત્રુના સમૂહ સામે લડી શકશું. જો આપણે પ્રથમ દેવદરબારની અને દેવની ઋજુતાની શોધ કરશું તો પછી કદી ખોટું ન પડે એવું વચન છે કે આપણને બીજું બધું મળી રહેશે. આજ ખરૂં અર્થશાસ્ત્ર છે. તમે અને હું તેવા શાસ્ત્રનું જતન કરી શકીએ, અને આપણાં જીવનમાં તેનો અમલ કરી શકીએ એવી મારી અંતરની આશા છે.

## સહકારિતાનો નૈતિક આધાર.

### આરંભના બે બોલ. *

શંકાશીલ થોમસની જે સ્થિતિ જીસસ પાસે હતી તેવી જ સ્થિતિ અત્યારે સહકારિતાના વિષયમાં નિપુણ વ્યક્તિઓ અને તેમાં માનનારાઓની સમક્ષ મારી છે. હું નિખાલસ દિલે ટીકા કરવા અને સાવધતા રાખવાની સૂચના કરવા આવ્યો છું. પરંતુ ગુણદોષનું દિગ્દર્શન કરવા વિષે હું ઉંચા વિચારો ધરાવું છું. મને લાગે છે કે કંઇક વ્યવહારૂ ઘટના કરી બતાવીને ટીકા કરવામાં આવે તો જ તેની કંઇક કિંમત હોઈ શકે. તેવા પ્રકારનું કાર્ય હું આ ઘડીએ તમને બતાવી શકું એમ નથી. આ પરિષદ માટે મેં લખેલા ન્હાના નિબંધમાં બતાવ્યું છે તેમ, મારાં કાર્યની તો હજી શરૂઆત જ છે. એટલે સહકારિતામાં પારંગત એવા તમારી પાસે હું પ્રાથમિક વર્ગમાં અભ્યાસ કરનાર બાળક જેવો જણાઉં છું. એટલે આજે મારી ટીકાને જાઝું વજન મળવા સંભવ નથી. પરંતુ હું જ્યારે સહકારિતાની પ્રવૃત્તિનો ઇતિહાસ, સ્થાન, અને તેને લગતાં આંકડાઓ શીખી લઈશ ત્યારે હું તેમાં પારંગત થઈશ. અને ત્યારે જે ટીકા હું કરીશ તેના ઉપર પૂરતું ધ્યાન દેવામાં આવશે. આ મ્હોટી સભામાં હાજર રહેલાં તમો સર્વેમાં, નામદાર ગવર્નરથી લઈ ઠેઠ પટાવાલા સુધીમાં, વણાટ-કામ વિષે જે ભાવના હું ધરાવું છું અને જે વિષે મેં મારા નિબંધમાં ઉલ્લેખ કર્યો છે, તે કોઈક દિવસ પણ જગાડવા હું ઉમેદ રાખું છું. આ સભામાં નામદાર ગવર્નરથી લઈ પટાવાલો

* ૧૯૧૭ માં મળેલી બોંબે પ્રોવિંશીયલ કોઓપરેટિવ કૉંફરન્સ સમક્ષ 'સહકારિતાનો નૈતિક આધાર' વિષેના નિબંધના પ્રસ્તાવ તરીકે આ કથન કરવામાં આવ્યું હતું.

સુધા, સર્વે હાથે વણેલાં કપડાં પહેરતાં થાય એવા દિવસની હું આશા રાખું છું. જ્યાં સુધી તે દિવસ ન આવે ત્યાં સુધી મારાથી બની શકે તો હું ચૂપકીદી પકડવા ઈચ્છું છું; પરન્તુ હું કેટલીક પ્રેરણાઓનો સહેલાઈથી ભોગ થઈ પડ્યો છું. મેં મારા નમ્ર વિચારો લખી જણાવ્યા છે, અને તે હવે હું તમારી સમક્ષ રજુ કરીશ. મારી સાવચેતીની સૂચના તો આ છે કે આ પ્રવૃત્તિનો આધાર તેમ જ સાધન નીતિમય હોવાં જોઈએ. તે વિના, જે માણસોને લાભ કરવા આ પ્રવૃત્તિ હાથ ધરવામાં આવી છે તે તેઓને જ ભારે હાની પહોંચાડે એવો ભય રહે છે. રોકડ સાધન અને ઉધાર લેનારને લાભદાયક થઈ પડે એવા વ્યાજના દર ઉપર આજે અહીં વિવેચન થયું છે. સહકારિતા વિષે એક ન્હાનું પુસ્તક તૈયાર કરાવવાની સૌએ સૂચના કરી છે. તેવું બધું એક રીતે ઠીક છે, પરન્તુ આ સાંભળવા ટાણે મને વિચાર આવ્યો હતો કે આ વિવેચનમાં નીતિને આધાર તરીકે લેવામાં આવી છે કે કેમ. હવે તો આખા હિન્દને ખબર છે કે અર્વાચીનતાની ભાવના વિષે હું શંકાશીલ છું. હું આશા રાખું છું કે તે ભાવના કદી પણ હિન્દના સંસારમાં વ્યાપી નહિ રહે. એક અંગ્રેજી રાજનીતિજ્ઞ પુરૂષના શબ્દોમાં જ હું તમને ‘ધીમેથી ઉતાવળ કરવાની’ વિનતિ કરૂં છું. અમારા વડીલોએ એક એવું સુંદર બંધારણ રચ્યું છે કે જે અનેક યુગો થયા ટકી રહ્યું છે. તેમાં એવી તજવીજ કરવામાં આવી છે કે અતિશયતાનું નિવારણ આપોઆપ થઈ જાય છે. એટલે હું આશા રાખુ છું કે આ પરિષદ પ્રાચીન અને પરીક્ષિત સંસ્કૃતિ ઉપર જબરો પ્રહાર કરવા પૂર્વે સંપૂર્ણ વિચાર કરશે. અત્યારે જે છે તેમાં તમને દોષો જણાય તો તે દોષોને અવશ્ય દૂર કરો, અને જો તમને આખુ બંધારણ જ સડેલું જણાય, તો તેનો પણ તમે ભલે નાશ કરો, પરન્તુ તેમ કરવા પહેલાં ખાતરી કરી જોશો કે તે તેવું જ છે. હું મારા પોતાના અનુભવ ઉપરથી જ એક દૃષ્ટાંત આપીશ. સહકારિતાના નિયમને અનુસરતી એવી એક બેંક હતી. તે લગભગ નવ લાખ રૂપિયાની આપલે કરતી હતી. ઉછીનું લેનારને ઠીક રીતે વ્યાજના

ઓછા દરે ધીરધાર કરવામાં આવતું. પરન્તુ તેઓ આ બેંકને સાવ અધીન થઈ પડ્યા હતા, તેઓને પોતાનો પાક અન્યના કહેવા પ્રમાણે તૈયાર કરવો પડતો. અને બેંકે ઠરાવેલા દરે વેંચવો પડતો. જો આને સહકારિતા કહેવામાં આવે તો મને તે ઈષ્ટ નથી. તેને નીતિનો આધાર નથી, અને તેમાં ઉધાર લેનારનું બુરૂં સમાયલું છે. લાભ કરવાનો આડંબર કરનારના કરતાં જૂનો મહાજન વધારે ઈચ્છવા જોગ છે. મેં વર્ણવી છે એવી આફત આવતી અટકાવા હું આતુર છું, અને તમે પણ હશો; એટલે પૂર્ણ નમ્રતાથી પરન્તુ મારાથી બની શકે તેટલી દૃઢતાથી હું જણાવું છું કે જો સહકારિતા નીતિના સંગીન પાયા ઉપર રચવામાં આવે, તો તમે તેનો ખુશીથી પ્રચાર કરો.

# સહકારિતાનો નૈતિક આધાર.

## નિબંધ.*

તમારી સમક્ષ બોલવા મને કંઈ અધિકાર નથી. પરન્તુ, કેટલાક માસ ઉપર હું મિ. ઇવબૅંક સાથે મિલ મજુરોની એક સભામાં ગયો હતો. ત્યાં, તેમની ઇચ્છા મજુરોને સહકારિતાના સિદ્ધાંત સમજાવવાની હતી. જે ચાલમાં તેઓ રહેતા હતા તે બેહદ ગંદી હતી, અને તેમાં વળી હમણા વર્ષાદ થયો, એટલે ગંદકીનો તો પાર જ ન રહ્યો. હું આ ખુલ્લાં દિલથી કબુલ કરૂં છું કે જે કાર્ય પોતાનું માન્યું છે તે માટે જો મિ. ઇવબૅંકને ઘણી હોંશ ન હતે તો મેં તો ત્યાં જવું માંડી વાળ્યું હતે. અમે ત્યાં એક ઘણી જૂની ચારપાઈ ઉપર બેઠા, અને અમારી આસપાસ સ્ત્રીપુરૂષ અને બાળક ગોઠવાઈ ગયાં, અને એક જણ તો પોતાની મેળે આગળ આવી બેસી ગયો. તેના ચહેરા ઉપર કંઇ ખાસ નિર્દોષતા નહોતી જણાતી. મિ. ઇવબેંકે તેની સાથે વાત ઉપાડી, અને તેની સાથે તથા તેની આસપાસ બેઠેલા બીજા જણો સાથે ગુજરાતીમાં વાતચીત કરી લીધાં પછી મને તેઓ સાથે વાત કરવા જણાવ્યું. જેની સાથે પહેલવહેલી વાત શરૂ કરવામાં આવી હતી તેની સંશયજનક મુદ્રાને લઇને, મેં સ્વાભાવિક રીતે સહકારિતામાં રહેવાં જોઇતાં નીતિનાં તત્વો ઉપર તેઓનું ધ્યાન ખેંચ્યું. મિ. ઇવબૅંકને મારી સમજાવવાની ઢબ ગમી ગઈ હોય એમ મને લાગે છે. અને તેથી જ તેમણે તમારી સમક્ષ સહકારિતોનો વિચાર નૈતિકદૃષ્ટિથી રજુ કરવા મને આમંત્રણ કર્યું હોય એમ જણાય છે.

* ૧૯૧૭ માં મળેલી બોંબે પ્રોવિંશીયલ કોઓપરેટિવ કૉન્ફરન્સ પાસે આ નિબંધ રજુ કરવામાં આવ્યો હતો.

માલિકોએ પગાર ચુકવી દીધો. હવે તો મજુરો નવી નોકરી શરૂ કરે છે એમ પણ કહી શકાય. એટલે બધું વિચારતાં મજુરોએ લૉક–આઉટ દરમ્યાનનો પગાર લેવાનો વિચાર માંડી વાળવો જોઈએ.

મજુરોનો પગાર ૨૦ દહાડા પછી ચુકવાશે. એ દરમ્યાન મજુરોની શી દશા? ઘણાની પાસે કંઈ પૈસો નહિ રહ્યા હોય. જેને પગાર મળવા પહેલાંની મુદતમાં મદદની જરૂર હોય તેઓએ માલિકોને નમ્ર વિનતિ કરવી અને અમને ખાતરી છે કે માલિકો તે વિનતિ સાંભળી કાંઇક સગવડ કરી આપશે.

મજુરોએ યાદ રાખવાનું છે કે હવે પછીની તેમની હાલત તેમનાં કામ ઉપર આધાર રાખશે. તેઓ સાચી દાનતથી, નરમાશથી, અને ઉત્સાહથી નોકરી કરશે તો માલિકોની મહેરબાની મેળવશે ને તેમની ઘણી મદદ લઇ શકશે. બધું અમારી મારફતે જ મળી શકે એમ માનવાથી ભૂલ થશે. મજુરોની ખરે સંકટે અમે સેવા કરવા તત્પર છીએ જ. પણ જેમ બને તેમ માલિકોને માબાપરૂપ ગણી તેઓની પાસેથી બધું લેવામાં મજુરોનું હિત સમાએલું છે.

હવે શાંતિની જરૂર છે. નાની અગવડો સહન કરવાની છે.

તમે રજા આપશો તો જેઓમાં કુટેવો હશે તે સુધારવામાં મદદ કરવા ધારીએ છીએ, તમને અને તમારા બાળકોને કેળવણી આપવા ધારીએ છીએ. તમારી નીતિમાં, તમારી ને તમારાં બાળકોની તંદુરસ્તીમાં, તમારી પૈસા સંબંધી સ્થિતિમાં સુધારો થાય એમ અમે ઇચ્છીએ છીએ. તે જો તમે કરવા દેશો તો એવું થાય તેવાં કાર્યો અમે કરશું.

મજુરોની મોટામાં મોટી જીત એ જ કે તેઓની ટેક, લાજ, ઇશ્વરે રાખી છે. જેનું ઇમાન રહ્યું તેને બધું મળ્યું છે. ઈમાન જાય ને પૃથ્વીનું રાજ્યમળે તો તે ધૂળ બરાબર છે.

## અમદાવાદના મિલ માલિકો અને મજુરો.

### ઉપવાસ વિષે ખુલાસો.*

મને લાગે છે કે મારે મારા છેલ્લા ઉપવાસ વિષે પ્રજા આગળ ખુલાસો કરવો જોઇએ. કેટલાક મિત્રો મારૂં આ પગલું નાદાની ભરેલું લેખે છે, બીજાઓ નામર્દાઇવાળું માને છે અને બીજા કેટલાકો વળી તેથી પણ વધારે ખરાબ ગણે છે. પરંતુ હું તો એમ માનું છું કે જો મેં આ પગલું લીધું ન હતે તો હું મારા કુર્તાને અને હાથ ધરેલાં કાર્યને બેવફા થયો હતે.

એકાદ માસ ઉપર હું મુંબઈ આવ્યો હતો. તે વખતે મને એમ કહેવામાં આવ્યું હતું કે મરકીના વખતે જે બોનસ અમદાવાદના મિલ મજુરોને આપવામાં આવતી હતી તે જો અપાતી બંધ કરવામાં આવે તો તેઓ હડતાળ પાડે અને ધીંગામસ્તી કરે એવી વકી છે. મને વચ્ચે પડવા કહેવામાં આવ્યું, અને હું તેમ કરવા કબૂલ થયો.

મજુરોને ગયા ઑગસ્ટ માસથી મરકીને લીધે ૭૦ ટકા જેટલી બોનસ મળતી હતી. તે બોનસ બંધ કરવાના પ્રયત્નથી મજુરોમાં ભારે અસંતોષ ફેલાયો. મિલ માલિકોએ લગભગ છેલ્લી ઘડીએ, મરકીને લઈ અપાતી બોનસને બદલે, ઘણી મોંઘવારીના સબબે તેઓની મજુરીમાં ૨૦ ટકાનો વધારો કરી આપવા જણાવ્યું. પરંતુ તેથી મજુરો સંતોષ ન પામ્યા. વાત પંચ ઉપર મૂકવામાં આવી, અને સરપંચ તરીકે અમદાવાદના કલેક્ટર મિ. ચેટફીલ્ડ નીમાયા. છતાં, કેટલીક મિલના મજુરોએ હડતાળ પાડી. માલિકોએ વિચાર્યું કે મજુરોએ આમ

* આ પત્ર 'બોંબે ક્રોનીકલ' ના તા૦ ૨૮–૩–૧૮ ના અંકમાં પ્રગટ થયો હતો.

યોગ્ય કારણ વિના કર્યું છે, એટલે તેઓ પંચમાંથી ખસી ગયા, અને ‘ લૉક–આઉટ ’ જાહેર કર્યો. તેઓએ એમ પણ નક્કી કર્યું કે જે ૨૦ ટકાનો વધારો તેઓએ આપવા જાહેર કર્યો હતો તે કબૂલી લેવાની સ્થિતિમાં મજુરો થાકીને આવી ન પડે ત્યા સુધી ‘લૉક–આઉટ’ ચાલુ રાખવો. ભાઈ શંકરલાલ બેંકર, ભાઈ વલ્લભભાઈ પટેલ અને હું મજુર તરફથી પંચમાં નીમાયા હતા. અમે જોયું કે જો અમે તાબડતોબ અને મક્કમતાંથી કંઈ પણ પગલું નહિ લઈએ તો મજુરોને હેઠા પાડવામાં આવશે. એટલે અમે વધારા વિષે તપાસ કરવી શરૂ કરી. અમે મિલ-માલિકોની મદદ મેળવવા પ્રયત્ન કર્યો, પરંતુ તેઓએ અમને ન જ આપી. તેઓનાં મનમાં, મિલમજુરોના સંપને હંફાવે એવું મિલમાલિકોનું સંયુક્તબળ યોજવાની એક જ વાત રમતી હતી. એક રીતે જોતાં, અમારી તપાસ એક તરફી હતી. છતાં અમે મિલમાલિકોનો પક્ષ વિચારવાનો પ્રયત્ન કર્યો, અને એવા ઠરાવ ઉપર આવ્યા કે ૩૫ ટકાનો વધારો વ્યાજબી લેખી શકાય. મિલમજુરોને અમારો આ આંકડો જણાવ્યો તે પહેલાં અમે મિલમાલિકોને અમારી તપાસનું પરિણામ બતાવ્યું અને સાથે એમ પણ કહ્યું કે જો તેઓ કયાંય ભૂલ દેખાડશે તો અમે તે સુધારી લેવા તૈયાર છીએ. પરંતુ તેઓએ અમારી સાથે સલાહ ન જ ઈચ્છી. તેઓએ જવાબ વાળ્યો, અને તેમાં જણાવ્યું કે સરકાર અને મુંબઈના શેઠીયાઓ તરફથી અપાતો દર અમારા નક્કી કરેલા દર કરતાં ઘણો ઓછો છે. મને લાગ્યું કે તેઓના જવાબમાં આ વાત વધારે પડતી હતી, અને એક જંગી સભામાં મેં જાહેર કર્યું કે મિલ મજુરો ૩૫ ટકાનો વધારો કબૂલ કરશે. આ બિના ધ્યાનમાં રાખવા જેવી છે કે મજુરોને મરકીના કારણથી તેઓની મજુરી ઉપર ૭૦ ટકાનો વધારો મળતો હતો, અને તેઓએ પોતાનો ઇરાદો જાહેર કર્યો હતો કે તેઓ, મોંઘવારી વધતી હોવાથી ૫૦ ટકાથી ઓછો વધારો કબૂલ નહિ કરે. પરંતુ તેઓને પોતાના ૫૦ ટકાની અને મિલમાલિકોના ૨૦ ટકાની વચ્ચેનો દર સ્વીકારવા કહેવામાં આવ્યું. (વચલો દર લેવાનું નક્કી થયું

એ કેવળ અકસ્માત જ હતો.) સભા કેટલોક ખડખડાટ કર્યા પછી ૩૫ ટકાનો વધારો લેવા કબૂલ થઈ; અને તેની સાથે એમ માની લેવામાં જ આવ્યું હતું કે જે ઘડીએ મિલમાલિકો લવાદત મારફત ફડચો કરવા કબૂલ થાય, તે જ ઘડીએ મજુરો પણ તેમ જ કરે. ત્યાર પછી દરરોજ હજારો માણસ ગામની બહાર એક ઝાડની છાયા હેઠળ ભેગા થતા, તેઓમાંથી કેટલાક તો બહુ દૂરથી ચાલીને આવતા, અને ખરાં દિલથી ઇશ્વરના સોગંદ ખાઈને તેઓ ૩૫ ટકાથી જરા પણ ઓછું ન લેવાનો પોતાનો ઠરાવ પાકો કરતા. પૈસાની મદદ તેઓને આપવામાં નહોતી આવતી. આ તો સમજી શકાય એવું છે કે આવી સ્થિતિમાં તેઓમાંથી ઘણાને ભૂખમરાની પીડા વેઠવી પડે, અને જ્યાં સુધી તેઓ બેકાર હતા ત્યાં સુધી તેઓને કોઇ ધીરે પણ નહિ. બીજી તરફ, અમો તેઓના મદદગાર એવા ઠરાવ ઉપર આવ્યા કે તેઓમાંથી તાકાતવાળા રોટલો કમાવવા તૈયાર ન થાય, અને અમે જાહેર ફાળો ઉઘરાવી, તેનો ઉપયોગ તેઓને ખવરાવામાં કરીએ તો અમે તેઓને ખરાબ જ કરીએ. જે લોકોએ સંચા ઉપર કામ કર્યું હતું તેઓને રેતી કે ઇંટની ટોપલી ઉપાડવા સમજાવવું બહુ કઠણ હતું. તેઓ તે કામ કરવા જતા, પણ ઘણી નાખુશીથી. મિલમાલિકોએ પણ પોતાનાં હૈયાં કઠણ કર્યાં. તેઓએ પણ ૨૦ ટકાથી વધારે ન આપવાનો ઠરાવ કર્યો હતો, અને મજુરોને તાબે થઇ જવા સમજાવી લાવવા જાસુસો નીમ્યા હતા. લૉક-આઉટની શરૂઆતમાં જ અમે કામ ન કરનારને મદદ કરવા ના પાડી હતી, પરંતુ તેની જ સાથે અમે તેઓને ખાતરી આપી હતી કે તેઓને ખોરાક અને કપડા પૂરા પાડ્યા પછી જ અમે પોતે ખાશું અને પહેરશું. આ પ્રમાણે ૨૨ દિવસ પસાર થયા. ભૂખમરાની અને મિલમાલિકોના જાસુસોની અસર થવા લાગી. આસુરી ભાવ તેઓના કાન ફુંકવા લાગ્યો અને કહેવા લાગ્યો કે જગતમાં ઈશ્વર જેવું કંઇ નથી કે જે તેઓને મદદ કરે, અને વ્રતો તો યુક્તિઓ છે કે જેનો આશ્રય નબળા લોક કરે છે. પાંચથી દશ હજાર માણસોને ઉત્સાહ અને હોંશથી એકઠા થતા

હમેશાં હું જોતો. તેઓની દૃઢતા તેઓના ચહેરા ઉપરથી જ જણાઇ આવતી. પરંતુ તેને બદલે એક દિવસ મેં માત્ર બે હજાર માણસોને જ એકઠા થયેલા જોયા; અને તેઓનાં મોઢાં ઉતરી ગયેલા દેખાયા. અમે તે જ અરસામાં એમ પણ સાંભળ્યું હતું કે અમુક એક ચાલમાં વસતા મિલમજુરોએ સભામાં આવવા ના પાડી છે અને ૨૦ ટકાનો વધારો સ્વીકારવાની અણિ ઉપર છે. અને તેઓ અમને સંભળાવતા હતા ( અને હું ધારૂં છું કે તેમાં તેઓ વ્યાજબી હતા ) કે અમારી પાસે મોટર ગાડીઓ છે, પૂરતું ખાવાને છે, એટલે અમારા માટે સભામાં હાજર રહેવું અને મરણ આવે તો પણ મક્કમ રહેવાની સલાહ આપવાનું સહેલું છે. આવી સ્થિતિમાં મારે શું કરવું જોઇએ ? મને તેઓનો વાંધો વ્યાજબી જણાયો. ઈશ્વર ઉપર મને પ્રત્યક્ષ ઉપર હોય તેવી અચલ શ્રદ્ધા છે. અને હું એમ માનું છું કે ગમે તે ભોગે વચનનું પાલન કરવું આવશ્યક છે. હું જાણતો હતો કે અમારી સમક્ષ ઉભેલા માણસો ઇશ્વરથી ડરે છે, પરંતુ લૉક-આઉટ અને હડતાળ બહુ લંબાયાથી તેઓ ઉપર અસહ્ય બોજો આવી પડ્યો છે. હિન્દમાં મેં ઘણી મુસાફરી કરી છે. તે દરમ્યાન મેં સેંકડો માણસો એવા જોયા છે કે જેઓ પલકમાં પ્રતિજ્ઞા કરે છે, અને પલકમાં જ તેનો ભંગ કરે છે. મારા ખ્યાલમાં આ પણ હતું કે આપણામાંથી સૌથી સારા લેખાતા માણસોને પણ ઈશ્વરમાં અને આત્મબળમાં ઢીલી અને અસ્પષ્ટ શ્રદ્ધા હોય છે. મને લાગ્યું કે મારા માટે આ ક્ષણ પવિત્ર છે. મારી શ્રદ્ધા કસોટીએ ચઢેલી જણાઇ, અને હું વિના સંકોચે ઉભો થયો અને જણાવ્યું કે જે પ્રતિજ્ઞા ભાવપૂર્વક લેવાઇ છે તેનો ભંગ મિલમજુરો કરે એ મારા માટે અસહ્ય છે. એટલે મેં પ્રતિજ્ઞા કરી કે જ્યાં સુધી તેઓને ૩૫ ટકાનો વધારો નહિ મળે, અથવા જ્યાં સુધી તેઓ ઢીલા નહિ થાય, ત્યાં સુધી હું અન્ન નહિ લઉં. અત્યાર સુધી આ સભા આગલી સભાઓ જેવી ઉત્સાહી ન હતી, મંદ હતી, પરન્તુ હવે તેમાં જાદુઇ રીતે ઉત્સાહ આવી ગયો. દરેકે દરેકના ગાલ ઉપર આંસુઓ ટપકવા લાગ્યા, અને એક પછી એક ઉઠી

જણાવવા લાગ્યા કે જ્યાં સુધી તેઓની માગણી કબૂલ નહિ થાય ત્યાં સુધી તેઓ કદી પણ મિલમાં કામ ઉપર નહિ જાય, અને વળી સભામાં હાજર ન રહેનારને શોધી કાઢશે અને તેઓના હૃદયને મક્કમ કરશે. સત્ય અને પ્રેમના પ્રભાવનું પ્રાગટ્ય નિહાળવાનો આ એક અમૂલ્ય અવસર હતો. દરેકને એમ લાગવા લાગ્યું કે ઇશ્વરની પાલકશક્તિ પ્રાચીન કાલમાં જેટલી આપણી આસપાસ રહેતી તેટલી જ આજે અમારી આસપાસ છે. પ્રતિજ્ઞા લેવા માટે મને શોચ થતો નથી. પરન્તુ મારી તો આ શ્રદ્ધા છે કે જો હું બીજી કોઈ રીતે વર્ત્યો હતે, તો હાથ લીધેલાં કાર્યનો મેં દ્રોહ કર્યો હતે. પ્રતિજ્ઞા લીધી તે પહેલાં હું જાણતો હતો કે તેમાં કેટલીક મ્હોટી ખામીઓ રહી જાય છે. મિલમાલિકોના નિશ્ચય ઉપર કોઇપણ રીતે અસર કરવા આવા પ્રકારની પ્રતિજ્ઞા લેવી, એ તો તેઓ પ્રતિ અણછાજતો અન્યાય જ કરેલો કહેવાય. હું જાણતો હતો કે તેઓમાંથી કેટલાક સાથે તો હું મિત્રતા ભોગવવા ભાગ્યશાળી થયો છું, પરન્તુ તેને માટે હવે હું મને નાલાયક બનાવું છું, અને હું એ પણ સમજતો હતો કે આ પગલું ભરવામાં ગેરસમજુતી થવાનું જોખમ રહેલું છે. તેઓના નિર્ણય ઉપર મારા ઉપવાસની અસર થતી અટકાવવી મારે માટે શક્ય ન હતી. વળી, તેઓના પરિચયથી મારી જોખમદારી વધી હતી, જે ઉપાડવા હું સમર્થ ન હતો. જે રાહત આવા પ્રકારની લડતમાં સામાન્યતઃ મેળવવામાં હું તદન વ્યાજબી ઠરૂં, તે પણ મજુરો માટે મેળવવા હું અસમર્થ થઈ પડ્યો. હું એ પણ જાણતો હતો કે મિલમાલિકો પાસેથી ઓછામાં ઓછું જે હું મેળવી શકું તેનાથી જ, અને મજુરોએ લીધેલી પ્રતિજ્ઞાનાં તત્વની સિદ્ધિને બદલે તેના સ્થૂળ અર્થની સિદ્ધિથી જ મારે સંતોષ માનવો પડશે; અને તેમ જ થયું છે. મેં મારી પ્રતિજ્ઞાના દોષો એક ત્રાજવામાં મૂક્યા, અને બીજામાં તેના ગુણો મૂક્યા. મનુષ્યપ્રાણીના કવચિત જ એવા કર્મ હશે કે જે સાવ દોષ રહિત હશે. મને ખબર હતી કે મારૂં કર્મ તો ખાસ દોષવાળું છે. પરન્તુ ભવિષ્યની પ્રજા એમ કહે કે ઇશ્વર સમક્ષ

વિસ વિસ દિવસ થયા લેવાયલી પ્રતિજ્ઞા ૧૦ હજાર માણસે ઓચિંતી તોડી, તેના કરતાં મિલમાલિકોની સ્વતંત્રતા અને સ્થિતિ અણઘટતી રીતે કફોડી અવસ્થામાં મુકવાથી મારી અપકીર્તિ થાય, એ મને વધારે ગમ્યું. મારી એ દૃઢ માન્યતા છે કે જ્યાં સુધી માણસો લોઢા જેવા કઠણ થયા નથી, અને જ્યાં સુધી દુનિયા તેઓનાં વચનને, મીડ અને ફારસીના કાયદા પેઠે કદી ન તુટે એવું અચલ ન ગણે ત્યાં સુધી તેઓ એક પ્રજા થઈ શકતી નથી. મિત્રોએ ગમે તે મત બાંધ્યો હોય, છતાં અત્યારે તો મને લાગે છે કે ભવિષ્યમાં આવો પ્રસંગ આવે, તો આ પત્રમાં વર્ણવ્યો છે એવો સામાન્ય પ્રકારનો પાઠ ફરીથી ભજવામાં હું પાછો નહિ પડું.

આ પત્ર હું બંધ કરૂં તે પહેલાં હું બે જણોનાં નામ જણાવવા ઈચ્છું છું. તેઓ માટે હિન્દને મગરૂર થવા કારણ છે. રા. અંબાલાલ સારાભાઈ મિલમાલિકોના પ્રતિનિધિ હતા. તે એક લાયક ગૃહસ્થ છે; અને ઘણા કેળવાયલા તેમ બાહોશ માણસ છે. આ ઉપરાંત, તેઓ દૃઢ મનના છે. તેમનાં બ્હેન, અનસૂયા બ્હેન, મિલમજુરોના પ્રતિનિધિ હતા. તેનું હૃદય કંચન જેવું નિર્મળ છે, અને ગરીબો પ્રતિ અતિ દયાળુ છે. મિલમજુરો તેને પૂજે છે. અને તેઓ ઉપર તો તેના શબ્દની અસર કાયદાસમાન છે. મેં કોઇ એવી લડત સાંભળી નથી કે જેમાં ખટાશ માત્ર નામની જ અને બંને પક્ષ વચ્ચે આટલો બધો વિનય હોય. આવું મધુર પરિણામ, મુખ્યતઃ રા. અંબાલાલ સારાભાઇ અને અનસૂયા બ્હેનના લડત સાથેના સંબંધને લઈને આવ્યું છે.

## અખીલ ભારત સમાજ સેવક પરિષદ.*

મિત્રો, તમે જે માન મને આપ્યું છે તે માટે હું તમારો આભાર માનું છું. આ પરિષદનાં કાર્યમાં પ્રમુખપદ લેવા તમે આમંત્રણ કરશો એવો ખ્યાલ મને જરા પણ ન હતો. મને નથી લાગતું કે હું આ કાર્ય માટે લાયક હોઉં. રાષ્ટ્રીય સંમેલનોમાં હિન્દીના ઉપયોગ વિષે મારા નિશ્ચિત મત હોવાથી, અંગ્રેજીમાં બોલવાનો મને હમેશાં અણગમો રહે છે. તેમ પ્રમુખપદેથી હિન્દીમાં ભાષણ કરવાની રજા માગવા જેવો સમય હજી નથી આવ્યો એમ મને લાગ્યું. વળી મને પરિષદોમાં બહુ શ્રદ્ધા નથી. સમાજસેવા અસરકારક કરવી હોય તો તે વિના આડંબરે થવી જોઇએ. ઉત્તમ સેવા તો ત્યારે જ થાય કે જ્યારે જમણો હાથ શું કરે છે તેની ખબર ડાબા હાથને ન પડે. સર ગિબ્બીનાં કાર્યની અસર થઈ, કારણ કે કોઈને તેની ખબર ન પડી. સ્તુતિથી ફુલાઈ જવું કે નિંદાથી પાછા પડવું તેને માટે સંભવિત ન હતું. હું ઇચ્છું છું કે આપણી સેવા આવા પ્રકારની નીવડે. મારા આવા વિચારો હોવાથી, મેં બહુ આનાકાની પછી સ્વાગતમંડળનું આમંત્રણ સ્વીકાર્યું. એટલે, આ પરિષદને તેનાં લક્ષ્ય તરફ વિશ્વાસથી અને નિશ્ચયપૂર્વક લઈ જનાર એક ઉત્સાહીને બદલે હું એક નિખાલસ ટીકાકાર તમને જણાઉં તો તે માટે તમે મને ક્ષમા કરશો.

મને એમ લાગે છે કે સમાજ સેવાના કેટલાક વિષયો જે પ્રતિ આપણે અત્યાર સુધી થોડે ઘણે અંશે બેદરકાર રહ્યા છીએ તે તરફ હું તમારૂં ધ્યાન ખેંચું તો વધારે સારૂં.

* ૧૯૧૭ માં કલકત્તામાં મળેલી અખીલ ભારત સમાજ સેવક પરિષદની પહેલી બેઠકના પ્રમુખસ્થાનેથી આ ભાષણ કરવામાં આવ્યું હતું.

આપણે અંગ્રેજી ભાષાનાં શિક્ષણને મિથ્યા માન આપતાં શીખ્યા છીએ. તેમાંથી આપણો તથા સમાજનો છુટકારો કરવો એ સમાજની મ્હોટામાં મ્હોટી સેવા છે. અંગ્રેજી આપણી શાળાઓ અને કોલેજોમાં શિક્ષણનું વાહન છે. તે આખા દેશની એક સમાન ભાષા થવા લાગી છે. આપણા ઉત્તમ વિચારો તે દ્વારા પ્રગટ કરવામાં આવે છે. લૉર્ડ ચેમ્સ્ફર્ડ તો આશા રાખે છે કે તે ઉપલા વર્ગનાં કુટુંબોમાં માતૃભાષાનું સ્થાન જલદીથી લેશે. અંગ્રેજી શિક્ષણની આવશ્યકતાની માન્યતાએ આપણને ગુલામ બનાવ્યા છે. તેણે આપણને ખરી રાષ્ટ્રીય સેવા માટે નાલાયક કરી મુકયા છે. પડી ગયેલી ટેવને લીધે, આપણે જોઈ શકતા નથી કે શિક્ષણનું વાહન અંગ્રેજી થવાથી, આપણામાં બુદ્ધિભેદ ઉત્પન્ન થયો છે. આપણે જનસમૂહુથી છુટા પડી ગયા છીએ, રાષ્ટ્રના ઉત્તમ મગજો પાંજરામાં પુરાઇ ગયા છે, અને જે નવા વિચારો આપણે પ્રાપ્ત કર્યાં છે તેનો લાભ જનસમૂહને મળ્યો નથી. આ છેલ્લાં સાઠ વર્ષ થયાં, આપણે વસ્તુતત્વ ગ્રહણ કરવાને બદલે અપરિચિત શબ્દો અને તેના ઉચ્ચારો ગોખવામાં રોકાયેલા છીએ. આપણા માતપિતા પાસેથી મળેલાં શિક્ષણના પાયા ઉપર ચણતર કરવાને બદલે, આપણે તેને લગભગ સાવ વિસરી જઈએ છીએ. ઇતિહાસમાં આના જેવો બીજો એકે દૃષ્ટાંત નથી. આ એક રાષ્ટ્રીય આફત છે. આપણી દેશી ભાષાઓ તરફ પાછા ફરવું, હિન્દીને રાષ્ટ્રીય ભાષા તરીકેનાં તેનાં પદ ઉપર ફરીથી સ્થાપવી, અને આપણા સર્વે પ્રાંતિક સમારંભો આપણી પોતપોતાની ભાષાઓમાં ચલાવવા અને રાષ્ટ્રીય સમારંભો હિન્દીમાં ચલાવવા શરૂ કરવું, એ સૌથી પહેલી અને મ્હોટામાં મ્હોટી સમાજસેવા આપણે કરી શકીએ છીએ. જ્યાંસુધી આપણી શાળાઓ અને કોલેજો આપણને દેશી ભાષા દ્વારા શિક્ષણ ન આપે, ત્યાં સુધી આપણે ઝંપી બેસવું ન જોઇએ. આપણા અંગ્રેજી મિત્રો માટે પણ અંગ્રેજીમાં બોલવાની જરૂર હોવી ન જોઈએ. દરેક અંગ્રેજી સનદી અને લશ્કરી અમલદારને હિન્દી જાણવી પડે છે. ઘણા ખરા અંગ્રેજી વેપારીઓ તે શીખે છે, કારણ કે

પોતાના વેપાર માટે તેઓને તેની જરૂર પડે છે. આપણી પ્રાંતિક અને વડી ધારાસભાઓ પ્રજાકીય પ્રશ્નોની ચર્ચા પ્રાંતિક ભાષા કે હિન્દીમાં કરે, એવો દિવસ જલદી લાવવો જોઈએ. અત્યાર લગણ જનસમૂહ તેના કાર્યોથી સાવ અજાણ રહ્યો છે. દેશી વર્તમાનપત્રોએ થયેલી હાની કેટલેક અંશે દૂર કરવાને પ્રયત્ન કર્યો, પરંતુ તે કાર્ય તેઓની શક્તિ બહારનું હતું. 'પત્રિકા'ના દંશમય કટાક્ષ, અને 'બંગાલી'ની વિદ્વત્તાનો લાભ અંગ્રેજીના રસિકો જ ખાસ લઈ શકે છે. પકવ વિચારકોની આ પ્રાચીન ભૂમિમાં આપણામાંથી ટાગોર કે બોઝ કે રોય નીકળે તેથી આપણે આશ્ચર્ય પામવું ન જોઇએ. છતાં દુઃખદ બીના તો એ છે કે તેવા તો બહુ જ થોડા છે. જે વિષય તમારા મતે સમાજ સેવાનું અંગ ભાગ્યે જ લેખી શકાય, તેના ઉપર બહુ લંબાણથી વિવેચન કરવા માટે મને માફી આપશો. પરંતુ આ વાત આગળ ધરવાની મેં છુટ લીધી છે, કારણ કે મારી એવી માન્યતા છે કે આપણી શિક્ષણ પદ્ધતિમાં રહેલા અગત્યના દોષને લઈને આપણી બધી રાષ્ટ્રીય પ્રવૃત્તિઓને બહુ સોસવું પડે છે.

સમાજ સેવાના વધારે પરિચિત વિષયો વિચારતાં, આપણને માલુમ પડશે કે તેની સંખ્યા ચોંકાવનારી છે. મને પોતાને જેનું જ્ઞાન છે તેવા જ વિષયો હું હાથ ધરીશ.

વખતો વખત આવતી દુકાળ અને રેલો જેવી આપત્તિઓના સમયમાં કરવામાં આવતું કાર્ય નિઃશંક આવશ્યક અને બહુ પ્રશંસનીય છે. પરંતુ તેમાંથી સ્થાયી પરિણામ આવતું નથી. સમાજ સેવાનાં એવાં કેટલાંક ક્ષેત્રો છે કે જેમાં કીર્તિ નહિ મળી શકતી હોય છતાં ચિરકાળ ટકે એવા ફળો ઉપજે છે.

૧૯૧૪ માં, ૪૬,૩૯,૬૬૩ જણા કોલેરા, તાવ અને મરકીનાં ભોગ થઇ પડ્યાં હતાં. જે યુદ્ધ યુરોપને અત્યારે વેરાન કરી રહ્યું છે તેની રણભૂમિ ઉપર જો આટલા બધા લડતા મરણને શરણ થયા હતે તો આપણે યશ મેળવ્યો હતે અને સ્વરાજ્ય-પ્રેમીઓને પોતાના પક્ષને સમર્થન કરવા બીજી કોઈ દલીલની

જરૂર ન રહેતે. પરંતુ ૪૬,૩૯,૬૬૩ જણા પીલાઈને મરણ પામ્યા છે. કોઇ તેઓનો શોચ કરતું નથી, અને તેઓનાં મૃત્યુથી અપકીર્તિ વિના આપણુને બીજું કશું મળ્યું નથી. એક જાણીતા અંગ્રેજે એક વખતે કહ્યું હતું કે આપણા માટે બધું વિચારવાનું કામ અંગ્રેજો કરે છે જ્યારે આપણે તો સુસ્ત પડ્યા રહીએ છીએ. તેણે એમ પણ કહ્યું હતું કે ઘણાખરા અંગ્રેજો, પોતાના ઇંગ્લાંડના અનુભવ ઉપરથી પોતાના વિચારો બાંધતા હોવાથી, પોતે તપાસેલી બદીઓ માટે અશકય અથવા તો ખરચાળુ ઉપાયો, બતાવે છે. ઉપલાં કથનમાં ઘણું સત્ય સમાયલું છે. બીજા દેશોમાં કાર્યકર્તાઓ રોગચાળા સાથે બાથ ભીડવામાં ફત્તેહમંદ નીવડ્યા છે. અહીં અંગ્રેજોએ પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ ગયા. યુરોપ અને હિન્દ વચ્ચેના ઋતુ અને બીજા મ્હોટા તફાવતો ન ગણકારતાં તેઓએ પશ્ચિમની પદ્ધતિ અનુસાર વિચાર કર્યો છે. આપણા ડાકટરોએ વસ્તુતઃ કંઈ જ કર્યું નથી. મને ખાતરી છે કે વૈદક જાણનારાઓમાં અગ્રપદ ધરાવનારા છએક જણા, આ ત્રણ રોગના શાપનો નાશ કરવાના કાર્યને પોનાનું જીવન અર્પે, તો જ્યાં અંગ્રેજો નિષ્ફળ ગયા છે ત્યાં તેઓ ફાવે. હું એમ સૂચવવા ઇચ્છું છું કે કાર્યની સફળતા ઉપચારો શોધવામાં નહિ પરંતુ અટકાવ કરવાના ઉપાયો શોધવામાં, બલકે તેને ઉપયોગમાં લેવામાં રહી છે. 'ઉપયોગમાં લેવામાં' એમ કહેવું મને વધારે ઠીક લાગે છે, કારણ કે ઉપર જણાવેલા જાણીતા અંગ્રેજના કહેવા ઉપરથી જ હું કહું છું કે મરકીને હાંકી મૂકવી ( અને હું તેમાં કોલેરા અને મેલેરીઆ પણ ગણું છું ) એ અતિ સહેલું છે. અટકાવ કરવાના ઉપાયો વિષેના મતમાં વિરોધ નથી. આપણે જ તે રીતો ઉપયોગમાં લેતા નથી. આપણે એમ માની લીધું છે કે જનસમૂહ તેનો અંગીકાર નહિ કરે. આના કરતાં જન-સમૂહની વધારે મ્હોટી બદનક્ષી થઇ શકે નહિ. આપણે જ જો તેઓને જીતવા વાસ્તે નમશું, તો તેઓ સહેલાઇથી જીતી શકાશે. ખરી વાત તો એ છે કે તે કામ સરકાર કરે એમ આપણે આશા રાખીએ છીએ. મારા મત પ્રમાણે, સરકાર આ વિષયમાં પહેલ

કરી શકે નહિ. જો આપણે આરંભીએ તો સરકાર આપણી પાછળ આવી શકે અને આપણને મદદ કરી શકે. એટલે આ ક્ષેત્રમાં આપણા ડાકટરો અને તેઓને સહાય કરવા ઈચ્છનારાઓની ફોજ માટે પૂરતું કામ છે. હું જાણું છું કે તમે બંગાળમાં આ દિશામાં કંઈક કામ કરી રહ્યા છો. હું તમને જણાવું છું કે ન્હાનું પણ ઉત્સાહી સ્વયંસેવકોનું મંડળ આ ઘડીએ ચંપારણમાં આ પ્રકારનું કાર્ય કરવામાં રોકાયું છે. જૂદા જૂદા ગામોમાં તેઓને રાખવામાં આવ્યા છે. ત્યાં તેઓ ગામનાં બાળકોને શીખવે છે, માંદાઓને વૈદકવિષયક સહાયતા આપે છે, ગ્રામ્યજનોને તેઓના કુવાઓ અને રસ્તા સાફ કરાવીને અને નરકની કેવી રીતે વ્યવસ્થા કરવી તે બતાવીને, આરોગ્યતા સાચવવાનું વ્યવહારૂ જ્ઞાન આપે છે. પરિણામ શું આવશે તે હજી કહી શકાતું નથી, કારણ કે પ્રયોગની શરૂઆત જ છે. આ પરિષદ ડાકટરોની એક કમિટિ નીમે કે જે ગ્રામ્ય સ્થિતિનો અભ્યાસ ગામડામાં જઇને કરે અને કાર્યકર્તાઓના અને એકંદર લોકના ઉપયોગ માટે એક શિક્ષણક્રમ ઘડી કાઢે તો તે ઉપયોગી થઇ પડે.

જે હાડમારી રેલ્વેના ત્રીજા વર્ગના મુસાફરો ભોગવી રહ્યા છે, તેમાંથી તેઓનો છૂટકારો કરવા જેવી અસરકારક સેવા બજાવવાનો સુંદર અવસર, દરેક કાર્યકર્તાને–જે પોતાનો આખો કે થોડો વખત તેવા કાર્યમાં રોકવા ધારે છે, તેને–ભાગ્યે જ મળી શકે. મને પોતાને હાડમારી વેઠવી પડે છે તેથી મને તે માટે ઘણું લાગે છે, એમ નથી; પરન્તુ તેના માટે મને ઘણું લાગ્યું, તેથી જ હું તેમાં પડ્યો છું. આ બાબત ગરીબ અને મધ્યમવર્ગના આપણા લાખો દેશબાંધવોને લગતી છે. આપણી અંત્યજ વર્ગો તરફની ક્રૂર વર્તણુંકથી તેઓ શારીરિક સ્વચ્છતાના નિયમો અને સ્વમાનના વિચારમાત્ર માટે બેદરકાર થઇ ગયા છે, તેવી જ રીતે દરેક પ્રકારની અગવડ અને અપમાન લાચારીથી સહન કરવાની ટેવથી પ્રજાની દેખીતી રીતે અધોગતિ થઈ રહી છે. એકાદ ગંદા ડબામાં જગ્યા મેલવવા માટે જેઓને હડકાયલા

પશુની પેઠે હમેશાં ધક્કા મુક્કી કરવી પડે, ઉભા રહેવાની જગ્યા મેળવવા માટે પણ જેઓને બ્હાર ઉભી બારીમાંથી ગાળાગાળી અને તંટો કરવો પડે, મુસાફરી દરમ્યાન કચરામાં જેઓને લોટવું પડે, કૂતરાની પેઠે જેઓને નાસતો લેવો પડે અને તેની જ પેઠે જેઓને ખાવો પડે, પોતા કરતાં શરીરે વધારે જોરાવર પાસે જેઓને સદા નમવું પડે, અને બકરાની પેઠે સિંચાઇ જેઓને ઘણીએ રાત બેઠાં બેઠાં જેટલી ઉંઘ મળે તેટલાંથી જ ચલાવી લેવું પડે, તેઓની પૂરી અધોગતિ થયા સિવાય બીજું શું સંભવી શકે ? રેલ્વેના અમલદારો તેમને ગાળો ભાંડે, તેમને છેતરે. હાવરા–લાહોર લાઈનમાં આપણા કાબુલી દોસ્તો ત્રીજા વર્ગના મુસાફરોનું થોડું ઘણું બાકી રહેલું દુઃખ પૂરૂં કરે છે. જે ડબામાં તેઓ દાખલ થાય છે, તેના તેઓ ધણી થઈ બેસે છે. તેઓ સામે થવું કોઈ માટે શકય નથી. તેઓ નજેવું કારણ મલતાં ગાળાગાળી કરે છે, અને હિન્દીભાષાનો બીભત્સ શબ્દોનો કોષ આખો ઉથલાવી જાય છે. તેઓ સામો જવાબ વાળનાર ઉપર અથવા કોઈપણ રીતે સામે થનાર ઉપર હાથ ઉગામતા અચકાતા નથી. સૌથી સારી જગ્યાઓ તેઓ પચાવી પાડે છે અને ખીચોખીચ ભરેલા ડબાઓમાં પણ લાંબા થઈ સૂવાની તેઓ જીદ્દ પકડે છે. તેઓની નજરે કોઈ પણ ડબો ચીક્કાર જણાતો નથી. મુસાફરો કેવળ લાચારીથી તેઓની આટલી બધી સ્વચ્છંદતા મૂંગે મોઢે સહન કરે છે. તેઓનું જો ચાલે તો આ કાબુલીઓ જેવી ગાળો દે છે તેવી ગાળો દેવાની હિંમત કરનારને તેઓ મારવાને ઈચ્છે. પરન્તુ શારીરિક બળમાં તેઓ કાબુલી સાથે બરોબરી કરી શકે એમ નથી. દરેક કાબુલી સપાટ ભૂમિ ઉપરથી આવનાર ગમે તેટલા મુસાફરો કરતાં પોતાને વધારે જોરાવર માને છે. આ કંઇ ઠીક ન કહેવાય. આવા ત્રાસની અસર પ્રજાનાં ચારિત્ર ઉપર અધમ પ્રકારની થયા વિના ન જ રહે. આપણે ગણ્યાગાંઠ્યા કેળવાયલાઓએ મુસાફરવર્ગને આ ત્રાસમાંથી છોડાવવા જોઇએ, અથવા તેઓ વતી બોલવાનો કે તેઓને દોરવાનો આપણો દાવો હમેશ માટે છોડી દેવો જોઇએ. હું માનું છું કે

કાબુલીઓ સમજી શકે તેવા છે. તેઓ ઈશ્વરને ડરે છે. જો આપણે તેમની ભાષા જાણીએ તો આપણે તેઓમાં રહેલા સદ્ભાવને ફત્તેહપૂર્વક જગાડી શકીએ. પરન્તુ કુદરતની બક્ષીસથી તેઓ ઉન્મત્ત બન્યા છે. આપણામાંના બાયલાઓએ પોતાના દુષ્ટ હેતુઓને માટે તેઓના શારીરિક બળનો ઉપયોગ કર્યો છે. અને તેઓ હવે એમ માનતા થયા છે કે તેઓ ગરીબ લોકો સાથે ગમે તેમ વર્તી શકે છે, અને પોતાને દેશના કાયદાથી પર સમજે છે. સમાજ સેવા માટે આ પૂરતું કામ છે. આવા પ્રકારનાં કાર્ય માટે સ્વયંસેવકો ગાડીમાં બેસે, લોકોની કર્તવ્યવૃત્તિ કેળવે, ગરદી ગટાડવા ગાર્ડ અને બીજા અમલદારોને બોલાવે, મુસાફરો ગાડીમાં ચઢઉતર ધક્કા મૂક્કી વિના કરે તેની સંભાળ રાખે. એ તો દેખીતું છે કે જ્યાં સુધી કાબુલીઓને રીતસર વર્તતા ધીરજથી શીખાડવામાં ન આવે ત્યાં સુધી તેઓ માટે સાવ અલાયદો ડબો રાખવો જોઇએ. વધુ ગાડીઓ પૂરી પાડવા સિવાયની રેલ્વે મુસાફરીને લગતી બીજી બધી ફરીયાદો તરત જ દૂર થવી જોઈએ. ઘણા વખત લગણ આપણે દુઃખ વેઠયું છે એટલે ઉતાવળની જરૂર નથી, એમ કહેવું એ ઉત્તર ન કહેવાય. ખોટાને ભોગવટાનો હક્ક ન મળી શકે.

અંત્યજવર્ગનો પ્રશ્ન કંઇ ઓછો અગત્યનો નથી. હિન્દુસમાજે જે દશામાં તેઓને લાવી મૂકયા છે તેમાંથી તેઓનો ઉદ્ધાર કરવો એ હિન્દુધર્મ ઉપરની કાળી ટીલી દૂર કરવા બરોબર છે. આ વર્ગ પ્રતિ અત્યારે રાખવામાં આવતું વર્તન ધર્મ અને મનુષ્યત્વની દૃષ્ટિએ એક પાપ સમાન છે.

પરન્તુ આ કાર્યને ઉત્તમ પ્રકારની સેવાની જરૂર છે. તેઓ માટે જેવી તેવી કેવળ નિશાળો ઉઘાડીને આપણે કંઇ કરી શકવાના નથી. આપણે જનસમૂહનું અને ધર્મચુસ્તોનું વલણ ફેરવવું જોઈએ. મેં ઉપર બતાવી આપ્યું છે કે આપણે બંને વર્ગથી છૂટા પડી ગયા છીએ. આપણે તેઓ ઉપર અસર કરી શકતા નથી. તેઓની સાથે તેઓની બોલીમાં બોલીએ તો જ આપણે તેમ કરી શકીએ. વિલાયતી બનેલું હિન્દ તેઓ સાથે અસર-

કારક રીતે વર્તી શકતું નથી. જો આપણે હિન્દુધર્મમાં માનતા હોઈએ તો આપણે તેઓ સાથે હિન્દુ ઢબથી વર્તવું જોઈએ. આપણે તપશ્ચર્યા કરવી જોઈએ, અને આપણા હિન્દુધર્મને પવિત્ર રાખવો જોઈએ. વ્હેમી અને અજ્ઞાની ધર્મચુસ્તો સામે શુદ્ધ અને શિક્ષિત ધર્મચુસ્તો તૈયાર કરવા જોઈએ. આપણી આખી વસ્તીના પાંચમાં ભાગને તેના યોગ્ય સ્થાને પાછા ચઢાવવાનું કાર્ય કોઈ પણ સમાજ સેવાની સંસ્થા માટે પ્રશંસનીય છે.

કુલકત્તાની બસ્તી અને મુંબઈની ચાલો સુધારવા વાસ્તે સેંકડો સમાજ સેવકોની એકનિષ્ઠાપૂર્વક સહાયતાની અતિશય જરૂર છે. તેમ ન થયેથી આપણા બાળકો વ્હેલાં મરણ પામે છે અને અવગુણને અધોગતિને અને મલિનતાને ઉત્તેજન મળે છે.

શિક્ષણની દોષવાળી પદ્ધતિથી જન્મતી અગત્યની હાનિની વાત દૂર રાખતાં, જનસમૂહમાં રહેલી જે બદીઓ દૂર કરવામાં સહાયતાની જરૂર છે તેનો મેં અત્યાર સુધી વિચાર કર્યો છે. મને લાગે છે કે જનસમૂહ કરતાં ઉપલા વર્ગો તરફ કંઈ ઓછું ધ્યાન આપવાનું નથી. મારી માન્યતા એવી છે કે જેમ બધા રોગો એક રોગના ચિહ્ન રૂપે હોય છે તેમ એક જ બદીના ચિહ્ન રૂપે બધી બદીઓ છે. તે જૂદી જૂદી જણાય છે, કારણ કે તે જૂદા જૂદા રૂપે દેખાય છે. દોષનું મૂળ ખરા ધર્મભાવની હાનીમાં છે. તેમ થવાના કારણો હું આ સ્થાનેથી તપાસી શકું એમ નથી. સત્ય, અહિંસા, અને બ્રહ્મચર્યના ઉત્તમ પ્રભાવમાં આપણા પૂર્વજોની જે અચળ શ્રદ્ધા હતી તે આપણે ગૂમાવી બેઠા છીએ. બચિત્, આપણે તેમાં થોડેક અંશે માનીએ છીએ. તે ઉત્તમ નીતિ છે પરન્તુ જો આપણો અપકવ તર્ક આપણને તેમાંથી ચલાયમાન થવા સૂચવે તો આપણે તેમ કરીએ છીએ. વર્તમાન સ્થિતિ કઢોડી જણાયા છતાં સત્ય કે પ્રેમની આજ્ઞાનું પાલન અથવા સંયમ કરવાથી અંતિમ પરિણામ ઉજ્જવળ જ આવશે એવું માનવા જેટલી આપણી શ્રદ્ધા નથી. જે લોકોની આધ્યાત્મિક દૃષ્ટિ ઝાંખી થઈ ગઇ છે તેઓ ઘણે અંશે ભવિષ્યનાં કલ્યાણ ઉપર ધ્યાન રાખવાને બદલે વર્તમાન ઉપર જ નજર રાખે છે. જે કોઈ

આપણી પ્રાચીન આધ્યાત્મિક ભાવના આપણામાં ફરીથી જગાડશે, તે સમાજની મ્હોટામાં મ્હોટી સેવા કરશે. પરન્તુ આપણે તો સામાન્ય કોટીના માણસો છીએ. એટલે, જો આપણે નુકસાન થયું છે એમ સમજશું, અને જે નર પોતાની શક્તિથી આપણા ઉપર સંસ્કાર પાડશે અને આપણે જે વસ્તુઓ આજે આપણા તર્કથી જોઈ શકતા નથી તેને હૃદયથી ચોખી રીતે અનુભવવા જે નર આપણને લાયક બનાવશે, તેને માટે, જે કંઇ ઉપાયો શક્ય છે તેવડે, આપણે માર્ગ તૈયાર કરશું તો તેટલું આપણા માટે પૂરતું છે.

ઉપલા વર્ગો તરફ નજર કરતાં મને જણાય છે કે આપણા રાજાઓ અને મહારાજાઓ નકામા શીકાર અને મદીરાપાન પાછળ પોતાની સાધનસંપત્તિઓ ઉડાવી દે છે. મને એવી ખબર મળી છે કે કોકેનનું વ્યસન પ્રજાનું સત્વ ચૂસી લે છે અને દારૂનાં વ્યસનની પેઠે તે વધતું જાય છે. તેની અસર દારૂ કરતાં વધારે નાશકારક છે. સમાજ સેવક આ બદી તરફ પોતાની આંખ બંધ કરી શકતો નથી. આપણે વાંદર પેઠે પશ્ચિમની નકલ કરવી નહિ જોઈએ. પ્રજાએ પોતાનું ગૌરવ અને સ્વમાન ગુમાવ્યું છે. આપણી વસ્તીનો દશમો ભાગ લગભગ ભૂખમરો વેઠે છે. આવી સ્થિતિમાં આપણે મોજશોકમાં કેમ વખત ગાળી શકીએ ? પશ્ચિમ જે વિના સંકોચે કરી શકે છે તે કરવા જતાં, વખતે આપણી પાયમાલી પણ થાય. સમાજના ઉપલાં વર્ગોને જે દોષો કોતરી ખાય છે તેની સામે સામાન્ય કાર્યકર્તા માટે બાથ ભીડવી કઠણ છે. અમુક અંશે તે દોષોએ પ્રતિષ્ઠા પણ મેલવી છે. પરન્તુ આ પરિષદ માટે તેમ કરવું અશક્ય હોવું ન જોઈએ.

તેટલો જ અગત્યનો પ્રશ્ન હિન્દુ તેમજ મુસલમાન સ્ત્રીઓની સ્થિતિનો છે. પોતાના પતિ સાથે રહી, ઉન્નતિની યોજનામાં, તેઓએ પોતાનો પૂરો ભાગ ભજવવાનો જ છે. તેઓને સ્વતંત્રતા મળવી જોઇએ. જો આપણે તેઓને ઢીંગલી કે ગુલામડી તરીકે લેખશું, તો સમાજનું એક અંગ પક્ષઘાતના રોગથી પીડાતું રહેશે. અને આ બાબતમાં સુધારકને હું સૂચવવા હિંમત કરૂં છું

કે સ્ત્રીની સ્વતંત્રતાનો માર્ગ શિક્ષણદ્વારા નથી, પરન્તુ પુરૂષોની તેઓ પ્રતિની દૃષ્ટિમાં અને તદનુસાર થતાં વર્તનમાં ફેરફાર કરવામાં છે. શિક્ષણ જરૂરનું છે, પણ તે સ્વતંત્રતાની પાછળ હોવું જોઈએ. આપણે સ્ત્રીવર્ગને તેનાં યોગ્ય સ્થાને પહોંચાડવાને અક્ષરજ્ઞાનની વાટ ન જોવી જોઈએ. અક્ષરજ્ઞાન વિના પણ આપણી સ્ત્રીઓ પૃથ્વી ઉપરની કોઇ પણ સ્ત્રી જેટલી સંસ્કારી જણાઈ છે. ઉપાય મ્હોટે ભાગે પતિઓના હાથમાં રહેલો છે.

જેમ જેમ હું દેશમાં ફરૂં છું, તેમ તેમ ભાર વહેતા અને ખેતરો ખેડતા નિર્જીવ, હાડપીંજર જેવા, અને જેને હાડકા પાસળાં નીકળી પડ્યાં છે એવા બળદો હું જોઉં છું, અને તેથી મ્હારૂં લોહી ઉકળી આવે છે. આપણા ઢોરોની ઓલાદ સુધારવાથી, ગૌપૂજન કરનારા તેઓના માલિકોના હાથે ગુજરતાં ઘાતકી-પણામાંથી તેઓને છોડાવવાથી, અને કસાઇખાનામાંથી તેઓને બચાવવાથી, આપણી દરિદ્રતાના અર્ધા પ્રશ્નનો નિવેડો આવી જાય છે. આપણે લોકોને પોતાનાં ઢોરો પ્રતિ માયાળુ વર્તન રાખતા શીખવવાનું છે અને દેશમાં ગોચર માટે જમીન રાખવા આપણો સરકારને સમજાવવાનું છે. ગૌરક્ષણ આર્થિક કારણોથી આવશ્યક છે. તે બળાત્કારથી બની શકે એમ નથી. કસાઇ-ખાનામાંથી ગાયોને ઉગારવાનું કાર્ય આપણા અંગ્રેજ મિત્રોના અને આપણા મુસલમાન દેશ બાંધવોના સદ્ભાવને જગાડવાથી જ આપણે સાધી શકશું. આને વાસ્તે, આપણાં પાંજરાપોળ અને ગૌરક્ષક મંડળીઓની વ્યવસ્થાની પૂરી તપાસ કર્યા પછી તેમાં સુધારા કરવાની જરૂર રહેલી છે. આ ઘણા કઠણ પ્રશ્નનો યોગ્ય નિવેડો લાવવાથી હિન્દુ અને મુસલમાન વચ્ચે પૂરૂં ઐકય સ્થાપી શકાશે, અને બકરી ઇદના હુલ્લડનો અંત લાવી શકાશે.

જૂદી જૂદી સમિતિઓ જે સુંદર સમાજ સેવા કરી રહી છે, તેઓ તરફથી, મારી વિનતિથી, મને પૂરાં પાડેવામાં આવેલાં સાહિત્યનું દિગ્દર્શન હું કરી ગયો છું. મેં જણાવેલા વિષયોમાંથી ઘણાનો સમાવેશ કેટલીક સમિતિઓએ પોતાના કાર્યક્રમમાં

કર્યો હોય એમ જણાય છે. બધી સમિતિઓ કોઇ પણ સંપ્રદાય સાથે સંબંધ ધરાવતી નથી, અને તેના સભાસદો તરીકે દેશના પ્રસિદ્ધ સ્ત્રીઓ અને પુરૂષો છે. એટલે મ્હોટાં પ્રમાણમાં સેવા થવા માટે સંભવ ઘણો છે. પરન્તુ પ્રજા ઉપર કાર્યનો સંસ્કાર રહે એવું કરવું હોય; તો, ગોખલેજીના શબ્દોમાં કહું તો, કાર્ય માટે પોતાનું જીવન અર્પવાને તૈયાર હોય એવા સેવકોની આપણને જરૂર છે. મને તેવા સેવકો આપો અને હું ખાતરી આપું છું કે તેઓ, આપણા દેશને પીડાકારક અનિષ્ટોમાંથી છોડાવશે.

# હિન્દુ જાતિભેદ.*

જાતિભેદના પાયા ઉપર હિન્દુ સમાજની ઇમારત ઉભી રહી શકી છે એવી મારી માન્યતા છે. સર વિલિયમ હંટરે પોતે લખેલા હિન્દુસ્થાનના ઇતિહાસમાં એમ લખ્યું છે કે જાતિભેદની સંસ્થા કાયમ હોવાથી હિન્દુસ્થાનમાં દરિદ્ર લોક માટે કાયદો (pauper law) ઘડવાની જરૂર પડી નથી. આ વિચાર મને વ્યાજબી લાગે છે. જ્ઞાતિસંસ્થામાં સ્વરાજ્યનું બીજ છે. જુદી જુદી જાતિઓ લશ્કરની ટુકડીઓ જેવી છે. સેનાધિપતિ દરેક સિપાહીને ઓળખતો હોતો નથી. પરન્તુ દરેક સિપાહી પાસેથી તેની ટુકડીના મુખ્ય અધિકારી મારફત કામ લે છે. તે જ પ્રમાણે જાતિભેદના સાધન વડે આપણે સમાજસુધારાનું કાર્ય સહેલાઇથી કરી શકીએ, અને આપણાં ધાર્મિક, વ્યાવહારિક, નૈતિક, રાજકીય ચક્ર ગમે તેમ ફેરવી શકીએ.

જ્ઞાતિબંધારણ એ કેવળ સ્વાભાવિક સ્થિતિ છે. આપણા દેશમાં તેને ધાર્મિક સ્વરૂપ આપવામાં આવ્યું છે; બીજા દેશોમાં તેનો ઉપયોગ પૂરી રીતે ધ્યાનમાં ન આવવાથી જ્ઞાતિની સંસ્થા સ્થૂળ રૂપે જ કાયમ રહી, અને તેથી કરી તે દેશોને તેનાથી જાજો લાભ થયો નથી. મારા વિચાર આવા હોવાથી જાતિભેદનો નાશ કરવા વાસ્તે જે પ્રયત્ન ચાલી રહ્યા છે, તેની સામે મારો વિરોધ છે.

પરન્તુ, જ્ઞાતિબંધારણમાં જે દોષો જણાઈ આવતા હોય, તે અવશ્ય કાઢી નાંખવા જોઈએ. અને તેમ કરવા વાસ્તે પ્રથમ જ્ઞાતિબંધારણનું વાસ્તવિક સ્વરૂપ જાણી લેવું જોશે. મેં ઉપર જણાવ્યું છે તેમ, આપણે જ્ઞાતિબંધારણને ધાર્મિક રૂપ આપ્યું છે.

* ૧૯૧૬ ના અકટોબર માસમાં 'ભારત સેવક' નામના મરાઠી માસિકમાં આ લેખ પ્રગટ થયો હતો.

જ્ઞાતિ એ કેવળ સંયમ કરવાનું સાધન છે. જાતિ આપણા ભોગની પરિસીમા નક્કી કરે છે; એટલે કે જાતિની બ્હાર આપણને ભોગ ભોગવવાનો અધિકાર રહેતો નથી. આપણે બીજી જાતિના લોક સાથે ભોજન વ્યવહાર કે લગ્નવ્યવહાર કરશું નહિ. આવી યોજના હોવાથી અનાચાર ઓછો થાય એવો બહુ સંભવ રહે છે. એક સાથે જમવાથી મિત્રતા વધે છે એ વાત અનુભવવિરૂદ્ધ છે. જો એમ કરવાથી મિત્રતા વધતી હોય તો યુરોપમાં હાલ ચાલી રહેલું મહાયુદ્ધ જન્મ્યું ન હતે. સૌથી વધારે કલહ તો સંબંધીઓ વચ્ચે જ થાય છે. ભોજનના વિષયને આપણે નિષ્કારણ અતિશય મહત્વ આપ્યું છે. ભોજનક્રિયા શૌચક્રિયા જેટલી જ ગંદી છે; ભેદ એટલો જ છે કે શૌચક્રિયાના અંતે આપણને શાંતિ મળે છે, અને જો જીભ વશ નથી રાખવામાં આવતી તો ભોજન કર્યા પછી અસ્વસ્થતા ઉપજે છે. જે પ્રમાણે શૌચાદિ કર્મો આપણે એકાંતમાં કરીએ છીએ, તે જ પ્રમાણે પશુસામાન્ય ભોજનાદિ કર્મો, આપણે એકાંતમાં જ કરવાં જોઈએ. ભોજન કરવું એ કેવળ શરીરના નિભાવ અર્થે છે. જો આ વચન ખરૂં હોય તો એ દેખીતું છે કે તે વિષે જેટલો થોડો આડંબર કરીએ તેટલું સારૂં.

જે વાત ભોજનને લાગુ પડે છે તે જ વાત લગ્નને લાગુ પડે છે. અમુક જાતિના લોકો સિવાય બીજા સાથે લગ્નવ્યવહાર સામે પ્રતિબંધ રાખવાથી સંયમ કરાય છે. અને સંયમ તો ગમે ત્યારે સુખદાયક જ નીવડે છે. જેટલી જાળ વધારે પાથરવામાં આવે, તેટલું સંકટ પણ વધારે આવે. તેથી જ આપણી પંક્તિના માણસોમાંથી જ વરવધૂ શોધવાની પ્રથામાં મને દોષ જણાતો નથી. જે દેશોમાં જાતિ ધર્મના આધારે નથી, ત્યાં પણ સંકરતા ન થવા પામે તે ઉપર ધ્યાન આપવામાં આવે છે. ઇંગ્લાંડમાં 'બ્લ્યૂ બ્લડ'નું રહસ્ય પણ આજ છે. લૉર્ડ સોલ્સબરી પોતે એલીઝાબેથના વંશજ છે એમ કહી સંભળાવતા. આ વાત તેમને તથા અંગ્રેજી પ્રજાને અભિમાન લેવા જેવી જણાતી.

આ પ્રમાણે ભોજન અને લગ્નસંબંધી જે બંધન છે તે સામાન્ય નિયમ તરીકે સ્તુત્ય છે. તેમાં અપવાદ છે અને રહેશે.

આ વાત હિન્દુ સમાજે જાણુતા અજાણુતા પણ કબુલ કરી છે. પરન્તુ ખરી રીતે વિચારતાં, આ કંઈ અપવાદ નથી. હું ભંગી સાથે જમું અને તેમ કરવામાં મારી નજરે વિશેષ સંયમ હોય તો તે બાબતમાં જ્ઞાતિને કંઈ કરવાપણું રહેતું નથી. અથવા મારી જ્ઞાતિમાં જ મનગમતી કન્યા ન મળે, અને લગ્ન કર્યા વિના વિષયલંપટ થાઉં એવો સંભવ હોય તો તેવા સંજોગમાં મને યોગ્ય લાગે એવી, ગમે તે જ્ઞાતિની કન્યા સાથે લગ્ન કરૂં તો મેં સંયમ કર્યો કહેવાય; અને તેથી કરીને જ મારૂં આ કર્મ જાતિબંધારણના મૂલતત્ત્વની વિરૂદ્ધ નથી. સામાન્ય નિયમનો અનાદર કરી ઉપલું પગલું ભરવામાં મારો હેતુ ઇન્દ્રિયદમન કરવાનો હતો એ બતાવી આપવાની જવાબદારી મારા ઉપર રહે છે, અને મારા ભાવી વર્તન ઉપરથી તે જણાઇ આવશે. પરન્તુ ત્યાં સુધી જ્ઞાતથી મળવા જોઈતા હક્ક મને ન મળે તો તેથી અસંતુષ્ટ ન થતાં જ્ઞાતિના સંબંધમાં મારે જે કર્તવ્ય હોય તે મારે કર્યા કરવું જ જોઈએ.

ભોજન અને લગ્ન ઉપરાંત બીજા પણ કાયદાઓ જાતિ-બંધારણમાં રહેલા છે. તેમાં જ પ્રાથમિક શિક્ષણનું સાધન તૈયાર છે. દરેક જાતિ પોતપોતામાં શિક્ષણ માટે તજવીજ કરી શકે. સ્વરાજ્યસભા (પાર્લામેંટ)ની ચુંટણીની સામગ્રી પણ તેમાં જ તૈયાર છે. પ્રત્યેક પ્રતિષ્ઠિત જાતિ પોતપોતાના પ્રતિનિધિ ચુંટે. ટંટો દૂર કરવા માટે લવાદ, અદાલત, પણ તેમાં તૈયાર જ છે. પ્રત્યેક જાતિ અંદરઅંદરના કજીઆનો નિકાલ પોતે જ કરે. કદી યુદ્ધ માટે સેના તૈયાર કરવી હોય, તો જેટલી જાતિ તેટલી ટુકડીઓ આપણી પાસે તૈયાર છે. જ્ઞાતિબંધારણનું મૂળ હિંદુસ્થાનમાં એટલુંબધું ઉંડું ઉતરેલું છે કે તેને ઉખેડી નાખવાનો પ્રયત્ન કરવાને બદલે તેમાં જ સુધારો કરવાનો પ્રયત્ન કરવો એ જ સ્તુત્ય છે એમ મને લાગે છે. કેટલાક લોક એમ કહેશે કે જ્ઞાતિબંધારણ વિષે ઉપર જણાવેલા વિચારો જો બરોબર હોય, તો જ્ઞાતિની સંખ્યા જેટલી વધે તેટલી સારી એમ કહેવું પડશે; અને જો એમ કદી થવા લાગે તો દશ દશ

માણુસની એક નાત બનશે. આ દલીલ બરાબર નથી. નાતની ઉત્પત્તિ અને લયનો આધાર વિશિષ્ટ વ્યક્તિ અથવા સમૂહની ઇચ્છા ઉપર ટકી રહ્યો નથી. હિંદુસમાજમાં જરૂરીયાત પ્રમાણે જાતિની ઉત્પત્તિ, લય અને સુધારણા થયાં છે, અને દશ્ય કે અદશ્ય રીતે અત્યારે પણ થઇ રહ્યાં છે. હિન્દુ જાતિબંધારણ કેવળ જડ નિર્જીવ સંસ્થા નથી; તે જીવંત સંસ્થા છે; અને પોતાના નિયમાનુસાર પોતાનું કામ કરી રહી છે. આજે દુર્દૈવને લઇને તેમાં આડંબર, ઢોંગ, વિષયલંપટતા, કલહ વગેરે દોષો નજરે પડે છે. પરન્તુ આ ઉપરથી એટલી જ વાત સિદ્ધ થાય છે કે લોકમાં ચારિત્રબળ નથી. તે ઉપરથી જાતિબંધારણ દોષવાળું છે એમ ઠરાવી શકાતું નથી.

# શિક્ષિત સ્ત્રીઓને બે બોલ.*

જે બ્હેનોને આ લેખ પહોંચશે તેઓ ઓછા અથવા વધતા પ્રમાણમાં શિક્ષિત હશે. એટલે હું એક વિષય વિચારવા ઈચ્છું છું. શિક્ષિત સ્ત્રીવર્ગે અશિક્ષિત બ્હેનોને શું કરવું? આ સવાલ ઘણો મ્હોટો છે. તેમાં પુરૂષવર્ગ સાફલ્ય મેળવી શકે તેથી અતિ વિશેષ, જો ચાહે તો સ્ત્રીઓ મેળવી શકે, એ નિર્વિવાદિત છે. શિક્ષિત સ્ત્રીઓ હાલ એ કાર્ય સારા પ્રમાણમાં કરતી જોવામાં નથી આવતી. તેમાં તેઓનો દોષ નથી; તેઓને મળેલી કેળવણીનો દોષ છે, એમ હું માનું છું. એટલે પ્રથમ કાર્ય શિક્ષિત સ્ત્રીએ પોતાની બ્હેનો આ દોષમાં ન પડે એવા પ્રયત્નો કરવાનું છે. આધુનિક કેળવણી સ્ત્રીઓને પોતાનાં ખાસ કાર્યને સારૂ જરાએ તૈયાર નથી કરતી; એ વિષે કોઈ શંકા કરતું નથી. હું આધુનિક કેળવણીના દોષોની તપાસમાં પડવા નથી ઈચ્છતો, તેમ એ દોષોનું નિવારણ કેમ થાય એની ધડમથલ પણ આ પ્રસંગે કરવા નથી ઈચ્છતો મારી તો એટલી જ ઉમેદ છે કે શિક્ષિત બ્હેનો આ પ્રશ્નને પોતાનો કરી જેમને અનુભવ છે તેઓ પોતાનું બધું અર્પણ કરીને આ વિષયમાં ગુજરાતને જાગ્રત કરે અને દિશા સૂચવે.

શિક્ષિત સ્ત્રીઓ અશિક્ષિતનો સમાગમ નથી કરતી; ઘણીવાર નથી ઈચ્છતી. આ રોગ દૂર થવો જોઈએ, અને શિક્ષિત સ્ત્રીઓને પોતાની સહજ ફરજનું ભાન આપવાની જરૂર છે. આવા દોષોમાંથી પુરૂષવર્ગ પણ મુક્ત નથી, પણ સ્ત્રીવર્ગને પુરૂષોની પાછળ ચાલવાની આવશ્યકતા નથી. સ્ત્રીમાં નવી ભાવનાઓ ઉત્પન્ન કરવાની અને તેને અમલમાં મુકવાની જે શક્તિ રહેલી

* આ લેખ 'ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ' માટે સંવત ૧૯૭૪ નાં નવાં વર્ષના પ્રસંગે લખવામાં આવ્યો હતો.

છે તે પુરૂષમાં નથી. પુરૂષ પ્રમાણમાં અવિચારી, ઉતાવળો, અને સદાય નવીનતાની શોધમાં રહે છે. સ્ત્રી ગંભીર, ધીરજવાન અને પુરાણી વસ્તુઓને ઘણે ભાગે પકડી રહેનારી જોવામાં આવે છે. એટલે જ્યારે તેને કોઇ પણ નવી વસ્તુ સુઝે છે, ત્યારે તેની ઉત્પત્તિ તેનાં હૃદયકમળમાંથી જોવામાં આવે છે. એ પ્રમાણે ઉદ્ભવેલી વસ્તુને વિષે તેને અચલ શ્રદ્ધા હોય છે અને તેથી તેનો પ્રચાર જલદી થઈ શકે છે. એટલે મારી માન્યતા છે કે જો શિક્ષિત સ્ત્રીઓ કેવળ પુરૂષની નકલ કરવાનું છોડી દઇ સ્ત્રીઓ વિષેના મહાન પ્રશ્નોનો સ્વતંત્ર વિચાર કરે તો આપણે ઘણી ગુંચવણો સહેલાઇથી ઉકેલી શકીએ.

વિધવાનો સવાલ જેવો તેવો નથી. તેમાં ઘણી સ્ત્રીઓ પ્રાણાર્પણ કરી શકે છે. વિધવા પોતાની ઈચ્છાનુસાર પુનર્લગ્ન કરે એ એક વાત છે, પણ પુનર્લગ્ન કરવાનું બાળવિધવાઓને શિખવવા પાછળ કાળક્ષેપ કરવો તે તદન જુદી વાત છે. તેને બદલે સ્ત્રીઓ ઘરભંગ થયેલા પુરૂષને નહિ વરવાનો અથવા પોતાની દીકરી નહિ દેવાનો તેમજ પારણામાં ઝુલવાને લાયક બાળવરને પોતાની દીકરીઓની આહુતિ નહિ આપવાનો દૃઢ નિશ્ચય કરે અને કરાવે તો એમાંથી હિન્દુસ્થાન સરસ પરિણામ ચાખે એવો મને વિશ્વાસ છે. ન્હાની મ્હોટી સેંકડો વિધવાઓનો ઉપયોગ દેશને કેમ મળે એ બહુ વિચારવા જેવું છે; અને એ વિચાર શિક્ષિત સ્ત્રીઓ ન કરે તો કોણ કરશે? મને તો ઘણાં વર્ષો થયાં એક વિચાર સુઝેલો છે; તે અહીં પણ રજુ કરૂં છું. થોડાં જ વર્ષ પહેલાં આપણી સ્ત્રીઓ રૂ કાતવાનું અને વણવાનું પણ કામ કરતી. અત્યારે એ ધંધો નાશ પામવાની હાલતમાં છે. એ ધંધાના જવાથી હિન્દુસ્થાનને મ્હોટી હાની પહોંચી છે. કરોડો રૂપિયા બહાર ઘસડાઇ ગયા છે. વિધવાઓ હાલ યાતો હવેલીમાં કે કહેવાતા સાધુસંતોની સેવામાં સમય ગાળે છે, અથવા તો ટાયલામાં. હવેલીએ જવામાં જ ધર્મ છે એવું મને ભાસતું નથી. હેતુસર હવેલીએ જવાથી ફાયદો ન થાય એમ પણ કહેવા નથી ઈચ્છતો. પણ બીજાં કાર્યો છોડીને હવેલીમાં

બેસવું એ પરમાર્થની પરિસીમા છે એવો વિચાર તો કેવળ વહેમરૂપ જણાય છે. તેજ પ્રમાણે જે સાધુસંતને કોઇ પ્રકારની સેવાની જરૂર નથી તેની પાસ બેસી રહેવું અને તેની અનેક પ્રકારની સેવા કરવી એમાં બંનેનો બીગાડ છે, અને વ્યર્થ કાળક્ષેપ છે. આવી પ્રવૃત્તિમાંથી કાઢીને હિન્દુસ્થાનનો ઉપકાર કરવાની પારમાર્થિક પ્રવૃત્તિમાં વિધવાઓને જોડવી એ તેમનું શુદ્ધ પુનર્લગ્ન છે. એ સાહાસ શિક્ષિત સ્ત્રીઓ કાં ન કરે ? કરવાને ઇચ્છનારી એવી સ્ત્રીએ પોતે પ્રથમ તો ઉદ્યોગની પાઠશાળાનો પહેલો પાઠ ભણવો જોશે, રૂ કાતવું જોશે અને શાળે બેસવું જોશે.

# ભગિની-સમાજનું બીજું વાર્ષિક સંમેલન.*

ભગિની-સમાજનાં વ્હાલાં બ્હેનો અને ભાઇઓ, ભગિની સમાજનાં આ વાર્ષિક સંમેલનમાં મને પ્રમુખપદ આપ્યું છે તેને સારૂ હું આપ બ્હેનોનો આભાર માનું છું. મારી ઉંડી ઇચ્છા તો એવી છે કે આપ આપનાં કાર્યમાં પુરૂષની મદદ અથવા સલાહ ભલે લ્યો, પણ પ્રમુખપણું તો સ્ત્રીને જ હોય. આ સમાજનો શુભ હેતુ સ્ત્રીજાતિની ઉન્નતિ છે, અને બીજાની તપશ્ચર્યા વડે જેમ આપણને વિમાન નથી મળી શકતું તેમ પુરૂષ થકી સ્ત્રીજાતિની ઉન્નતિ નહિ થાય. પુરૂષ સ્ત્રીની ઉન્નતિ ન ઇચ્છે અથવા સ્ત્રી પુરૂષની મારફતે ઉન્નતિ ન મેળવે એમ કહેવાનો આશય અહીં નથી, પણ હરકોઈ વ્યક્તિ કે જાતિ આપબળથી જ ઉન્નતિ મેળવી શકે છે એ સિદ્ધાંત આપની સમક્ષ મૂકવા ઇચ્છું છું. એ નવો નથી પણ ઘણી વેળા તેનો અમલ કરતાં આપણે ચૂકી જઇએ છીએ.

આ સમાજ અત્યારે ભાઈ કુશ્સનદાસ ચીતલીયાના ઉત્સાહ ઉપર ઘણે ભાગે નભી રહી છે. હુ એવો અવસર જોવા ઇચ્છું છું કે જ્યારે આપ બ્હેનોમાંથી કોઈ ભાઈ ચીતલીયાની જગ્યા રોકી લે, અને એમને આ સમાજ બીજા કાર્યોને સારૂ મુક્ત કરે. સ્ત્રીસેવા જ એ જેણે ધર્મ માન્યો છે એ તો બીજું કાર્ય પણ એ દિશામાં શોધશે. પણ જ્યારે આ સમાજ પોતાના અધિકારી-વર્ગને સ્ત્રીમંડળમાંથી જ ચૂંટી લઇ પોતાનું કાર્ય આજે દીપે છે તેના કરતાં પણ વિશેષ દીપાવી લેશે ત્યારે જ તેનું ખરૂં સ્વરૂપ બહાર પડશે. આપ જાણો છો તેમ હુ સ્ત્રીઓ અને પુરૂષો બંનેના

* ભગિની સમાજના બીજા વાર્ષિક સંમેલનના પ્રમુખસ્થાનેથી આ ભાષણ ૧૯૧૮ માં આપવામાં આવ્યું હતું.

નિકટ સંબંધમાં રહ્યા કરૂં છું, પણ હું જોઇ શકું છું કે સ્ત્રીઓની સેવા કરવામાં સ્ત્રીઓ વિના હું ચલાવી શકતો જ નથી, અને તેથી જ હું પોકારી પોકારીને જ્યારે જ્યારે પ્રસંગ મળે છે ત્યારે ત્યારે કહ્યા કરૂં છું કે જ્યાં સુધી સ્ત્રી હિન્દુસ્તાનમાં એક રતિભાર પણ દબાયલી રહેશે, અથવા ઓછા હક્કો ભોગવતી હશે ત્યાં સુધી હિન્દુસ્તાનનો ખરો ઉદ્ધાર થવાનો નથી, એટલે આ સમાજ સર્વ પ્રકારે પોતાના હેતુ પાર પાડી શકે તેથી હિન્દુસ્તાનનું ગૌરવ પણ વધશે.

પણ સ્ત્રીની ઉન્નતિ એટલે શું? અવનતિ થઇ હોય તો જ ઉન્નતિનો પ્રશ્ન ઉઠે. અવનતિ હોય તો કયાંથી થઇ અને તે કેમ ટળે? આ બધા વિચારો ચોક્કસ રીતે કરવા એ આપણું પ્રથમ કાર્ય છે. હિન્દુસ્તાનમાં ચોતરફ ફરતાં મેં જોયું છે કે જે ખળભળાટ ચાલી રહ્યો છે તે ખળભળાટ આકાશમાંહેનાં ન્હાના વાદળ જેવડો છે. કરોડો સ્ત્રીપુરૂષોને એ ખળભળાટનું કશું ભાન નથી. ૮૫ ટકા સ્ત્રીપુરૂષ પોતાનું નિર્દોષ જીવન આપણી હીલચાલોથી અલિપ્ત રહી ગાળ્યા કરે છે. તેઓમાં સ્ત્રીપુરૂષ પોતપોતાના ભાગ યોગ્ય રીતે ભજવ્યે જાય છે. બંનેમાં કેળવણી અથવા તેનો અભાવ, જે કહો તે એક સરખાં છે, અને બંને એક બીજાને સાહ્ય કરી રહ્યાં છે. એમનાં જીવનમાં જે જે ખામીઓ જોવામાં આવે છે તે, બાકીના ૧૫ ટકા રહ્યા, તેઓના જીવનની ખામીનો કાંઇક પડઘો છે. હું માનું છું કે જો ભગિની સમાજની બ્હેનો આ ૮૫ ટકાના જીવનનો સારો અભ્યાસ કરે તો આ સમાજની કાર્યરેખા બહુ સુન્દર રીતે ઘડી શકે.

આ સમયે આપણે જે વિચારી શકશું તે ઘણે ભાગે માત્ર ઉપર્યુક્ત ૧૫ ટકાને જ લાગુ પડતું હશે. તેમાં પણ જે અવનતિ સ્ત્રીપુરૂષ બંનેને સામાન્ય છે તેનો વિચાર અહીં અસ્થાને હશે. એટલે આપણે સ્ત્રીપુરૂષને મુકાબલે જ્યાં સ્ત્રીની અવનતિ વિશેષ રહેલી છે તેનો જ વિચાર કરવો રહ્યો. કાયદાઓ ઘડવાનું કાર્ય ઘણે ભાગે પુરૂષને હસ્તક રહેલું છે. તેણે હમેશાં વિવેક દૃષ્ટિ વાપરેલી જોવામાં નથી આવતી. સ્મૃતિકારોએ સ્રીઓને વિષે

જે જે લખેલું છે તેનો બચાવ સર્વથા નથી થઈ શકતો. બાળલગ્ન, વિધવાઓની ઉપરના જાપ્તા વિગેરે સ્મૃતિઓનાં વાક્યોને આભારી છે. તેઓને શૂદ્ર વર્ગની સાથે મૂકવાથી હિન્દુ સંસારને કલ્પનામાં ન આવી શકે એટલો ધક્કો પહોંચ્યો છે. મારાં આ વચનોમાં અને ઘણી વેળાએ ખ્રીસ્તીઓના આક્ષેપો વચ્ચે શાબ્દિક સામ્ય જોવામાં આવશે. પણ અમારી વચ્ચે એ ઉપરાંત બીજી કંઇ પણ સમાનતા નથી. ખ્રીસ્તી લેખકોનો આક્ષેપ હિન્દુધર્મનું મૂળ ઉખેડવાના હેતુથી થયેલો છે. હું મને પોતાને બહુ ચુસ્ત હિન્દુ ગણું છું, અને મારો આક્ષેપ, હિન્દુધર્મની ન્યૂનતા દૂર કરી તેને પોતાનું અસલી ભવ્ય સ્થાન મળે, એવા હેતુથી મૂકાયલો છે. ખ્રીસ્તી ટીકાકાર સ્મૃતિની અપૂર્ણતા બતાવી તેને સામાન્ય ગ્રન્થ તરીકે ગણાવવા માગે છે. મારો પ્રયત્ન એમ બતાવવાનો છે કે સ્મૃતિની અપૂર્ણતાનું કારણ તેમાંના ક્ષેપક શ્લોકો છે, અથવા તો આપણા અધઃકાળમાં માન્ય થયેલા સ્મૃતિકારોએ મૂકેલા એ શ્લોકો છે. એ શ્લોકોને કાઢીને શેષ રહેલી સ્મૃતિની અપૂર્વતા બતાવી શકાય છે. મિથ્યાભિમાનથી અને અજ્ઞાનથી સ્મૃતિમાં ને બીજા હિન્દુધર્મમાં ગણાતા બધા ગ્રન્થોમાં ક્યાંએ ખામી નથી એમ માની, મનાવી, હું હિન્દુધર્મનો લુલો બચાવ બિલકુલ કરવા માગતો નથી. તેથી હિન્દુધર્મ ચઢતો નથી પણ પડે છે, એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં સત્યને ઉત્કૃષ્ટ પદ અપાયલું છે તે ધર્મમાં અસત્યની પૂરણી હોય જ નહિ.

ત્યારે સ્ત્રી જાતિની અવનતિ દૂર કરવામાં મહાભગીરથ પ્રયત્ન તો હિન્દુ ધર્મશાસ્ત્રમાં સ્ત્રીઓને વિષે રહેલા આક્ષેપો દૂર કરવાનો છે. એ પ્રયત્ન કોણ કરી શકે? અને કેમ થઈ શકે? મારી અલ્પ મતિ પ્રમાણે મુખ્યત્વે એ પ્રયત્ન કરવાને સારૂ આપણે સીતા, દમયંતી, દ્રૌપદિના જેવી પવિત્રતાવાળી, તેઓના જેવી અતિશય આગ્રહવાળી, સંયમી સ્ત્રીઓ પેદા કરવી પડશે. એ વેળા આ સતીઓને પૂજનારો હિન્દુ સંસાર આધુનિક સતીઓને પણ પૂજશે. એઓનાં વચન શાસ્ત્ર પ્રમાણ જેવાં ગણી હિન્દુ સંસાર ઝીલી લેશે; અને સ્મૃતિઆદિમાં રહેલાં કટાક્ષોથી

આપણે લાજીશું અને તેને ભૂલી જઈશું. આવાં પરિવર્તન હિન્દુ-ધર્મમાં સદાએ થતાં આવ્યાં છે, અને થશે. તેથી એ ધર્મ આજ લગી નભી રહ્યો છે, અને નભ્યા કરશે. આ સમાજ એવી સ્ત્રીઓને વેળાસર ઉત્પન્ન કરે એવી મારી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

ઉપર પ્રમાણે સ્ત્રીજાતિની અવનતિનું મૂળ અને તે દૂર કરવાના ધ્યેય રૂપ સાધનોનું આપણે કંઇક અવલોકન કર્યું. એ ધ્યેયને સાધી શકે એવી સ્ત્રીઓ તો ગણીગાંઠી જ નીકળી શકશે. પણ સાધારણ સ્ત્રીએ શું કરવું ઘટે, એ આપણે હવે વિચારવાનું છે. પ્રથમ કાર્ય તો જેટલી સ્ત્રીઓને આ અવનતિનું ભાન કરાવી શકાય એટલીને ભાન કરાવવાનું છે. એ કાર્ય અક્ષર કેળવણીથી જ થઈ શકે, એમ માનનારાઓમાંનો હું નથી. એમ માનતાં કાર્યસિદ્ધિને સારૂ ઘણો કાળ જોઈએ. તેટલા કાળની કશીએ જરૂર નથી એ હું ક્ષણે ક્ષણે અનુભવતો આવ્યો છું. અવનતિનું જ્ઞાન, આજે જ, અક્ષર જ્ઞાનને સારૂ રોકાયા વિના, આપી શકીએ છીએ. હું હમણાં જ બિહારના એક જીલ્લામાંથી આવ્યો છું ત્યાં ઉંચા કુળની ઘણી બ્હેનોને મળ્યો, તેઓ બધી પરદામાં રહેનારી હતી. મારે સારૂ, બ્હેન જેમ ભાઈની પાસે પરદો નથી રાખતી તેમ, તેઓએ પરદો દૂર કર્યો. આ બ્હેનો ભણેલી ન હતી. તેઓને મળતાં પહેલાં તુરત જ મને એક અંગ્રેજ બાઈ મળી ગઈ હતી. એ બાઈ ઘણા ભાઇઓની સાથે હું બેઠો હતો તેઓની વચ્ચે આવીને મળી ગઇ, પણ હિન્દુ બ્હેનોને મળવા મારે નોખી કોટડીમાં જવું પડયું. મેં તેઓને વિનોદમાં સૂચવ્યું કે ચાલો આપણે બધાં જ્યાં પુરૂષો બેઠા છે ત્યાં જઇને બેસીએ. તેઓએ ઉમંગથી કહ્યું: "અમે તો બહુ રાજી છીએ. પણ આપણા રીવાજ પ્રમાણે અમારે રજા મેળવવી જોઈએ. અમને આ પરદો જરાએ ગમતો નથી, એ તમે તોડાવી નાખો." આમાં જેટલો કરૂણારસ છે તેટલું જ મારાં ઉપલાં વચનોનું સમર્થન છે. આ બાઇઓને અક્ષરજ્ઞાનની પૂર્વે પોતાની દશાનું ભાન થયું હતું. આ બાઈઓએ મારી મદદ માગી તે તો યોગ્ય જ હતું, પણ હું તેઓને વિષે જ તેઓના છુટકારાની શક્તિ

ઈચ્છું, અને તે શક્તિ તેઓમાં છે એમ તેઓએ કબુલ પણ કરેલું. હું એવી ઉમેદ રાખીને આવેલો છું કે આ બાઈઓનો પરદો થોડા દહાડાની અંદર જ પડી ગયેલો આપણે સાંભળીશું. સાધારણ રીતે અભણ મનાય એવી બાઇઓ ચંપારણની અંદર સુંદર કામ કરી રહેલી છે. જે સ્વતંત્રતા તેઓએ ભોગવી છે એ સ્વતંત્રતાનું ભાન પોતાની અતિશય અજ્ઞાત બ્હેનોને આપી રહેલી છે. સ્ત્રી એ પુરૂષની સહચારિણી છે, તેના સરખા જ મનવાળી છે; પુરૂષની બધી પ્રવૃત્તિ સૂક્ષ્મતાએ જાણવાનો તેને અધિકાર છે. જેટલી છુટ પુરૂષ ભોગવે છે તેટલી જ તેને ભોગવવાનો હક્ક છે, અને જેમ પુરૂષ પોતાનાં ક્ષેત્રમાં સર્વોપરી છે તેમ સ્ત્રી પોતાનાં ક્ષેત્રમાં છે. આ સ્થિતિ સ્વાભાવિક હોવી જોઈએ. એ કાંઈ અક્ષરજ્ઞાનનાં પરિણામ નહિ હોય. અજ્ઞાન રૂપી અંધ કુપમાં ડુબેલા જડ પુરૂષો પણ, ન શોભી શકે, ન ભોગવી શકે તેવો અધિકાર, કુડી પ્રથાને લીધે સ્ત્રીઓ ઉપર ભોગવે છે. સ્ત્રીઓની આ દશાને લીધે આપણી ઘણી પ્રવૃત્તિઓ અર્ધે જઈ અટકી પડે છે. આપણાં ઘણાં કાર્યો પૂરાં શોભી નીકળતાં નથી. અર્ધી મુડીથી જ વેપાર કરનારા પચ્છમબુદ્ધિ વેપારીના જેવી આપણી સ્થિતિ છે.

જો મારૂં કહેવું યોગ્ય હોય તો આ સમાજની ઘણી બ્હેનો જેઓને પોતાની દશાનું ભાન નથી તેઓને ભાન કરાવવામાં રોકાશે. એનો અર્થ એમ થયો કે જેટલો વખત મળે તેટલો વખત મેળવી, મુંબઈમાં અતિશય પછાત રહી ગયેલા વર્ગોમાં જઇ, તમને જે મળ્યું છે તે એમને આપશો. જો તમે પુરૂષવર્ગની ધાર્મિક, રાજ્ય પ્રકરણી અને સાંસારિક પ્રવૃત્તિમાં ભાગ લેતાં થઈ ગયા હો તો તેઓને એ વિષયનું જ્ઞાન આપશો. જો તમે બાળકોને ઉછેરવા વિષે સારી માહિતી મેળવી હોય તો તે પણ આપશો. જો તમે સ્વચ્છ હવા, સ્વચ્છ પાણી, સ્વચ્છ અને સાદા ખોરાક, કસરત વિગેરેના સ્થૂળ અને સૂક્ષ્મ લાભો જાણી અને અનુભવી લીધા હોય તો તે આ બ્હેનોને જણાવશો. આમ કરતાં તમે ચઢશો અને તેઓને ચઢાવશો.

જો કે આમ અક્ષરજ્ઞાન વિના ઘણુંએ કાર્યો થઈ શકે છે તોપણ અક્ષરજ્ઞાન વિના ન ચાલી શકે એ મારી દૃઢ માન્યતા છે. અક્ષર કેળવણીથી બુદ્ધિ ઘડાય છે, તીવ્ર થાય છે, અને તે વડે આપણી પરમાર્થ કરવાની શક્તિ ઘણી વધે છે. આ જ્ઞાનની કિંમત મેં કોઈ દહાડો ઉંચી આકેલી જ નથી. મેં તો માત્ર તેને યોગ્ય સ્થાન આપવા પ્રયત્ન કર્યો છે. પુરૂષ સ્ત્રી પાસેથી જનસમાજના સ્વાભાવિક હુક્કો છીનવી લેવાનું અથવા તેઓને તે હુક્કો ન આપવાનું કારણ વિદ્યાનો અભાવ ન હોવો જોઇએ એ મેં વખતો વખત બતાવ્યું છે, પણ એ સ્વાભાવિક હુક્કો નિભાવવાને સારૂ, દીપાવવાને સારૂ, તેનો પ્રચાર કરવાને સારૂ, વિદ્યાની આવશ્યકતા છે જ. વળી વિદ્યા વિના લાખોને તો શુદ્ધ આત્મજ્ઞાન પણ ન મળી શકે. અનેક લખાણોમાં આપણને નિર્દોષ આનંદ લેવાનો અખૂટ ભંડાર ભર્યો છે તે પણ વિદ્યા વિના આપણને ન મળી શકે. વિદ્યા વિનાનો માણસ પશુ સમાન છે એ અતિશયોક્તિ નથી પણ શુદ્ધ ચિત્ર છે. એટલે જેમ પુરૂષને તેમ જ સ્ત્રીને કેળવણી તો જોઇએ જ. જેમ પુરૂષને અપાય છે તેમ જ સ્ત્રીને કેળવણી અપાવી જોઈએ એમ હું નથી માનતો. પ્રથમ તો મેં બીજે સ્થળે જણાવ્યું છે તેમ આપણી સરકારી કેળવણી ઘણે અંશે ભૂલ ભરી અને હાનિકારક ગણાયલી છે. એ બંને વર્ગને સારૂ તદ્દન ત્યાજ્ય છે. તેની ખામીઓ દૂર થાય તો પણ સ્ત્રીઓને સારૂ તે સર્વથા યોગ્ય જ છે એમ હું ન કબુલ કરૂં. સ્ત્રી અને પુરૂષ એક દરજ્જાનાં છે, એક જ નથી; એ અપૂર્વ જોડી છે, એક બીજાની પૂરણી છે અને બંને અરસપરસ ટેકા રૂપ છે. તે એટલે સુધી કે એકને અભાવે બીજાનો સંભવ જ નથી. પણ જો પુરૂષ અથવા તો સ્ત્રી સ્થાનભ્રષ્ટ થાય તો બંનેનો નાશ થાય, એ સિદ્ધાંત ઉપલી સ્થિતિમાંથી જ નીકળી આવે છે, તેથી સ્ત્રીકેળવણીની રચના ઘડનારે આ વાત નિરંતર યાદ રાખવી જોઇએ. દંપતીની બાહ્ય પ્રવૃત્તિમાં પુરૂષ સર્વોપરી છે. તેથી બાહ્ય પ્રવૃત્તિનું વિશેષ જ્ઞાન તેને આવશ્યક છે. આંતર પ્રવૃત્તિમાં સ્ત્રીનું પ્રાધાન્ય છે, તેથી ગૃહવ્યવસ્થા, બાળકોની માવજત, તેઓની

કેળવણી, વગેરે વિષયોમાં સ્ત્રીને વિશેષ જ્ઞાન જોઇએ. કંઈ પણ જ્ઞાન લેવાની કોઈને બંધી કરવાની અહીં કલ્પના નથી. પણ કેળવણીનો ક્રમ આ વિચારોને ઉદ્દેશીને ઘડાયલો ન હોય તો બંને વર્ગને પોતાનાં ક્ષેત્રોમાં પૂર્ણતા મેળવવાની તક ન મળે.

સ્ત્રીઓને અંગ્રેજી કેળવણીની જરૂર છે કે નહિ એ વિષે પણ બે બોલ કહેવાની જરૂર છે. મને તો લાગ્યું છે કે આપણા સાધારણ ક્રમમાં સ્ત્રી અથવા પુરૂષ બેમાંથી એકેને સારૂ અંગ્રેજી આવશ્યક નથી. કમાણીને અર્થે અને રાજ્યપ્રકરણી પ્રવૃત્તિને સારૂ જ પુરૂષોને અંગ્રેજી ભાષાનાં જ્ઞાનની જરૂર હોઇ શકે. સ્ત્રીને નોકરીઓ શોધવાની કે વેપાર કરવાની ઉપાધિ વિષે હું માનતો નથી, એટલે અંગ્રેજી ભાષાનું જ્ઞાન થોડી સ્ત્રીઓ જે લેશે, જેને લેવું હશે તે પુરૂષોને સારૂ સ્થપાયલી શાળામાં જ લઈ શકશે. સ્ત્રીઓને સારૂ સ્થપાયલી શાળામાં અંગ્રેજી દાખલ કરવું એ આપણી પરાધીનતા લંબાવવાનું કારણ થઈ પડશે. અંગ્રેજી ભાષામાં રહેલો ભારે ખજાનો જેમ પુરૂષોને તેમ સ્ત્રીઓને મળવો જોઈએ એ વાકય મેં ઘણે મુખેથી સાંભળ્યું છે અને ઘણે ઠેકાણે વાંચ્યું છે. હું નમ્રતાપૂર્વક કહીશ કે આમાં કાંઇક ભૂલ થાય છે. પુરૂષોને અંગ્રેજી ખજાનો આપવો અને સ્ત્રીઓને નહિ એવું તો કોઇ કહેતું નથી. જેને સાહિત્યનો શોખ છે, તે આખી દુનિયાનું સાહિત્ય સમજવાની ઇચ્છા કરશે તો તેને રોકી રાખનાર આ જગતમાં જન્મ્યું નથી, પણ જનસમાજની હાજતો સમજીને જ્યાં કેળવણીક્રમ ઘડાયલો હોય ત્યાં ઉપર જણાવ્યા એવાં સાહિત્યપ્રેમીને સારૂ યોજના ન ઘડી શકાય. એવાંને સારૂ આપણા ઉન્નતિકાળમાં જૂદી જૂદી સ્વતંત્ર સંસ્થાઓ જેમ યુરોપમાં છે તેમ, હશે. સુવ્યવસ્થિત ક્રમમાં જ્યારે ઘણાં સ્ત્રીપુરૂષો કેળવણી લેતાં થઇ જશે, અને કેળવણી નહિ પામેલ અપવાદ રૂપે ગણાશે, ત્યારે બીજી ભાષાના સાહિત્યના રસનો સ્વાદ આપનારા આપણા ભાષાના લેખકો જથ્થાબંધ નીકળી આવશે. જો આપણે સાહિત્યરસ હમેશાં અંગ્રેજી ભાષામાંથી જ લેતા રહીશું તો આપણી ભાષા હમેશાં નમાલી જ રહેશે, એટલે કે

આપણે હમેશાં નમાલાની પ્રજા રહીશું. પરભાષાનાં સાહિત્યમાંથી જ આનંદ ખેંચવાની આદત એ, જો ઉપમાને સારૂ મને માફ કરી શકાય તો મારે કહેવું જોઇએ કે, ચોરીના માલમાંથી આનંદ લેવાની ચોરની આદતના જેવી છે. પોપે જે આનંદ ઈલીયડમાંથી લીધો તે તેણે પ્રજાની પાસે અલૌકિક અંગ્રેજીમાં મૂકયો. ઓમરખય્યામની રૂબાઇયામાંથી જે આનંદ ફીટ્ઝરાલ્ડે લીધો તેને એવા પ્રભાવભર્યા અંગ્રેજીમાં મૂકયો કે તેથી તેનું કાવ્ય લાખો અંગ્રેજો બાયબલની જેમ સાચવે છે. ભગવદ્‌ગીતામાંથી એડવીન આરનોલ્ડે રસનાં કુંડાં પીધાં; તે પીવા સારૂ તેણે પ્રજાને સંસ્કૃત ભાષા શીખવાનો આગ્રહ ન કર્યો, પણ અંગ્રેજી ભાષામાં પોતાનો આત્મા રેડીને સંસ્કૃત અથવા પાલીની સાથે શોભી શકે એવી અંગ્રેજી ભાષામાં મૂકી, પ્રજાને પોતાનો રસ પીવરાવ્યો. આપણે બહુ પછાત છીએ તેથી આવી પ્રવૃત્તિ આપણામાં ઘણે વધારે અંશે હોવી જોઇએ. જ્યારે મેં સૂચવ્યું છે તે પ્રમાણે આપણો ક્રમ ઘડાશે અને તેને આપણે દૃઢતાપૂર્વક વળગી રહીશું ત્યારે જ તેવી પ્રવૃત્તિ સંભવશે. અંગ્રેજી ઉપરનો ખોટો મોહ આપણે તજી શકીએ અને આપણી અથવા તો આપણી ભાષાની શક્તિ વિષેનો આપણો અવિશ્વાસ છોડી શકીએ તો કાર્ય મુશ્કેલ નથી. સ્ત્રી અથવા પુરૂષે અંગ્રેજી ભાષા શીખવામાં પોતાનો કાળ નહિ ગાળવો એ વચન તેઓનો આનંદ ઓછો કરવાના હેતુથી નથી બોલતો, પણ જે આનંદ અંગ્રેજી શિક્ષા લેનારા બહુ કષ્ટ વડે લે છે તે આનંદ આપણને સહેલાઈથી મળે એ હેતુથી બોલું છું. પૃથ્વી અમૂલ્ય રત્નોથી ભરેલી છે. બધાં સાહિત્યરત્ન અંગ્રેજી ભાષામાં જ નથી. બીજી ભાષાઓ પણ રત્નોથી ભરપૂર છે. એ બધાં મારે તો આમને સારૂ જોઈએ. એમ કરવાને તો એક જ રસ્તો છે અને તે એ કે આપણામાંના કેટલાક જેઓને યોગ્ય શક્તિ હોય તેઓ તે તે ભાષા શીખી તેમાંનાં રત્નો આપણને આપણી ભાષા મારફતે આપી દે.

આટલો કેળવણીના પ્રકાર વિષે આપણે અહીં વિચાર કરી લીધો, એટલે બાલિકાઓ પરણુતી મટી ગઈ અને સ્ત્રીઓને

તેમના સ્વાભાવિક હક્કો મળી ગયા એવું માનવાને કાંઈ કારણ નથી. તેથી જે બાલિકાઓ પરણ્યા પછી આપણી દૃષ્ટિએથી અલોપ થઈ જાય છે તેનું શું? તેઓ આપણી શાળાઓમાં આવવાની નથી. એક વખત નાની ઉમરે પરણાવવાનું મહા-પાપ કરી દીધું એટલે તેની માતાઓ પણ પાપનું જ્ઞાન થયે પોતાની છોકરીને કેળવણી આપવા કે બીજું કાંઇ આશ્વાસન આપવા અશક્ત થઈ પડે છે. જે પુરૂષ બાલિકાની સાથે લગ્ન કરે છે તે પરોપકાર દૃષ્ટિએ નથી કરતો પણ ઘણે ભાગે વિષયાસક્તિથી જ કરે છે. આ બાળાઓનો બેલી કોણ થાય? આ પ્રશ્નમાં સ્ત્રીનો ઉદ્ધાર મોટે ભાગે સમાયલો છે. જવાબ પણ અઘરો અને એક જ છે. પુરૂષ વિના બીજો સંસારી બેલી તો આ બાલિકાનો કોઇ નથી. બાળલગ્ન કરેલા પુરૂષને સ્ત્રી સમજાવી શકે એ લગભગ અશક્ય છે, એટલે આ વિકટ સુધારાનું કામ સમજુ પુરૂષે જ કરવું રહ્યું છે. મારામાં શક્તિ હોય તો બાળ કન્યાઓનું વસ્તી-પત્રક બનાવું, તે કન્યાઓના ધણીઓના મિત્રોને શોધી કાઢું, અને તે મિત્રોની મારફતે અને ધાર્મિક તથા વિનયી બીજા પગલાં મને મળી શકે તે વાટે, આવા ભરથારોને હું કહેવરાવું: ‘ તમે અજ્ઞાનપણે બાળ વિવાહનું પાપ કર્યું છે. જ્યાં સુધી કન્યાની પાકી ઉંમર નથી થયેલી, તે કેળવણી નથી પામેલી, ત્યાં સુધી તમે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી તેને તમે પોતે અથવા બીજાની મારફતે શિક્ષણ આપી પ્રજા ઉત્પન્ન કરવા અને પાળવાને સારૂ લાયક ન બનાવો ત્યાં સુધી તમે કોઈપણ પ્રકારે આ પાપમાથી મુક્તિ મેળવવાના નથી. ’

આમ ભગિની–સમાજ કરવા ધારે તો તેની પાસે ઘણી સુંદર ફલદાયી પ્રવૃત્તિઓ છે. સમાજનાં કાર્યનું ક્ષેત્ર એટલું વિસ્તીર્ણ છે કે જો સજ્જડ કાર્ય થાય તો મોટી પ્રવૃત્તિ તેની પાસે કાંઈ જ નહિ ગણાય. અને ‘ હોમ રૂલ ’ નામનું ઉચ્ચારણ કર્યા વિના હોમ રૂલની ભારે સેવા થઈ શકે. જ્યારે છાપખાનાં ન હતાં, ભાષણોની સગવડો ઓછી હતી, ચોવીશ કલાકના એક હજાર માઇલને બદલે ભાગ્યે ચોવીશ માઈલ આપણે મુસાફરી

કરી શકતા હતા તે વેળાએ આપણા વિચારોનો પ્રચાર કરવાનું એક જ મુખ્ય સાધન ગણાતું હતું, અને તે આપણી કૃતિ હતું. એમ કહેવાય છે કે તેની અસર બહુ ભારે હતી. અત્યારે આપણે હવાને વેગે દોડમદોડ કરીએ છીએ, વ્યાખ્યાનો આપીએ છીએ, લેખો લખીએ છીએ. તેમ છતાં આપણું ધાર્યું અમલમાં મૂકાવવા આપણે લગભગ અસમર્થ છીએ. દરેક દિશાએથી નિરાશાનો સૂર સંભળાય છે. મને તો લાગે છે કે જેમ આગળ હતું તેમ આજે પણ આપણાં કાર્ય વડે જેટલો પ્રભાવ આપણે લોકો ઉપર નાંખી શકશું, તેટલો કદિ આપણા ભાષણ કે લેખોથી નહિ નાંખી શકીએ. આ સમાજ મુંગા કાર્યને પ્રધાન પદ આપો, એવી સમાજ પ્રત્યે મારી પ્રાર્થના છે.

# અંત્યજો.*

સાહેબ, ભંગી ઢેડ વર્ગોના સંબંધમાં જે મેળાવડો ગોધરામાં ઢેડવાડામાં થયો હતો તે વિષેનું કેટલુંક લખાણ મેં આપનાં પત્રમાં વાંચ્યું છે. ટીકાકારોએ આપના વાંચકવર્ગને ગેરસમજમાં નાંખી દીધા છે એમ મને લાગ્યું છે તે દૂર કરવાના ઈરાદાથી આપને તસ્દી આપું છું.

હું મને ધર્મના વિષયમાં બાળક નથી માનતો, પણ લગભગ ૩૫ વર્ષનો અનુભવી હોવાનો દાવો કરૂં છું. કેમકે તેટલાં વર્ષો થયાં મેં ધર્મ વિષે વિચારો કર્યા છે ને મનન કર્યું છે. વિશેષમાં જ્યાં જ્યાં મને સત્ય ભાસ્યું છે ત્યાં ત્યાં મેં તેનો અમલ કર્યો છે. મારી માન્યતા છે કે શાસ્ત્રો વાંચવાથી જ ધર્મનું સ્વરૂપ નથી મળતું. યમાદિ પાળ્યા વિના શાસ્ત્ર વાંચવાથી માણસ આડે રસ્તે ચઢે છે એમ આપણે હમેશાં જોઇએ છીએ. પંડિતાઇ મેળવવા સારૂ જેણે શાસ્ત્ર વાંચ્યા હોય તેની પાસેથી હું શાસ્ત્રનો અર્થ ગ્રહણ નહી કરૂં. મારાં આચરણની રેખા હું ભટ્ટ મોક્ષમુલરનાં ખહોળાં વાંચનથી લખાયેલાં શાસ્ત્રોમાંથી ન દોરૂં. આધુનિક કાળમાં શાસ્ત્ર જાણવાનો દાવો કરનારા ઘણા કેવળ અજ્ઞાની અને દંભી જોવામાં આવે છે. હું ધર્મગુરૂની શોધમાં છું. ગુરૂની આવશ્યકતા છે એમ માનું છું. પણ મારી નજરે યોગ્ય ગુરૂ ચઢ્યો નથી ત્યાં સુધી હું જ મારો ગુરૂ થઈ બેઠો છું. એ માર્ગ વિકટ છે છતાં આ વિષમ કાળમાં એ યોગ્ય લાગે છે. હિન્દુ ધર્મની વ્યાખ્યા કોઇ આપી શકયું નથી. એવી તેની પ્રૌઢતા અને ઉદારતા છે. વૈષ્ણવ સંપ્રદાયમાં

* ગોધરામાં ભરાયલી "અંત્યજ પરિષદ" ના અંગે વર્તમાનપત્રમાં ઉભી થયેલી ચર્ચાના જવાબમાં આ પત્ર "ગુજરાતી" પત્ર ઉપર લખવામાં આવ્યો હતો; જે તેના તા. ૩૦-૧૨-૧૯૧૭ ના અંકમાં પ્રગટ થયો હતો.

મારો જન્મ છે, અને તે વૈષ્ણવ તત્વ મને અતિશય પ્રિય લાગ્યું છે. વૈષ્ણવ ધર્મમાં કે હિન્દુધર્મમાં ભંગી ઢેડ વગેરે અસ્પર્શ્ય છે એવું મેં અનુભવ્યું નથી. આભડછેટને અખાએ અદકેરૂં અંગ ગણ્યું છે. હિન્દુધર્મને અંગે કેટલીક રૂઢીઓ જામેલી છે. તેમાંની કેટલીક સ્તુત્ય છે, બીજી નિંદ્ય છે. અસ્પર્શ્યતાની નિંદ્ય છે. ધર્મને નામે તેથી બે હજાર વર્ષનું પાપ હિન્દુધર્મને માથે ચડયું છે ને હજુ ચઢતું જાય છે. એ રૂઢીને હું પાખંડ કહું છું. તે પાખંડમાંથી આપણને નીકળવું પડશે અને તેનું પ્રાયશ્ચિત્ત આપણે કર્યાં જ કરીએ છીએ. મનુસ્મૃતિ આદિ શાસ્ત્રોમાંથી આ રૂઢિના ટેકામાં શ્લોકો ટાંકવા નિરર્થક છે. તે શાસ્ત્રોમાં ઘણા શ્લોકો ક્ષેપક છે. ઘણાનો કંઈ અર્થ રહ્યો નથી. એવો એક પણ હિન્દુ મેં જોયો નથી કે જે મનુસ્મૃતિનાં બધાં શાસનોનું પાલન કરતો હોય અથવા ઇચ્છતો હોય. જો તેમ કરે તો તે ભ્રષ્ટ થાય એવું સહજે સિદ્ધ કરી શકાય તેમ છે. સનાતન ધર્મની રક્ષા શાસ્ત્રોમાં છપાયેલા બધા શ્લોકોને યોગ્ય બતાવવાથી નથી થવાની, પણ તે શાસ્ત્રોમાં જે અચલિત સિદ્ધાંતો છે તે મુજબ વર્તન કરવાથી થવાની છે. જે જે ધર્મના પ્રચારકોની પાસે મને વાર્તા કરવાનો પ્રસંગ મળ્યો છે તેમણે આ વાત કબુલ કરેલ છે. કેટલાક વિદ્વાન ગણાતા અને લોકોમાં પૂજાતા ધર્મપ્રચારકોને પૂછતાં તેઓએ જણાવ્યું છે કે રૂઢી સિવાય ભંગી ઇત્યાદિ તરફની આપણી વર્તણુંકનો કંઈ જ બચાવ નથી.

હકીકતમાં ઉપલી રૂઢી કોઇ પાળતું નથી. આગગાડીમાં તેઓનો સ્પર્શ થાય છે; મિલોમાં તેઓ નોકર છે તેને આપણે અડીએ છીએ; ફરગ્યુસન કોલેજમાં તથા વડોદરાની કોલેજોમાં અંત્યજો દાખલ થયા છે તે સૌ સાંખી રહે છે. અંગ્રેજો તેમ જ મુસલમાનોને ત્યાં તેઓ માન પામે છે ને અંગ્રેજો તેમ જ મુસલમાનોને અડકતાં આપણે અચકાતા નથી. તેમનામાં ઘણાની સાથે ભેટી આપણે માન પામીએ છીએ. ખ્રીસ્તી થયા પછી તેમને અસ્પર્શ્ય ગણવાની આપણી હિંમત પણ નથી ચાલતી. આમ જે રૂઢિ પાળી શકાય તેવી નથી તે રૂઢિનો બચાવ શાણા હિન્દુ પોતાની જુદી માન્યતા હોય તોપણ ન કરે.

આ અસ્પર્શ્યતામાં તિરસ્કાર નથી એ કથનને કયું વિશેષણ લગાડવું એ મને સુજતું નથી. આગગાડીમાં જો જાણ્યેઅજાણ્યે આપણા ડબામાં ઢેડ આવે છે તો તેની ઉપર પ્રહાર થાય છે ને ગાળોનો વરસાદ વરસે છે. તેને ચાવાળા ચા ન વેચે, દુકાનદારો તેને માલ ન આપે, ને મરતા હોય તો પણ તેને આપણે ન અડકીએ. તેને આપણે આપણો એંઠવાડ ખાવા આપીએ, આપણાં ઉતરેલાં મેલાં કપડાં પહેરવા આપીએ, તેને ભણાવવા કોઈ હિન્દુ જાય નહિ, તેનાથી સારા મકાનમાં રહેવાય નહી, મને ન અડશો એવો ઉચ્ચાર તેનાં મોંમાંથી કઢાવીએ. આનાથી વિશેષ નિશાનીઓ તિરસ્કારની શી હોઈ સકે? તેઓની દશા શું સૂચવે છે? જેમ યુરોપમાં ધર્મને નામે ગુલામીનું ધૂર્ત ચાલ્યું હતું, તેમ આપણામાં ધર્મને નામે ભંગી તરફનો તિરસ્કાર છે. જેમ યુરોપમાં પણ છેવટ સુધી ગુલામીનો બચાવ બાઇબલમાંથી કરનારા નીકળતા, તેમ હું આ પવિત્ર બચાવ જોઉં છું. તે બચાવમાં એક પુરાણું, પ્રખ્યાતિ પામેલું પત્ર રોકાય એ શોકજનક છે.

અસ્પર્શ્યતાનો દોષ આપણે હઠપૂર્વક ધર્મમાંથી કાઢવો પડશે. તે વિના દેશમાંથી મરકી, કોલેરા વગેરે રોગોનો નાશ થવો અસંભવિત છે. ધંધામાં તો નીચતા નથી જ. દાકતરો, આપણી માતાઓ મેલું ઉપાડવાનો ધંધો કરે છે. આપના કોઈ ટીકાકારે લખ્યું છે કે તેઓ તો પાછા સાફ થાય છે. જો ભંગી તેમ નથી કરતા તો તે કલંક તેઓની ઉપર નથી, આપણી ઉપર છે. જ્યારે આપણે તેઓને પ્રેમભાવે ભેટશું ત્યારે તેઓને સાફ રાખવાનો પ્રયત્ન પણ કરશું.

પ્રીતિભોજનની સાથે આપણે આ હીલચાલને ઘસડવાની જરૂર નથી. તેની સાથે તેનો સંબંધ નથી. આ હિલચાલમાં વર્ણાશ્રમ ધર્મનો લોપ નથી. તેની અતિશયતા દૂર કરી તેનો બચાવ કરવાનો આશય છે. ભંગી પોતાનો ધંધો છોડે એવું પણ આ હિલચાલ કરનારા ઈચ્છતા નથી. પણ મેલું ઉપાડવાનો ધંધો વૈષ્ણવને છાજે તેવો પવિત્ર ને આવશ્યક છે એમ બતાવવાનો

આશય છે. એ ધંધો કરનારા હલકા નથી પણ બીજા ધંધાદારીઓની સાથે સરખો હક્ક ધરાવનારા છે ને તેઓની પ્રવૃત્તિથી દેશ રોગોમાંથી બચે છે તેથી તેઓ વૈદ્યાદિની જેમ માનનીય છે.

આ દેશ જેમ તપશ્ચર્યા, પવિત્રતા, દયા ઈત્યાદિથી પૂરિત છે, તેમ જ સ્વચ્છંદ, પાપ, ક્રૂરતા આદિથી ભરપૂર છે. આવે સમયે આપને અને આપના લેખકોને ઘટે છે કે પાખંડની સામે થવામાં આપ અને તેઓ કટિબદ્ધ થાઓ; ગોધરામાં થયેલા પવિત્ર કાર્યને વધાવી તે પુણ્યના ભાગીદાર થાઓ, છ કરોડની વસ્તી હિન્દુધર્મથી નિરાશ થઇ તેનો ત્યાગ ન કરે એમ કરવામાં સહાય કરો.

મારી ધાર્મિક જવાબદારી પૂરી સમજીને હું આ હીલચાલમાં ભાગ લઉં છું. કાળ જતાં નર્મદાશંકરની જેમ વિચારો બદલાય તેવું ભવિષ્ય મારે વિષે પણ એક ટીકાકારે ભાખ્યું છે. જો તેવો સમય આવે તો તે વેળા મેં હિન્દુધર્મનો, ધર્મમાત્રનો જ ત્યાગ કર્યો સમજાશે. હિન્દુધર્મને ઉપર્યુક્ત કલંકમાંથી છોડાવતાં આ દેહ પડે તો પણ તેમાં વિશેષ કંઇ નથી એવી મારી દૃઢ માન્યતા છે. જે ધર્મમાં નરસિંહ મહેતો ઈત્યાદિ થયા છે તે ધર્મમાં અસ્પર્શ્યતાને અવકાશ ન જ હોય.

## અનાથ આશ્રમ.

હિન્દુસ્થાનની મુસાફરીમાં મેં ઘણા અનાથ આશ્રમ જોયા છે, કેટલાકને ખૂબ તપાસીને અને કેટલાક સાધારણ રીતે. તે ઉપર મેં કેટલીક જગ્યાએ મારા વિચાર વ્યવસ્થાપકોને દર્શાવ્યા છે. સહુને પોતાના વિચાર ઉપર મોહ હોય છે. તેવી દશા મારી પણ છે ને મને લાગે છે કે એ વિચારો પ્રજાની સમક્ષ મુકાય તો ખોટું નથી.

અનાથ આશ્રમની વ્યાખ્યા તો એ જ થઇ શકે કે તે અનાથને આશ્રય આપી સનાથ કરવાનું સ્થાન છે. આવા આશ્રમો પરત્વે અનાથનો વિશેષ અર્થ મા બાપ કે વાલી વિનાના બાળકો એમ કરવામાં આવ્યો છે. વાલીની ખોટ પૂરી પાડવાનો તેઓ દાવો કરે છે અથવા તેઓએ કરવો જોઇએ. અનાથ આશ્રમ એ અંગ્રેજી શબ્દ 'ઓર્ફનેજ'નો તરજુમો છે. અનાથ શબ્દનો આવો અર્થ છે છતાં અનાથ આશ્રમોમાં બાળકો ઉપરાંત કમાણી કરી શકે એવા જુવાનોને લેવામાં આવે છે. વળી અપંગ, લુલા, પાંગળા, આંધળાઓને પણ દાખલ કરવામાં આવે છે, ને હવે ગુપ્ત પેટીઓ † પણ આશ્રમમાં દાખલ કરવામાં આવી છે.

મને લાગે છે કે આમ કરવાથી એકે અર્થ પૂરો સરતો નથી. આમાં જોકે ઉપરટપકે જોતાં વિશેષ પરોપકાર વૃત્તિનો આભાસ આવે છે પણ ઉંડા ઉતરતાં માલમ પડશે કે આ સ્થિતિ કેવળ વ્યાપારવૃત્તિને આભારી છે. કૃપણ જેમ પોતાના પૈસામાંથી વધારેમાં વધારે વ્યાજ ઉપજાવવા ઇચ્છે છે ને છેવટે પતિત થાય છે તેમ અનાથ આશ્રમોનું ભવિષ્ય છે એમાં મને શંકા નથી. સાવચેતીને ખાતર 'ભવિષ્ય' શબ્દનો પ્રયોગ કર્યો છે. હું તો પતિત દશા વર્તમાનમાં જોયા કરૂં છું.

† Foundling box.

આ વ્યવસ્થા આપણી ભયભીત સ્થિતિની નિશાની છે; આપણી અશ્રદ્ધાની સૂચક છે. આપણે માની લઈએ છીએ કે દરેક સંસ્થાને સારૂ ઘણી મહેનતે જ આપણને ધનાઢ્યોની મદદ મળે છે. "આપણે અપંગોનું રક્ષણ કર્યે છુટકો છે, આપણે ગુપ્ત પ્રસવોનું રક્ષણ કરવું પડશે એટલે જે મળ્યું છે તેમાંથી આ કાર્યને પણ સંકેલીએ." આ કંગાળ વૃત્તિ છે. મારી તો ખાતરી છે કે સારાં કાર્યોને સારૂ આ ગરીબ હિન્દમાં પણ પૈસો મળી રહે છે; કાર્ય સારૂં છે એમ સાબેત કરવું એ કારભારીનું કામ છે. જે સંસ્થાઓ ક્ષીણ થઇ છે તેનું કારણ ધનની ખામી નથી, પણ દૃઢ, શ્રદ્ધાળુ ને ચારિત્રવાન કારભારીની ખામી છે. આ માન્યતા ખરી હોય અથવા ખોટી, ગમે તેમ હો, છતાં આટલું તો ચોક્કસ છે કે અનાથ આશ્રમો ત્રણ ઘોડે ચડતાં એકેની પર પૂરો કાબુ મેળવી શકતા નથી.

ઉપરની સ્થિતિમાં અનાથ બાળકો સનાથ કયાંથી જ થાય! તેઓને નિરંતર પોતાની નધણીયાતી સ્થિતિની યાદી મળી રહે છે. આપણે આપણાં બાળકોને આ આશ્રમોમાં મૂકવા નહિ ઇચ્છીએ. આ અનાથ આશ્રમોની કસોટી છે. આપણા બાળકોને સારૂ અપંગ, આંધળાં, પાંગળાંનો સહવાસ આપણે નથી ઇચ્છવાના. જો આ આશ્રમો અનાથના નાથ હોય તો વ્યવસ્થાપકોનાં બાળકો આ આશ્રમોમાં જોવામાં આવે. તેઓ બેધડક થઈને બીજા કંઇ કારણસર નહિ તો પોતાની કસોટી કરવા ખાતર પોતાનાં બાળકોને અનાથ બાળકો સાથે મૂકશે. આ માગણી વધુ પડતી નથી એમ બ્હોળા અનુભવે હું કહેવા ઈચ્છું છું. અનાથ બાળકોને માત્ર અપંગની સાથે મૂકવામાં આવે એટલું જ બસ નથી, પણ બીજી વ્યવસ્થા પણ ઘણે ભાગે એવી જ હોય છે કે જેથી બાળકોને પોતાની દયામણી સ્થિતિની યાદી મળ્યા કરે. જો અનાથ આશ્રમો માત્ર નધણીયાતા બાળકોને જ સારૂ વાપરવામાં આવે તો તે આશ્રમો થોડા વખતમાં સ્વાશ્રયી બની શકે. આ બાબતમાં આપણને મુક્તિફોજ પાસેથી બહુ શિખવાનું મળી આવે છે. તેઓ જે અનાથ આશ્રમો ચલાવી રહ્યા છે તેને જીવ છે. આપણાં

પ્રમાણમાં નિર્જીવ છે. તેઓએ હજારો બાળકોને આશ્રય આપ્યો છે ને તેઓને મરદ બનાવ્યા છે, તેઓને ધંધે ચઢાવ્યા છે. આપણાં આશ્રમનાં બાળકોને આવું નિર્ભય પદ નથી મળ્યું. કેટલાકને નજીવી નોકરીઓ મળી છે. એનો હિસાબ કરવાની જરૂર નથી. આપણાં આશ્રમોમાં બાળકો મોટાં થાય એટલે ઘણે ભાગે તેઓને રજા આપવાનો રિવાજ હોય છે. મુક્તિફોજમાં તેવું કાંઇ નથી. જેમ કુટુંબમાં છોકરો મોટો થાય ત્યારે કુટુંબને સારૂ એક રક્ષક ને પોષક વધ્યો એમ મનાય છે તે પ્રમાણે મુક્તિફોજમાં તેવા બાળકો ઉંમરે પહોંચે એટલે તેનાં કારખાનામાં કામ કરવા લાગી જાય છે. આપણાં આશ્રમમાં પણ તે કૌટુંબિક ન્યાય દાખલ થવાની જરૂર છે.

અનાથ બાળકોને માત્ર રહેવાનું ખાવાનું ને પહેરવાનું આપીએ છીએ તેમ તેઓને આશ્રમમાં જ શિક્ષા આપી શકીએ ને તેઓને આશ્રમનાં કારખાનામાં રોકી શકીએ. આશ્રમમાં આપણે મહાન રાષ્ટ્રીય પ્રયોગો કરી શકીએ, રાષ્ટ્રીય પદ્ધતિ પ્રમાણે કેળવણી આપી શકીએ, ઉદ્યોગો શિખવીએ, ખેતી શિખવીએ, જે ધંધા નષ્ટ થતા જાય છે તેને બચાવી લઇએ. આવી વ્યવસ્થાને પરિણામે આજના અનાથ બાળકો તે હાલના પોતાના આશ્રમના શિક્ષકો, કારિગરો, નેતા બની શકે છે. આવાં અનાથાશ્રમમાંથી આપણે આપણાં વાતાવરણને યોગ્ય એવું હિન્દરક્ષક લશ્કર ઉત્પન્ન કરી શકીએ છીએ.

મારી ગણના જો ખરોખર હોય તો બધા આશ્રમોનાં અથવા તો મુંબઈ ઈલાકાનાં જ આશ્રમોનાં નેતાઓને એકઠા કરી તેઓના મત લઇ બધા આશ્રમોને સારૂં એક ધોરણ કરી શકાય. બધાને સારૂ જો એક મુખ્ય કારભારી મંડળી હોય તો તે દેખરેખ કરી શકે ને અનુભવે યોગ્ય જણાય તેમ સુધારા વધારા કરી શકે. આવી એકત્રિત યોજનાને સારૂ જો આપણે તૈયાર ન થયા હોઇએ તો જે આશ્રમમાં વિશેષ જીવન હોય ત્યાં તો ઉપર પ્રમાણે ધોરણ દાખલ થઈ શકે.

બાળકોને આગ્રહપૂર્વક આશ્રમમાં રાખવાની પ્રથા મેં કેટલાક આશ્રમોમાં જોઈ છે. મને લાગે છે કે આ તો વગર વિચારેલું પગલું ગણાય. જે છોકરાઓ આશ્રમમાં રહેવા નથી ઇચ્છતા તે અનાથ નથી પણ સ્વતંત્ર છે. આશ્રમોની કિંમતનો આંક કંઈ આનાથોની સંખ્યા ઉપરથી નથી બાંધવાનો; આશ્રમો કેટલા શહેરી પેદા કરે છે તેના ઉપરથી બાંધવાનો છે.

અપંગોને સારૂ જેટલે દરજ્જે આશ્રમની જરૂર હોય તેટલે દરજ્જે તેવા આશ્રમો છે. જ્યાં જરૂર હોય ત્યાં તેવા આશ્રમો નોખાજ હોવા જોઈએ એ સાબેત કરવાની જરૂર નથી જણાતી.

ગુપ્ત પ્રવેશનો સવાલ ગંભીર છે. તેવા પ્રવેશોની સગવડ કરવામાં નીતિ રહેલી છે એમ મને નિશ્ચયપૂર્વક નથી જણાયું. એવી સગવડો કરવાથી વિષયી પ્રવૃત્તિ વધે છે એમ કંઈક આભાસ આવ્યા કરે છે. હરેક પ્રકારે પેદા થયેલા જીવોને આપણે અસંખ્ય ઉપાયો કરીને જીવતા જ રાખવા એ જીવદયાનો વિષય છે એવું કોઈ પણ રીતે સિદ્ધ નથી થઇ શકતું. એવો પ્રયાસ કરવો એ પણ વ્યર્થ છે. એમાં ગૂઢ અહંતા રહેલી જોવામાં આવે છે. જીવદયાનો અર્થ સહેલાઇથી થઈ શકતો નથી એમ ક્ષણે ક્ષણે હું તો અનુભવી રહ્યો છું. એ વિષયને કંઇક મેં મારો પોતાનો કર્યો છે એટલે ભાર દઇને લખવાની હિંમત કરી છે. જીવદયાનો આધાર અમુક સંખ્યામાં જીવોનો બચાવવા ઉપર મુદ્દલ નથી. એ આત્માનો ખસુસ ગુણ છે. તેને લઇને દયામય આત્માના પ્રસંગમાં આવેલો જીવ તેની દયાનો પ્રત્યક્ષ અનુભવ તુરત કરી લે છે. જીવદયામાં અંકગણીતને કયાંએ સ્થાન મળી શકતું નથી. સડેલા આટામાં અસંખ્ય જીવોનો ઉપદ્રવ થયો હોય છે. તેને સંઘરવો એ જીવદયા નથી. તેને દાટવો અથવા બાળવો એમાં જીવદયા રહેલી છે. જો કે બંને પ્રયોગોમાં આટા માંહેલા જંતુનો એક પ્રકારે નાશ થાય છે. શરીરને સ્વચ્છ રાખવા જતાં પણ અસંખ્ય જંતુઓનો નાશ થાય છે. વિશુદ્ધ દયા આટો ન સડે, શરીર અસ્વચ્છ ન થાય એવા ઉપાયો શોધશે. તેમજ તેવી દયા

ગુપ્ત પ્રવેશનાં કારણો શોધી પવિત્રતા વધારવાના ઉપાયો લેશે, ગુપ્ત પ્રવેશોનો બોજો ઉઠાવી અપવિત્રતાને ઢાંકી નિર્ભય બનાવી તેને ઉત્તેજન નહી આપે.

મારે ભાગ્યે જ કહેવાની જરૂર હોય કે મારી ટીકા કેવળ મદદ કરવા અર્થે છે. આક્ષેપ મૂકવાના ઈરાદાથી નથી થયેલી. બધા 'આશ્રમોને બધી ટીકા લાગુ પડે છે એવું પણ નથી. બધા આશ્રમો ઉંચામાં ઉંચી સ્થિતિ ભોગવતા થાય એ જ આ લેખનો હેતુ છે.

આપણી ઘણી ખરી બધી સંસ્થાઓને વિષે આપણે વણિક વૃત્તિ વિશેષે જોઇએ છીએ. આ વૃત્તિને ગૌણ રાખી ક્ષત્રિય (સાહસિક) વૃત્તિને, બ્રાહ્મણ (દીર્ઘદૃષ્ટિની) વૃત્તિને, અને મુખ્યત્વે કરીને શૂદ્ર (સેવા) વૃત્તિને પ્રધાન પદ આપવાની આવશ્યકતા છે.

## આગગાડીના મુસાફરો.*

આગગાડીના મુસાફરોને બહુ હાડમારી ખમવી પડે છે, એ વિષે કોઇને શંકા નથી. ઘણી હાડમારીને સારૂ ઈલાજ આપણા પોતાના જ હાથમાં હોય છે. હિન્દુસ્થાનમાં ચોમેર ઐકયનો વાયરે વાઇ રહ્યો છે. એનો માત્ર ઉપયોગ કરીએ તોએ ઘણી હાડમારી દૂર થાય. આ લેખમાં એવી હાડમારી કેમ દૂર થાય તેની સૂચનાઓ છે. જેના હાથમાં આ લેખ આવે તેને ધ્યાનપૂર્વક વાંચી જવા વિનતિ છે. પછી જે વાંચી ન શકતા હોય તેને એ વંચાવવાની વિનતિ છે. કાગળનું અને છપામણીનું ખર્ચ કોઈક પણ પરોપકારી પુરૂષે આપ્યું હશે એટલું સ્હેજે વાંચનાર કળી લેશે. અને એ ખ્યાલ લાવીને પણ સમજશે કે લેખને મફત આપ્યો છે તેટલા સારૂ તુચ્છકારી નાંખવો ન જોઈએ.

હું અધિકારી વર્ગને સૂચવીશ કે

જો તમે સ્ટેશન માસ્તર હો તો તમારાથી મુસાફરોનાં ઘણાં દુઃખનું નિવારણ થઇ શકે.

તમે પોતે ગરીબ ઉતારૂઓની સાથે વિવેક વાપરી, તમારી નીચેનાઓને તેમ કરવાનો દાખલો બેસાડી શકશો.

તમે ટીકીટ આપવાનો હોદ્દો ભોગવતા હો તો પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓને જેટલો વખત આપો છો અને તેઓના ઉપર જેટલું ધ્યાન રાખો છો, તેટલો વખત અને તેટલું ધ્યાન ગરીબોને પણ મળવું જોઈએ એ તમે સ્હેજ વિચારે સમજી શકશો.

ગરીબોની ઉપર રેલવેની હસ્તીનો આધાર છે. અને તેની પાસેથી મળેલા પૈસા ઉપર તમારા પગારનો મોટો આધાર છે.

* આ પત્રિકા ઈ. સ. ૧૯૧૬–૧૭ માં ગુજરાત–કાઠીયાવાડમાં મુફત વાટવાંમાં આવી હતી.

કેટલાક ટીકીટ આપનારા ગરીબોને ગાળ દે છે, તુંકારી નાંખે છે, અને તેમ કર્યા પછી પણ જેટલી મોડી બને તેટલી મોડી ટીકીટ આપે છે. આમાં કશી મોટાઇ નથી. માગનારને વેળાસર ટીકીટ આપવામાં તેનો ઘણો વખત બચે છે, અને તમને કાંઈ હાની થતી નથી.

તમે જો સીપાઇ હો તો તમારે લાંચ રૂશવતથી બચવું ઘટે છે, ગરીબોને ધક્કા નહિ મારવાનો નિશ્ચય કરવો ઘટે છે, અને તેઓની ઉપર રહેમ નજર રાખવી ઘટે છે. એટલું સમજવું જોઈએ કે જનસમૂહના તમે નોકર છો, તેના સરદાર નથી. તેઓને અડચણમાંથી બચાવવા એ તમારો ધર્મ છે. તમે પોતે જ અડચણરૂપ બનો એતો અન્યાય જ ગણાય.

હું શિક્ષિત ઉતારૂઓને સૂચવીશ કે

તમે ભણેલા છો અને તમને દેશની દાઝ છે એવી ઘણે ભાગે તમે બીજાની ઉપર છાપ પાડવા ઇચ્છો છો. તમારી દેશ દાઝનો પ્રયોગ તમારા પ્રસંગમાં આવતા અશિક્ષિત અથવા ગરીબ ઉતારૂઓનું ભલું કરવામાં કરો તો તે અનાયાસે પ્રાપ્ત થયેલી દેશસેવા ગણાશે.

દાખલા તરીકે કોઈ ઉતારૂ ઉપર જુલમ થતો હોય તો તમે તેને અનેક પ્રકારે મદદ કરી શકો છો. તમે ત્રીજા વર્ગમાં ન જતા હો તો પણ અનુભવને અર્થે કોઈ પણ વાર જશો તો ત્રીજા વર્ગના ઉતારૂઓને ઘણો લાભ થવા સંભવ છે.

તમે તમારો દરજ્જો બતાવ્યા વિના ટીકીટ વિગેરે લેવા તેના પ્રસંગમાં અવશો તો તેમ કરતાં જે હાડમારી પડે તેનો ઈલાજ સ્હેજે શોધી શકશો, અને તમને મળેલી સગવડ થોડા વખતમાં જનસમાજને મળશે.

ઘણી વખતે તો શિક્ષિતવર્ગ પોતે જ ત્રીજા વર્ગના ઉતારૂ ઉપર જુલમનું કારણ બને છે. તેઓ ખસુસ ઉતાવળમાં પોતાને સારૂ ટીકીટ માગે છે, ગાડીમાં ખસુસ સગવડ લે છે, જોઈએ તે કરતાં વિશેષ જગ્યા લે છે, અને તેથી ગરીબડાઓને મુસીબત

પડે છે. આમ જુલમનું સાધન થવામાંથી તો શિક્ષિતવર્ગે જરૂર મુક્તિ મેળવવી જોઈએ.

જે કાંઈ એબ સ્ટેશનો વિષે અથવા ગાડી વિષે તમે જુઓ તે વિષે અધિકારી વર્ગને લખવું એ તમારી ફરજ છે.

હું સમસ્ત ઉતારૂ વર્ગને સૂચવીશ કે

તમે ગમે તેવા પ્રકારના ઉતારૂ હો, શિક્ષિત કે અશિક્ષિત, ગરીબ કે તવંગર, પણ નીચેની સૂચના યાદ રાખશો તો ઉતારૂની ૭૫ ટકા હાડમારી ક્ષણ માત્રમાં ચાલી જશે:—

૧. સ્ટેશનમાં જતાં કે આગગાડીમાં બેસતી વેળા તમે બળ કરીને પહેલાં પેસી જાઓ એમ કરવાને બદલે તમે સૌથી છેલ્લા હશો તો પણ કાંઇ હરકત નથી એમ સમજીને વરતશો તો તમને કશી ઇજા નહિ પહોંચે, અને બીજાઓને તમારી મર્યાદાનો લાભ મળશે.

૨. ગાડીમાં બેઠા પછી તમે સમજશો કે તેમાં લખેલી સંખ્યા સુધી બીજાઓનો બેસવાનો હક તમારા જેટલો જ છે. એટલે જો તમે બીજાને આવતા અટકાવો તો તમે જુઠું બોલીને નીતિના કાયદાનો ભંગ કરશો; તેમ જ રેલવેના કાયદાનો ભંગ કરશો.

૩. તમે ત્રીજા વર્ગના ઉતારૂને અધિકાર છે તેટલો જ સામાન સાથે રાખશો તો બીજાઓ સુખેથી બેસી શકશે. એથી વધારે સામાન લઈ જવાની તમારી શક્તિ હોય તો તમને ઘટે છે કે વધારાના સામાનને તમારે માલના ખટારામાં મુકાવવો અને વધારાનું ભાડું આપવું.

૪. તમારો સામાન એવા પ્રકારનો હોવો જોઈએ કે તે બાંકડાની નીચે અથવા તો સામાન રાખવાની પેઢલીઓ ઉપર સહેલાઇથી સમાઇ શકે.

૫. તમે પૈસે ટકે સુખી હો ને પરોપકારી મતલબ ન હોય ત્યાં સુધી તમારે ઉપલા વર્ગની ટીકીટ લઈને તમારૂં સુખ મેળવવું જોઇએ. કેવળ કંજુસપણાથી તમે ત્રીજા વર્ગની ટીકીટ

લો તેમાં તો તમે ગરીબ ઉતારૂઓ ઉપર બોજારૂપ જ થાઓ, પણ કદાચ તમારી ઈચ્છા ઉપલા વર્ગમાં જવાની ન હોય તો પણ તમારી પૈસા સંબંધી સ્થિતિનો તમારે એવો ઉપયોગ તો ન જ કરવો જોઈએ કે જેથી તમારો સામાન અને તમે તમારી સાથે બેઠેલા તમારા ભાઈઓને ત્રાસદાયક થાઓ.

૬. તમારે યાદ રાખવું જોઈએ કે લાંબી મુસાફરીએ જતાં બધા ઉતારૂઓને સુવાની કાંઈક સગવડ મળવાનો અધિકાર છે; એટલે તમારાથી તમારે ભાગે પડતી નિદ્રા જ લઈ શકાય.

૭. ગાડીમાં બેઠા પછી તમારે વિચારવું જોઈએ કે તમે બીડી પીનારા હો તો બીજાને અગવડ ન પડે તેમ તેઓની રજા લઈને જ તમે પી શકો છો.

૮. તમારે થુંકવું હોય ત્યારે તમે જો ગાડીની અંદર જ પગ મેલવાની જગ્યા ઉપર થુંકશો તો એથી ઘણી ગંદકી થશે, તેથી દરદો થવાનો પણ સંભવ છે, અને કેટલાક ચોખ્ખાઈના નિયમો જાળવનાર ઉતારૂઓને એ કુટેવ અસહ્ય વેદના આપનારી થઈ પડશે.

૯. રેલવેના પાયખાના સંભાળથી વાપરશો તો બધાની સુખાકારીમાં વધારો થશે; જેમ તેમ વાપરીને ચાલ્યા જવામાં તમારી પાછળ જનારા ઉતારૂઓનો તમે જરા પણ વિચાર નથી કરતા.

૧૦ મુસાફરી કરતી વખતે તમે બ્રાહ્મણ, વૈશ્ય કે શૂદ્ર છો અને બીજા તેથી અલગ વર્ણના છે, અથવા તમે હિન્દુ છો અને બીજા મુસલમાન છે, અથવા તમે મુંબઈ ઇલાકાના છો અને બીજા મદ્રાસના છે, એવો ભેદ ભાવ લાવી દ્વેષ ઉત્પન્ન કરવાને બદલે તમે બધાં હિન્દુસ્થાનના સંતાન છો અને અત્યારે પ્રસંગને લઇને એક છાપરી નીચે ભેળા થયા છો એમ જાણો અને ભ્રાતૃભાવ રાખો તો આ ઘડીએ સુખી થાઓ અને હિન્દુસ્થાનને શોભાવો.

# ગૌરક્ષા.

૧.

હું પોતે ગાયને પૂજું છું, એટલે કે માન આપું છું. ગાય એ હિન્દુસ્થાનની રક્ષા કરનારી છે, કેમકે તેની પ્રજા ઉપર, હિન્દુસ્થાન જે ખેતીનો મુલ્ક છે તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે. તે ઉપયોગી પ્રાણી છે તે તો મુસલમાનભાઈ પણ કબુલ કરશે.

પણ જેમ હું ગાયને પૂજું છું તેમ માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ ઉપયોગી છેઃ પછી તે મુસલમાન હોય કે હિન્દુ હોય. ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાન સાથે લડીશ ? તેને હું મારીશ ? આમ કરવાથી હું મુસલમાનનો તેમ જ ગાયનો દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એક જ છે કે મારે મારા મુસલમાનભાઇની પાસે હાથ જોડવા ને તેને દેશને ખાતર તેને ઉગારવા સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી. કેમકે તે મારા અખત્યારની વાત નથી. મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય તો મારે મારો પ્રાણ દેવો પણ મુસલમાનનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે, એમ હું માનું છું.

'હા' અને 'ના'ને હમેશાં વેર છે. જો હું વાદ કરૂં તો મુસલમાન પણ વાદ કરશે. જો હું ટેડો બનીશ તો તે પણ ટેડો થશે. જો હું ેત નમીશ તો તે હાથ નમશે; ને કદાચ નહિ નમે તો કંઈ હું નમ્યો તે ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી ત્યારે ગાયનો વધ વધ્યો. મારો અભિપ્રાય એ છે કે ગૌરક્ષા-પ્રચારણી સભા તે ગૌવધપ્રચારણી સભા ગણવી જોઈએ. તેવી

સભા છે એ પણ આપણને નામોંસી પહોંચાડે છે. જ્યારે ગાયની રક્ષા કરતાં આપણે ભૂલ્યા ત્યારે તેવી સભાની જરૂર પડી હશે.

મારો ભાઈ ગાયને મારવા દોડે, તો મારે શું કરવું? તેને મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મારે મુસલમાનભાઈને પણ પગે પડવું જોઇએ.

ગાયને દુઃખ દઈને ગાયનો વધ હિન્દુ કરે છે તેને કોણ છોડવે છે? ગાયની પ્રજાને જે પરોણા હિન્દુ મારે છે તે હિન્દુને કોણ સમજાવે છે?

છેવટમાં, હિન્દુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરૂં હોય તો અહિંસકનો શો ધર્મ છે? અહિંસકે માણસની હિંસા કરવી એમ ક્યાંય લખ્યું નથી. અહિંસકને તો સીધો રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાની જ નથી. તેને તો માત્ર પાય નમન કરવાનું જ રહ્યું છે. તેમાં તેનો પુરૂષાર્થ છે.

# ગૌરક્ષા.*

## ૨.

આ શહેરમાં ગૌશાળાનો પાયો નાખવાનું કામ ગૌરક્ષણી સભાએ મને સોંપ્યું છે, તેને માટે હું સભાનો અને આપ સર્વનો ઉપકાર માનું છું. આ કાર્ય હિન્દુઓને હિસાબે બહુ પવિત્ર છે. ગાયની રક્ષા કરવી એ દરેક હિન્દીનું મુખ્ય કામ છે. તોપણ મારો અનુભવ છે કે આ મહાન કાર્યની આપણી પદ્ધતિમાં બહુ દોષ રહ્યા છે. આ મહાપ્રશ્નનો મેં થોડો ઘણો વિચાર કર્યો છે જે તમારી રજાથી તમારી સમક્ષ મૂકવા ઈચ્છું છું.

હાલના સમયમાં ગૌરક્ષાના બેજ અર્થ રહી ગયા છે. એક તો એ કે બકરી ઇદ આદિના દિવસોમાં ગાયમાતાને આપણા ઇસ્લામી ભાઈઓના હાથમાંથી છોડાવવી, અને બીજો એ કે દુબળી ગાયોને માટે ગૌશાળા બનાવવી.

ઈસ્લામી ભાઈઓ પાસેથી ગાયની રક્ષા કરવાની આપણી રીત બરાબર નથી. તેનું પરિણામ એ આવ્યું છે કે હિન્દુસ્થાનની આ બે મ્હોટી કોમો વચ્ચે હમેશાં તકરાર અને અવિશ્વાસ રહ્યા કરે છે. અને કોઈ કોઇ જગ્યાએ તો એ બંનેની વચ્ચે મારામારી પણ થાય છે. શહાબાદમાં જે મારામારી હાલ થોડા સમય ઉપર થઈ હતી તે મારાં ઉપલાં કથનનું સમર્થન કરે છે. બંને કોમોને માટે આ મ્હોટો વિચારવા જેવો પ્રશ્ન છે. સેંકડો હિન્દુ ભાઈઓએ નિરપરાધી ઈસ્લામી ભાઈઓના ઘરબાર લૂંટીને ભારે તોફાન કર્યું છે. તેમાં પુણ્ય તો ક્યાંથી હોઈ શકે ? એ તો મ્હોટું પાપનું કામ હતું.

* આ ભાષણ બેતિયા (મોતિહારી) માં તા. ૨૩–૧–૧૭ ને દિને કરવામાં આવ્યું હતું.

ગૌરક્ષણીસભાની પ્રવૃત્તિથી હકીકતમાં ગાયોની રક્ષા થવાને બદલે તેની વધારે હિંસા થાય છે. અહિંસાને હિન્દુધર્મમાં પ્રધાનપદ આપવામાં આવ્યું છે. ગાયને બચાવવાને માટે મુસલમાનની હિંસા કરવી એ કેવળ અધર્મ જ છે. તેઓને હાથે ગાયની હત્યા ન થાય એવું આપણે ઈચ્છતા હોઇએ તો તેઓનાં દિલ ફેરવવાની જરૂર છે. જબરદસ્તીથી આપણે એ કાર્ય નથી કરી શકતા. પ્રાર્થના અને વિનયથી તેનાં હૃદયમાં પ્રવેશ કરી, તેનામાં રહેલા દયાભાવને જાગૃત કરી આપણે કાર્યસિદ્ધિ કરી શકીએ. આવી રીતે કાર્ય કરવામાં આપણે એવી પ્રતિજ્ઞા કરી લેવી ઘટે છે કે હું ગાયની રક્ષા કરવાનું કામ કરીશ અને તેમ કરવામાં મુસલમાનભાઈઓ સાથે દ્વેષ કે વેરભાવ નહિ રાખું, તેમ જ તેઓની ઉપર ક્રોધ નહિ કરૂં અથવા તેમને મારીશ નહિ. આવું અભયદાન દીધા પછી જ આપણે તેની સાથે વાત કરવાને અધિકારી થઇએ છીએ. આ યાદ રાખવાનું છે કે જે જે ચીજને આપણે પાપ સમજીએ છીએ તેને આપણા મુસલમાનભાઇઓ પાપ નથી માનતા. એટલું જ નહિ પરન્તુ કોઈ કોઇ અવસરે ગાયની હત્યા કરવામાં પુણ્ય સમજે છે. દરેક માણસને પોતાનો ધર્મ પાળવાની જરૂર છે. ગાયની હમેશાં હત્યા કરવી જરૂરની છે એવું ઇસ્લામી ધર્મનું ફરમાન હોત તો હિન્દુસ્થાનમાં શુદ્ધ શાંતિનો સદા અભાવ રહ્યો હત, પરન્તુ મારી સમજ તો એવી છે કે બકરી ઈદ આદિ તહેવારોમાં ગાયનો વધ કરવાની ફરજ નથી. પરન્તુ જ્યારે આપણે જુલમથી તેનો અટકાવ કરવાને ઇચ્છીએ છીએ ત્યારે ઈસ્લામીભાઇઓ ગોવધ કરવાની ફરજ છે એમ માની બેસે છે. ગમે તેમ હો તોપણ મારો દૃઢ નિશ્ચય છે કે આ પ્રશ્નનો નિર્ણય કેવળ તપશ્ચર્યાથી જ થઈ શકે છે. આ અવસરે ગાયના નિમિત્તે પ્રાણ દેવો એ આપણી અંતિમ તપશ્ચર્યા છે.

આ ભીષ્મ તપશ્ચર્યા કરવાનો પણ બધા હિન્દુઓને અધિકાર નથી. બીજાને પાપકર્મ કરવામાંથી રોકવાવાળાએ પોતે તેમાંથી મુક્ત થવું જોઈએ. હિન્દુ સંસાર ગાય અને તેના વંશ

ઉપર બહુ ભારે અત્યાચાર કરી રહ્યો છે. તેનું પ્રત્યક્ષ પ્રમાણ આપણી ગાયોની હાલની દશા છે. જેનું લોહી અને માંસ સૂકાઈ ગયું છે, જેની ચામડીમાંથી હાડકાં ચોખ્ખા દેખાઇ આવે છે, જેને ખાવાનું પૂરૂં મળતું નથી, અને જેની ઉપર અસહ્ય બોજો નાખવામાં આવે છે અને પુછડું મરડી કે પરોણી મારીને જેને ચલાવવામાં આવે છે તેવા હજારો બળદોને જ્યારે હું જોઉં છું તે સમયે મારૂં હૃદય રડે છે, મારૂં શરીર ધ્રુજે છે અને હું વિચારૂં છું કે જ્યાં સુધી આવા પ્રકારની ઘોર હિંસા કરતાં ન અટકીએ ત્યાં સુધી આપણે ઈસ્લામી ભાઈઓને શું કહી શકીએ ? આપણી સ્વાર્થબુદ્ધિ એટલી તીવ્ર રહે છે કે આપણે ગાયનું બધું દુધ હરી લેવામાં જરા પણ શરમાતા નથી. કુલકત્તાની ડેરીમાં જોશો તો વાછરડાઓને માતાના દુધ વગરના રાખવામાં આવે છે; અને ત્યાં ફુંકવાની ક્રિયા કરીને બધુ દુધ કાઢી લેવામાં આવે છે. આ ડેરીઓના માલિક અને કારભારીઓ હિન્દુ જ હોય છે, અને દુધ પીવામાં પણ મ્હોટો ભાગ હિન્દુઓનો જ છે. આવી ડેરીઓ જ્યાં સુધી ચાલે છે અને ત્યાંનું દુધ આપણે પીએ છીએ ત્યાં સુધી આપણા મુસલમાનભાઈઓને કંઈ પણ કહેવાનો આપણને શું અધિકાર છે ! આ પણ વિચારવાનું જરૂરનું છે કે આખાં ભારતવર્ષમાં મ્હોટા શહેરો કસાઇખાનાં બની રહ્યા છે. તેમાં હજારો ગાયો અને બળદોનો વધ થાય છે, અને ત્યાંથી જ ઘણે ભાગે અંગ્રેજ ભાઈઓને માંસ દેવામાં આવે છે. આ બાબતમાં હિન્દુ સંસાર ચૂપ રહેલ છે અને એ હત્યા બંધ કરાવવાની બાબતમાં પોતાને અશક્ત હોવાનું સમજે છે.

જ્યાં સુધી આ ઘોર હત્યાકાંડને આપણે બંધ નથી કરી શકયા ત્યાં સુધી મુસલમાનભાઈઓના દિલ ઉપર અસર કરવી અથવા તેઓથી ગાયોની રક્ષા કરવી એ અશકય જેવું માલુમ પડે છે. એટલે આપણું બીજું કામ અંગ્રેજી ભાઇઓમાં આંદોલન કરવાનું છે. તેમાં આપણે પશુબળનો ઉપયોગ નથી કરી શકતા. અંગ્રેજીભાઇઓને પણ આપણે તપશ્ચર્યા અને વિનયથી જીતવા જોઇએ. ગૌમાંસનું ભક્ષણ તેમને માટે ધાર્મિક ક્રિયા નથી.

તેમને સમજાવવું એ પ્રમાણમાં સહેલું હોવું જોઇએ. જ્યારે આપણે ઉપર કહેલાં હિંસાના દોષથી મુક્ત થશું, અને અંગ્રેજભાઇઓને આપણે ગૌમાંસનું ભક્ષણ અને ગાયબળદનો વધ નહિ કરવાનું સમજાવી શકશું, ત્યારે જ આપણને મુસલમાનભાઇઓને કાંઇક કહેવાનો અધિકાર પ્રાપ્ત થઈ શકશે. અને હું ખાતરીપૂર્વક કહું છે કે જ્યારે આપણે અંગ્રેજભાઇઓને સમજાવી લેશું ત્યારે આપણા મુસલમાનભાઈઓ પણ આપણા ઉપર દયા કરી કોઇ બીજી જાતની કુરબાનીથી પોતાની ધર્મક્રિયા કરશે. જ્યારે આપણે આપણા હિંસારૂપી દોષનો સ્વીકાર કરશું ત્યારે આપણી ગૌશાળાનો પ્રબંધ બદલાઇ જશે. આપણી ગૌશાળાઓમાં આપણે માત્ર દુર્બળ ગાયોને જ નહિ રાખીએ; પરન્તુ તેમાં હૃષ્ટપુષ્ટ ગાય અને બળદને રાખશું. ઢોરોની ઓલાદને સુધારવાનો પ્રયત્ન કરતા રહેશું; અને આપણી ગૌશાળાઓમાં આપણે શુદ્ધ દુધ ઘી ઇત્યાદિ પણ પેદા કરી શકશું. આ સવાલ કેવળ ધાર્મિક જ નથી. તેમાં હિન્દુસ્થાનની આર્થિક ઉન્નતિનો સમાવેશ થઇ જાય છે. અર્થશાસ્ત્રીઓએ સબળ દાખલાઓ આપી સિદ્ધ કરી આપ્યું છે કે હિન્દુસ્થાનમાં ઢોરો એવા દુર્બળ છે કે ઝાઝાં ગાયબળદોને રાખવામાં જે ખરચ થાય છે તેનાથી દુધની આવક ઘણીએ ઓછી થાય છે. આપણે આપણી ગૌશાળાને અર્થશાસ્ત્રનો અભ્યાસ કરવાનું અને આ મ્હોટા પ્રશ્નનો નિર્ણય કરવાનું સ્થાન બનાવી શકીએ. ગૌશાળામાં વધારે ખરચ આવે છે તે હાલ આપણે પૂરૂં પાડવાનું હોય છે. જે ગૌશાળાની હું કલ્પના કરી રહ્યો છું તે ભવિષ્યમાં આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકશે. આવી ગૌશાળાઓ શહેરની અંદર નહિ હોવી જોઈએ. શહેરને પાદરે સેંકડો એકર જમીન લઈ ત્યાં તેવી ગૌશાળાઓ રાખી શકાય. તેમાં ગાયોને માટે અનાજ તથા હરેક પ્રકારનું ઘાસ વગેરે પેદા થઈ શકે. અને તેના મળમૂત્રાદિનું જે કિમતી ખાતર થાય તેનો આપણે સુન્દર ઉપયોગ કરી શકીએ. મને આશા છે કે તમે સહુ મારા કહેવા ઉપર પૂરૂં ધ્યાન દેશો. મોતિહારીમાં ગૌરક્ષણી સભાએ મારી ઉપરની સલાહનો સ્વીકાર કર્યો છે; તે પ્રમાણે બંને સંસ્થાઓ એકત્ર થઈ આ મ્હોટાં કાર્યને ઉપાડી લેશો એવી છેવટે મારી પ્રાર્થના છે.

# વર્તમાનપત્રો.*

"હિંદુસ્થાન"ના દિવાળીનાં અંકને સારૂ કંઈક લખાણ મોકલવાનું મેં અધિપતિને વચન આપ્યું છે. મને તે વચન પાળવાનો વખત નથી છતાં કોઈ પણ પ્રકારે થોડું ઘણું લખી મોકલવું જ જોઇએ એમ ધારવાથી વર્તમાનપત્રો વિષે મારા વિચાર વાંચકવર્ગ પાસે મુકવા યોગ્ય માનું છું. કાળવશાત્ મારે દક્ષિણ આફ્રિકામાં આ કામ કરવું પડયું હતું તેથી તે વિષે વિચારવાનું બની આવેલું. જે વિચારો અહીં રજુ કરવાની હિંમત કરૂં છું તે બધા મેં અમલમાં મૂકેલા છે.

મારી અલ્પમતિ પ્રમાણે વર્તમાનપત્રનો ધંધો આજીવિકાને અર્થે કરવો અનિષ્ટ છે. કેટલાંક કાર્યો એવાં જોખમ ભરેલા અને સાર્વજનિક હોય છે કે તે કાર્યોમાંથી આજીવિકા મેળવવાનું રાખવાથી મળ ઉદ્દેશને હાની પહોંચે છે. જ્યારે વર્તમાનપત્રને તેથી પણ વિશેષ કમાણીનું સાધન કરવામાં આવે ત્યારે તો ઘણો અનર્થ થવાનો સંભવ રહે છે. આવો અનર્થ ઘણો ચાલી રહ્યો છે એ મારે વર્તમાનપત્રોનો જેને અનુભવ છે તેની આગળ સિદ્ધ કરવાનું નથી રહેતું.

વર્તમાનપત્રનું કાર્ય લોકશિક્ષણ છે. વર્તમાનપત્રમાંથી લોકોને આધુનિક ઇતિહાસ મળી રહે છે. આ કામ ઓછી જવાબદારીનું નથી. એમ છતાં આપણે અનુભવીએ છીએ કે વર્તમાનપત્ર ઉપર વાંચકવર્ગ વિશ્વાસ નથી મૂકી શકતો. ઘણી વેળા તો વર્તમાનપત્રોમાં આપેલી હકીકતથી ઉલટી જ બીના બનેલી જોવામાં આવે છે. જો વર્તમાનપત્રો પોતાનું કાર્ય લોકશિક્ષણનું છે એવું સમજે તો હકિકતો દાખલ કરતાં પહેલાં

* સંવત ૧૯૭૩ ના દિવાળીના અંકમાં આ લેખ પ્રગટ થયો છે.

અચકાયા વિના ન રહે. વર્તમાનપત્રોની સ્થિતિ ઘણી વેળા કફોડી હોય છે એમાં શક નથી. ટુંકી મુદ્દતમાં તેઓને સારાસારનો નિર્ણય કરવો પડે છે, ને સાચી હકિકતનું અનુમાન જ કરવું પડે છે. એમ છતાં હું માનું છું કે સાચી હકિકતનો નિશ્ચય ન થઈ શકયો હોય તો મુદ્દલ તે હકિકત ન જ આપવી એ વધારે સારૂં છે.

વક્તાઓનાં ભાષણો આપતાં હિન્દુસ્થાનનાં વર્તમાનપત્રોમાં ઘણા દોષો જોવામાં આવે છે. વક્તાઓનાં ભાષણો ઉતારવાની શક્તિ ધરાવનારા ઓછા છે તેથી હમેશાં વક્તાઓનાં ભાષણોનો કેવળ ખિચડો જોવામાં આવે છે. સારામાં સારો નિયમ તો એ જ છે કે દરેક વક્તાનાં ભાષણનું 'પ્રુફ' તેને સુધારવાને મોકલી દેવું જોઈએ ને જો તે પોતાનાં ભાષણનું 'પ્રુફ' ન સુધારે તોજ વર્તમાનપત્રે પોતાનો લીધેલો સાર આપવો.

ઘણી વેળા એવું જોવામાં આવે છે કે વર્તમાનપત્રો માત્ર જગ્યા ભરવાને જ સારૂ જે તે વસ્તુ આપે છે. આ ટેવ સર્વવ્યાપક જોવામાં આવે છે. પશ્ચિમમાં પણ આમ જ છે. તેનું કારણ એ જ છે કે વર્તમાનપત્રો ઘણે ભાગે કમાણી ઉપર નજર રાખે છે. વર્તમાનપત્રોએ ભારે સેવા બજાવી છે એમાં શક નથી. એથી દોષો ઢંકાઈ જાય છે. પણ જેમ સેવા બજાવી છે તેમ જ હાની ઓછી નથી કરી એમ મારો મત છે. પશ્ચિમમાં કેટલાંક પત્રો એટલા અનીતિથી ભરેલાં હોય છે કે તેને અડકવું એ પણ દોષ છે. ઘણાં વર્તમાનપત્રો પક્ષાપક્ષથી ભરેલાં હોવાથી લોકોમાં દ્વેષ ફેલાવે છે અથવા વધારે છે. ઘણી વેળા કુટુંબો વચ્ચે, જાતિઓ વચ્ચે કલહ પણ પેદા કરાવે છે. એટલે લોકસેવા બજાવી છે તેથી વર્તમાનપત્રો ટીકાપાત્ર મટતાં નથી. એકંદરે તેમની હૈયાતીથી હાની લાભ સરખા હોવાનો સંભવ છે

વર્તમાનપત્રોમાં એવી પ્રથા પડી ગયેલી જોવામાં આવે છે કે તેઓએ મુખ્ય કમાણી લવાજમમાંથી નહિ પણ જાહેર ખબરોમાંથી કરવી. આનું પરિણામ તો કષ્ટદાયી જ આવેલું છે.

જે છાપામાં મદીરાનો નિષેધ કર્યો હોય છે તે છાપામાં મદીરાના વખાણુની જાહેર ખબરો હોય છે. એક જ વર્તમાનપત્રમાં આપણે તમાકુના દોષનું વાંચશું ને તમાકુ સારામાં સારી કયાં વેચાય છે એ વાંચશું. જે છાપામાં નાટકની લાંબી જાહેર ખબર હશે તેમાં જ નાટકની ટીકા જોવામાં આવશે. ઔષધીની જાહેર ખબરની કમાણી વધારેમાં વધારે હોય છે, છતાં ઔષધીની જાહેર ખબરથી પ્રજાને જે નુકસાન થયું છે ને થતું જાય છે એનો પાર નથી. ઔષધીની જાહેર ખબરોને લીધે વર્તમાનપત્રની સેવા લગભગ ધોવાઈ જાય છે. ઔષધીની જાહેર ખબરથી થયેલાં નુકસાનો મેં પ્રત્યક્ષ જોયાં છે. ઘણા માણસો માત્ર જાહેરખબરથી ભોળવાઇ નુકસાનકારક ઔષધીઓ લે છે. ઘણી વેળા ઔષધીઓ અનીતિની પોષક હોય છે. આવી જાહેરખબરો ધાર્મિક વર્તમાનપત્રોમાં પણ જોવામાં આવે છે. આ પ્રથા કેવળ પશ્ચિમમાંથી આવેલી છે. ગમે તેવા પ્રયત્ને પણ જાહેરખબરોનો રીવાજ યાતો નાબુદ થવો જોઈએ અથવા તેમાં ઘણો સુધારો થવો જોઈએ. દરેક વર્તમાનપત્રની ફરજ છે કે તેઓએ જાહેરખબર ઉપર અંકુશ રાખવો.

છેલ્લો પ્રશ્ન વિચારવાનો એ છે કે જ્યાં 'સીડીશ્યસ રાઈટીંગ એકટ'ને 'ડીફેન્સ ઓફ ઈન્ડીયા એકટ' જેવા કાયદા ચાલતા હોય ત્યાં વર્તમાતપત્રોએ શું કરવું યોગ્ય છે? આપણાં વર્તમાનપત્રોમાં ઘણી વેળા દ્વિઅર્થ જોવામાં આવે છે. કેટલાક છાપાઓમાં તો એવી પદ્ધતિને શાસ્ત્રનું રૂપ આપેલું જોવામાં આવે છે. મારી અલ્પમતિ પ્રમાણે આથી દેશને હાનિ પહોંચે છે. લોકોમાં નામર્દાઈ આવે છે ને દ્વિઅર્થી વચન બોલવાની ટેવ પડે છે. આથી ભાષાનું સ્વરૂપ બદલાય છે, ને ભાષા વિચારો દર્શાવવાનું સાધન મટીને વિચારો છુપાવવાનું સાધન બને છે. પ્રજા આમ ઘડાય નહિ એમ હું ખાસ માનું છું. આપણાં મનમાં હોય તે જ બોલવાની ટેવ પ્રજામાં ને વ્યક્તિઓમાં પડવી જોઇએ. આ કેળવણી વર્તમાનપત્ર દ્વારા સારી મળી શકે છે. એટલે જેને ઉપરના કાયદામાંથી બચીને કાર્ય

કરવું હોય તેણે વર્તમાનપત્ર બહાર ન જ પાડવું એ શ્રેયસ્કર જણાય છે. અથવા તો એ કાયદાનો વિચાર કર્યા વિના મનમાં જે વિચારો આવે તે નિડર થઈ વિનયપૂર્વક મૂકવા ને પરિણામ આવે તે સહન કરવું. જસ્ટીસ સ્ટીવને એક વિચાર બતાવ્યો છે કે જે માણસે કદી દ્રોહ કલ્પ્યો નથી તેની ભાષામાં દ્રોહ હરગીજ આવનાર નથી, અને જો દ્રોહ મનમાં હોય તો તે બેધડક થઈ પ્રકટ કરવો. જો તેમ કરવાની હિંમત ન હોય તો છાપું બંધ કરવું. આમાં સહુનું કલ્યાણ છે.

# અર્વાચીન સંસ્કૃતિ અને હિંદ.*

પૂર્વ અને પાશ્ચિમ વચ્ચે કોઇ પ્રકારનો દુસ્તર અંતરાય નથી.

પાશ્ચિમાત્ય કે યુરોપીય સુધારા જેવી કોઈ વસ્તુ નથી; પરન્તુ અર્વાચીન સુધારો છે કે જે કેવળ ભોગપ્રધાન છે.

અર્વાચીન સુધારાની અસર હેઠળ યુરોપની પ્રજા આવી તે પહેલાં તેઓ અને પૂર્વની પ્રજાની વચ્ચે ઘણી સમાનતા હતી. એટલું તો ચોક્કસ છે કે હિન્દના લોકો અને જે યુરોપિયનો ઉપર હજી સુધી અર્વાચીન સુધારાની અસર થઈ નથી, તેઓ પરસ્પર જેટલી છૂટથી ભળી શકે છે તેટલી છૂટથી આધુનિક સુધારામાં ઉછરેલા યુરોપિયનો ભળી શકતા નથી.

હિન્દુસ્થાન ઉપર બ્રિટિશ લોક રાજ્ય કરે છે એમ નથી; પરન્તુ આગગાડી, તાર, ટેલિફોન, અને લગભગ દરેકે દરેક શોધ જે સુધારાના ચિહ્ન તરીકે ગણવામાં આવે છે તે દ્વારા અર્વાચીન સુધારો અમલ કરે છે.

મુંબઇ, કલકત્તા, અને હિન્દના બીજા મુખ્ય શહેરો ખરા પાપનાં મથકો બન્યા છે.

જો આજે બ્રિટિશ રાજ્યને સ્થાને અર્વાચીન પદ્ધતિ ઉપર રચાયલું હિન્દી રાજ્ય સ્થપાય, તોય હિન્દુસ્થાન કંઈ વધારે ઉજળું ન બને; માત્ર એટલું જ થાય કે જે કેટલોક પૈસો અત્યારે ઇંગ્લાંડ ઘસડી જાય છે તે બચાવી શકાય; પરન્તુ પછી હિન્દુસ્થાન યુરોપની કે અમેરિકાની બીજી કે પાંચમી પંક્તિના રાષ્ટ્ર જેવું ગણાશે.

* હિંદમાં વસતા એક મિત્રને આફ્રિકાથી ૧૯૦૮ માં લખેલ એક પત્રનો આ ભાગ છે.



મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધી.

પૂર્વ અને પશ્ચિમ તો ત્યારે જ ખરેખર મળી શકશે કે જ્યારે પશ્ચિમ અર્વાચીન સુધારો લગભગ સાવ તજી દેશે. તેમ જ જો પૂર્વ અર્વાચીન સુધારો સ્વીકારે તો પણ તેઓનો ઉપરથી દેખાતો મેળાપ થઇ શકે. પરન્તુ તે મેળાપ હથિયારબંધી સંપ જેવો થશે. તેવો સંપ અત્યારે જર્મની અને ઇંગ્લાંડ વચ્ચે છે. આ બંને પ્રજા સામો પક્ષ પોતાનું ભક્ષણ ન કરી જાય તેની સંભાળ રાખવા જતાં મોતનાં જડબામાં જઇ પડી છે.

આખી દુનિયાને સુધારવાનો આરંભ કે વિચાર કરવો એ કોઇ પણ માણસ માટે અથવા કોઈ પણ જનસમુદાય માટે કેવળ ધૃષ્ટતા જ છે. અત્યંત કૃત્રિમ અને વેગવાળા વાહનોની સહાયતાથી તેમ કરવાનો પ્રયત્ન પથ્થરની હોડીથી સમુદ્ર તરવાના પ્રયત્ન જેવો છે.

સામાન્ય રીતે એમ કહી શકાય કે સાંસારિક સુખોની વૃદ્ધિથી નીતિને કોઈ પણ રીતે પોષણ મળતું નથી.

વૈદ્યકશાસ્ત્ર મેલી વિદ્યાનો અર્ક છે. જે ચઢીયાતી વૈદક કલાના નામ નીચે ચાલે છે તેના કરતાં ઉંટ–વૈદું અત્યંત ઈચ્છવા જોગ છે.

ઇસ્પીતાલો સેતાનના ચરખા છે. સેતાન તેનો ઉપયોગ પોતાના લાભ માટે, અને પોતાનાં રાજ્ય ઉપર પોતાની સત્તા કાયમ રહે તે માટે, કરે છે. તે દોષને, દુર્દશાને, અધઃપાતને અને ખરી ગુલામગીરીને કાયમ કરે છે. વૈદક શિક્ષણ મારે લેવું જોઈએ એવો વિચાર મને આવ્યો હતો, પરન્તુ ત્યારે હું સાવ ભૂલાવામાં પડ્યો હતો. જે ફિટ્કારને પાત્ર કૃત્યો ઇસ્પીતાલમાં થઈ રહ્યાં છે તેમાં કોઈ પણ રીતે ભાગ લેવો મારા માટે પાપ કર્મ કહેવાય. ગુહ્યેન્દ્રિયના રોગો માટે અને ક્ષય માટે પણ ઇસ્પીતાલો ન હતે તો આપણામાં ગુહ્યેન્દ્રિયના દોષ તથા ક્ષય ઓછા પ્રમાણમાં હતે.

છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન હિંદ જે શીખ્યું છે તે ભૂલી જવામાં તેનો ઉદ્ધાર છે. આગગાડી, તાર, ઇસ્પીતાલ, વકીલ,

ડાકટર અને આવા પ્રકારની બીજી બધી વસ્તુઓ છોડવી પડશે, અને કહેવાતા ઉંચા વર્ગોએ, ખરૂં સુખ આપનારૂં સાદુ ખેડુતનું જીવન છે એમ જાણીને તે જીવન સમજપૂર્વક ધાર્મિક-વૃત્તિથી અને વિચારપૂર્વક ગુજારવા શીખવું પડશે.

સંચાથી બનેલું કાપડ, પછી તે યુરોપની મિલોમાં કે હિન્દુસ્થાનની મિલોમાં બન્યું હોય તોપણ, હિન્દીએ વાપરવું જોઈએ નહિ.

ઇંગ્લાંડ હિન્દને આ પ્રમાણે કરવા મદદ કરશે ત્યારે જ હિન્દ ઉપરની તેની સત્તાનું સાર્થકય થયું ગણાશે. આ પ્રમાણે વિચાર કરનારા ઇંગ્લાંડમાં ઘણા એ હોય એમ જણાય છે.

લોકોની બાહ્યસ્થિતિ ઉપર મર્યાદા મુકી સમાજની વ્યવસ્થા કરવામાં પ્રાચીન ઋષિઓનું ખરૂં ડહાપણ હતું. પાંચેક હજાર વર્ષ ઉપર જે સાદુ હળ હતું તે જ આજે ખેડુતોનું હળ છે. તેમાં જ ઉદ્ધાર રહ્યો છે. લોકો આવી સ્થિતિમાં લાંબુ આયુષ્ય ભોગવે છે, અને અર્વાચીન પ્રવૃત્તિ લીધા પછી યુરોપે જે શાંતિ ભોગવી છે તેના કરતાં પ્રમાણમાં ઘણી વધારે શાંતિમાં જીવન ગુજારે છે. હું ઇચ્છું છું કે દરેક શિક્ષિત માણસ, દરેક અંગ્રેજ પણ, જો તેને રૂચે તો, આ સત્ય શીખે, અને તે પ્રમાણે વર્તે.

સત્યાગ્રહની સાચી ભાવનાથી જ હું ઉપરના લગભગ નિશ્ચિત નિર્ણયો કરી શકયો છું. સત્યાગ્રહી તરીકે મારે આ વિચાર કરવાનો નથી કે આવો જબરો સુધારો, જે લોકો ચાલુ ગાંડી દોડધામમાં સંતોષ મેળવવા મથે છે તેઓમાં દાખલ કરાવી શકાશે કે કેમ! મને જો તેનું સત્ય સમજાય તો તેને અનુસરવામાં મારે આનંદ માનવો જોઈએ, અને તેથી જ પ્રજાનો આખો સમુદાય તેમ કરવું આરંભે નહિ ત્યાં સુધી હું વાટ જોઈ શકું નહિ. આપણામાયલા જેઓ આમ વિચારે છે તેઓએ જરૂરી પગલાં લેવા જોઈએ, અને બાકીનાને, આપણે ખરા હશું, તો પાછળ આવવું પડશે. સિદ્ધાંત તૈયાર છે; આપણા વર્તનથી જેટલું બને તેટલું કરી તે સિદ્ધ કરવાનો છે. આપણે દોડધામ વચ્ચે રહેતા

હોવાથી, બધા દોષોથી વખતે છૂટી શકશું નહિ. દરેક વખતે હું આગગાડીમાં બેસું છું અથવા મોટરનો ઉપયોગ કરૂં છું ત્યારે મને લાગે છે કે મારી સત્યની ભાવનાને હું અન્યાય કરૂં છું. આ ધોરણે વિચારતાં જે ન્યાયદષ્ટિએ પરિણામ આવે તેની મને ભીતિ નથી. ઇંગ્લાંડ જવામાં તેમ દક્ષિણ આફ્રિકા અને હિન્દ વચ્ચે જબરી આગબોટો મારફત વ્યવહાર ચાલે એમાં પણ અને એવી અનેક બાબતોમાં અહિત રહ્યું છે. વખતે તમે અને હું આ દેહે તો તેમાંથી છૂટી ન શકીએ, પરન્તુ મુખ્ય વાત તો આપણો સિદ્ધાંત સાચો બાંધવાની છે. ત્યાં તમે બધી જાતના માણસો અને બધી જાતની સ્થિતિના માણસોના પરિચયમાં આવતા હશો. વિચારમાં તો, મને લાગે છે કે મેં પ્રગતિ કરી છે; એટલે તે તમારાથી વધારે વખત છાની રાખવી મને ઠીક નથી લાગતી. જો તમે મારી સાથે મળતા થતા હો તો સુધારકોને અને બીજા બધાને કહેવાની તમારી ફરજ છે કે જે સ્વતંત્રતા તેઓ માંગે છે, અથવા તો તેઓ ધારે છે કે તેઓ માંગે છે, તે લોકોના જાન લેવાથી અથવા બળાત્કાર કરવાથી નથી મળી શકવાની, પરન્તુ પોતાને જ સુધારવાથી અને ખરા હિન્દી થવાથી અને હિન્દી રહેવાથી મળી શકશે. અને ત્યારે જ બ્રિટિશ રાજ્યકર્તાઓ ઘણી મટી દાસ બનશે. તેઓ ભક્ષકોને બદલે પાલકો બનશે, અને હિન્દની આખી વસ્તી સાથે પૂર્ણ શાંતિમાં વસશે. એટલે ભવિષ્ય બ્રિટિશ પ્રજાના હાથમાં નથી, પરન્તુ હિંદીઓના જ હાથમાં છે. જો તેઓમાં આત્મસંયમ અને ત્યાગ પૂરતો હોય, તો આ જ ઘડીએ તેઓ પોતાને છૂટા કરી શકે. જે સાદાઇ ઘણે અંશે હજી પણ આપણામાં છે, અને જે થોડાંક વર્ષ ઉપર તો પૂર્ણાંશે આપણી જ હતી તે આપણે મેળવીએ તો ઉત્તમ હિન્દીઓ અને ઉત્તમ યુરોપિયનો માટે હિન્દના ચારે ખૂણા સુધી હળીમળી રહેવાનું હજી પણ શકય છે. જે યુગમાં ઝડપથી આવજાવ કરવી શકય ન હતી, અને જે યુગમાં શિક્ષકો અને ઉપદેશકો દેશના એક ખૂણેથી બીજે ખૂણે, દરેક જાતના જોખમો વેઠીને, પોતાના આનંદખાતર નહિ, પોતાની

તંદુરસ્તી સુધારવા માટે નહિ, (જો કે એ બધુ તેઓની મુસાફરીથી નીપજતું હતું) પરન્તુ માણસજાત માટે પગે જતા, તે જ યુગમાં કાશી અને યાત્રાના બીજા સ્થળો પવિત્ર નગરો હતાં, પરન્તુ આજે તે સ્થળો તિરસ્કારને પાત્ર બન્યાં છે.

તમને યાદ હશે કે મારા છોકરાઓ સાથે ગુજરાતીમાં બોલવા માટે તમે મને ઠપકો આપતા હતા. મને હવે વધારે ને વધારે ખાતરી થતી જાય છે કે તેઓ સાથે અંગ્રેજીમાં વાતચિત ન કરવામાં હું સાવ વ્યાજબી હતો. એક ગુજરાતી બીજા ગુજરાતીને અંગ્રેજીમાં લખે, એ કેવું લાગે! વળી તમે કહો છો તેમ, તેનાં અંગ્રેજીના ઉચ્ચાર ખોટા હોય છે, અને તેમાં વ્યાકરણ દોષ પણ હોય છે. એ તો ખરૂં છે કે જેવી હાસ્યાસ્પદ ભૂલો હું અંગ્રેજી લખવામાં કે બોલવામાં કરીશ તેવી હું કદી ગુજરાતીમાં નહિ કરૂં. મને લાગે છે કે જ્યારે હું એક હિન્દી સાથે અથવા પરદેશી સાથે અંગ્રેજીમાં બોલું છું ત્યારે હું કેટલેક અંશે તે ભાષા ભૂલું છું. જો મારે તે સારી રીતે શીખવી હોય, અને મારા કાનને તે માટે કેળવવા હોય તો મારે અવશ્ય અંગ્રેજ સાથે વાતચિત કરવી પડશે અને અંગ્રેજને બોલતો સાંભળવો પડશે.

# માતૃભાષા.*

ડાકટર મ્હેતાના નિઃસ્વાર્થ પ્રયત્ન ઉપર અંગ્રેજી ભણેલવર્ગ ભારે ધ્યાન આપશે એવી આશા છે. તેઓએ મદ્રાસના 'વેદાંત કેસરી' માટે આ લખાણો તૈયાર કર્યાં હતા અને આખાં હિન્દમાં તેનો ફેલાવો થાય વાસ્તે હવે આ ચોપાનીયાના આકારમાં પ્રગટ કરવામાં આવ્યા છે. શિક્ષણનાં વાહન તરીકે દેશી ભાષાઓનો પ્રશ્ન રાષ્ટ્રીય અગત્યતાનો છે. દેશી ભાષાનો અનાદર એ રાષ્ટ્રીય આપઘાત છે. શિક્ષણનાં વાહન તરીકે અંગ્રેજી ભાષાને ચાલુ રાખવાની હિમાયત કરનારાઓમાંથી ઘણાઓ એમ કહેતા સંભળાય છે કે અંગ્રેજી શિક્ષણ લેનારા હિન્દીઓ જ પ્રજાકીય અને રાષ્ટ્રીય કાર્યના રક્ષકો છે. જો તેમ ન હોય તો તે કેવળ ભયંકર જ કહેવાય. આ દેશમાં જે કંઈ શિક્ષણ આપવામાં આવે છે તે અંગ્રેજી ભાષા દ્વારા અપાય છે. વસ્તુસ્થિતિ તો એવી છે કે જેટલો વખત આપણે આપણાં શિક્ષણ પાછળ આપીએ છીએ તેનાં પ્રમાણમાં પરિણામ કંઇ જ નથી. આપણે જનસમૂહ ઉપર અસર કરી શકયા નથી. પરન્તુ જે કંઇ ડા. મ્હેતા કહેવા ધારે છે તે મારે કહી દેવું ન જોઇએ. તેઓ તે માટે હોંશ ધરાવે છે, અને ભાવપૂર્વક લખે છે. તેણે બંને પક્ષો તપાસ્યા છે, અને પોતાની દલીલોના ટેકામાં તેણે ઘણા પૂરાવાઓ એકઠા કર્યા છે. આ વિષય ઉપર છેલ્લાંમાં છેલ્લું કથન †વાઇસરૉયનું છે. તેઓ નામદાર કોઇ એક માર્ગ કાઢવાને અશક્ત નીવડ્યા છે. છતાં તેઓ આપણી શાળાઓમાં દેશી ભાષાઓ દ્વારા શિક્ષણ આપવાની જરૂરીઆત સારી રીતે સમજે છે. મધ્ય અને પૂર્વ યુરોપના

* ડા. પ્રાણજીવન મ્હેતાએ પ્રગટ કરેલાં "હિંદની શાળાઓ અને કૉલેજોમાં દેશી ભાષા શિક્ષણના વાહન તરીકે" એ નામના ચોપાનીયાની આ પ્રસ્તાવના છે. † લૉર્ડ ચેમ્સ્ફર્ડ.

યાહુદીઓ દુનિયાના ઘણા ભાગોમાં ફેલાઈ ગયા છે. તેઓએ પરસ્પરના વ્યવહાર માટે એક સમાન ભાષાની જરૂર જણાવાથી યીડીશને ભાષાનો દરજ્જો આપ્યો છે. તેઓ દુનિયાનાં સાહિત્યમાં મળતા ઉત્તમ પુસ્તકોનો યીડીશમાં તરજુમો કરવામાં ફત્તેહ પામ્યા છે. તેઓ ઘણી પર ભાષાઓ બહુ સારી રીતે જાણે છે, છતાં તેઓના આત્માને બીજી ભાષામાં શિક્ષણ મળેથી શાંતિ ન વળી. તેમ જ પોતાનું પદ સમજી શકે તે પૂર્વે યાહુદી પ્રજાએ વિદેશી ભાષા શીખવાં તકલીફ ઉઠાવવી જોઇએ એવું તેઓના ન્હાના શિક્ષિત વર્ગે ઇચ્છયું નથી. એટલે જે એક વખતે કેવળ ભાંગીટૂટી બોલી લેખાતી હતી, પણ જે યાહુદી બાળકો પોતાની મા પાસેથી શીખતા, તેને તઓએ ખાસ પ્રયત્ન કરીને, દુનિયાના ઉત્તમ વિચારોનો તેમાં તરજુમો કરીને કિમતી કરી છે. ખરેખર આ એક અદ્‌ભુત કર્મ છે. તે કામ અત્યારની પેઢીએ જ કર્યું છે. તે ભાષાનુ વેબ્સ્ટરના કોષમાં એવું લક્ષણ આપવામાં આવ્યું છે કે તે એક વિવિધ ભાષાઓથી બનેલી ભાંગીટૂટી બોલી છે અને જૂદા જૂદા રાજ્યોમાં વસતા યાહુદીઓ પરસ્પર વ્યવહાર કરવામાં તેનો ઉપયોગ કરે છે. આ પ્રમાણે હવે જો તેની માતૃભાષાનું વર્ણન કરવામાં આવે તો મધ્ય અને પૂર્વ યુરોપના યાહુદીને માઠું લાગી જાય. જો આ યાહુદી સાક્ષરો, એક પેઢી દરમ્યાન, પોતાના જનસમૂહને એક ભાષા આપી શકયા છે કે જેને માટે તેઓ મગરૂરી ધરાવે છે, તો ખચીત, આપણી દેશી ભાષાઓ, જે પકવ ભાષાઓ છે, તેની ખામીઓ દૂર કરવાનું કાર્ય આપણા માટે સહેલું હોવું જોઈએ. દક્ષિણ આફ્રિકા આપણને તે જ પાઠ શીખાડે છે. ત્યાં, ડચ ભાષાના અપભ્રંશ ટાલ અને અંગ્રેજી વચ્ચે હરિફાઇ ચાલતી હતી. બોર માતાઓએ અને બોર પિતાઓએ નિશ્ચય કર્યો હતો કે પોતાના બાળકો જેઓની સાથે તેઓના બાલ્યમાં ટાલ ભાષામાં વાતચીત કરે છે, તેઓ ઉપર અંગ્રેજી ભાષામાં શિક્ષણ લેવાનો બોજો નહિ નાંખવા આપે. અહીં પણ અંગ્રેજી માટે જબરો પક્ષ હતો. તેના પક્ષવાદીઓ શક્તિવાળા હતા. પરન્તુ

બોર દેશાભિમામાન પાસે અંગ્રેજીને નમવું પડયું હતું. એ જાણવા જેવું છે કે તેઓએ ઉંચી ડચનો પણ અસ્વીકાર કર્યો. શાળાના શિક્ષકો, જેઓને યુરોપની સુધરેલી ડચ ભાષા બોલવાની ટેવ પડી છે, તેઓને પણ વધારે સહેલી ટાલ ભાષા બોલવાની ફરજ પડી છે. અને દક્ષિણ આફ્રિકામાં, ટાલ ભાષા જે માત્ર થોડા વર્ષો ઉપર સાદા પણ બહાદૂર ગામડીયાઓ વચ્ચે વાત કરવાનું સમાન સાધન હતું, તેમાં અત્યારે ઉત્તમ પ્રકારનું સાહિત્ય ખીલી રહ્યું છે. આપણો વિશ્વાસ આપણી ભાષાઓમાંથી ઉડી ગયો હશે, તો તે આપણા પોતામાં વિશ્વાસના અભાવનું ચિહ્ન છે. આપણી અધોગતિની તે ચોખ્ખી નિશાની છે. અને જે ભાષાઓ આપણી માતાઓ બોલે છે તે માટે આપણને જરા પણ માન નહિ હોય, તો કોઈ પણ પ્રકારની સ્વરાજ્યની યોજના, પછી તે ગમે તેટલી પરોપકારની વૃત્તિથી કે ઉદારતાથી આપણને આપવામાં આવશે છતાં તે આપણને કદી સ્વરાજ્ય ભોગવતી પ્રજા બનાવી શકશે નહિ.

# આધુનિક કેળવણી.*

કેળવણી એ શબ્દ અત્યારે આપણે બધાનાં મુખમાંથી સાંભળીએ છીએ. નિશાળો, સરકારી તેમ જ ખાનગી, ભરાઈ રહે છે. કોલેજોમાં જગ્યા હોતી નથી. ગુજરાત કોલેજમાંથી કેટલાએ ઉમેદવારોને નિરાશ થઈ પાછા જવું પડયું. કેળવણી વિષે આટલો બધો મોહ છતાં એ વસ્તુ શું છે અને આજ સુધી મળેલી કેળવણીથી આપણને લાભ થયો છે કે હાની થઇ છે, અથવા પ્રયાસ પૂરતો લાભ થયો છે કે નહિ એ વિચાર થતો ભાગ્યે જ જોવામાં આવે છે. જેમ કેળવણીના અર્થ વિષે વિચાર ઓછો થતો જોવામાં આવે છે, તેમ જ હેતુને વિષે કહી શકાય. મુખ્ય હેતુ તો એજ જોવામાં આવે છે કે કેળવણી લઇને અમુક પ્રકારની નોકરી લેવાને સારૂ આપણે લાયક થવું. જુદા જુદા ધંધાવાળા કેળવણી પામ્યા પછી પોતાનો ધંધો છોડીને નોકરી શોધતા થઇ જાય છે, અને નોકરી મળે એટલે આગળ ચડ્યા એમ માને છે. આપણી નીશાળોમાં કડીયા, લુહાર, સુથાર, દરજી, મોચી વિગેરે જાતિઓના બાળકો ભણુતા જોવામાં આવે છે. પણ ભણીને તેઓ પોતાના બાપુકા ધંધાને આગળ વધારવાને બદલે તેને મૂળ હલકા ધંધા માની તજી દે છે અને કારકુનની નોકરી મેળવવામાં માન માને છે. માબાપો પણ આ વિચારને અનુસરે છે; અને આમ આપણે જાતિભ્રષ્ટ અને કાર્યભ્રષ્ટ થઈ ગુલામગીરીમાં પડતા જઈએ છીએ. આવી દશા મેં હિંદુસ્થાનની મુસાફરીમાં ચારે તરફ જોઈ છે, અને તેથી ઘણી વખત મારૂં હૃદય રડેલું છે.

* આ લેખ ‘સમાલોચક’ના ૧૯૧૬ અકટોબરના અંકમાં પ્રકટ થયો છે.

કેળવણી એ સાધ્ય વસ્તુ નથી પણ સાધન છે; અને જે વડે આપણે ચારિત્રવાન થઇ શકીએ તેજ કેળવણી ગણાય. આવું પરિણામ નિશાળોમાં અપાતી કેળવણીમાંથી આવ્યું હોય એમ કોઇ નહિ કહી શકે. નિશાળમાં જઈને ચારિત્રને ખરચી નાખેલું હોય તેવા અનેક દાખલા નજરે પડશે. એક તટસ્થ અંગ્રેજી લેખકે કહ્યું છે કે જ્યાં સુધી હિંદુસ્થાનમાં નિશાળો અને આપણાં ઘરોની વચ્ચે અનુસંધાન નહિ હોય, ત્યાં સુધી નિશાળીઆઓ ઉભય ભ્રષ્ટ થશે. ઘરમાં માબાપો તરફથી અને આપણી આસપાસના વાતાવરણમાંથી આપણા યુવકોને એક પ્રકારનું જ્ઞાન મળે છે અને નિશાળોમાં તેનાથી વિરૂદ્ધ જ્ઞાન મળે છે. નિશાળોની રહેણી ઘરની રહેણીથી ઘણી વખતે વિરૂદ્ધ જોવામાં આવી છે. આપણી વાંચનમાળાઓમાં આપેલું શિક્ષણ એ પોથી માંહેલાં રીંગણા જેવું મનાય છે. એમાનો કાંઈ પણ ભાગ આપણે આપણા ગૃહસંસારમાં દાખલ કરી શક્તા નથી. આપણે શું શીખીએ છીએ તે વિષે માબાપો બેદરકાર છે. ઘણું ખરૂં વાંચન કેવળ પરીક્ષા આપવાને સારૂ ઉપાડી લીધેલું વૈતરૂં જ છે, એમ આપણે માનીએ છીએ, અને પરીક્ષા આપ્યા પછી બને તેટલી ઉતાવળથી તે ભૂલી જવા પ્રયત્ન કરીએ છીએ. આપણી ઉપર આપણે નકલ કરનારા છીએ એવો આરોપ કેટલાક અંગ્રેજોએ મુકેલો છે તે કેવળ અર્થરહિત નથી. તેમાંના એકે તો આપણને સુધારાનો સાહીચુંબક કાગળ એવી ઉદ્ધત ઉપમા આપેલી છે. જેમ સાહીચુંબક કાગળનું કામ વધારે પડતી સાહી ચુસી લેવાનું છે, તેમ આપણે સુધારાની અતિશયતા એટલે તેના દોષોને જ ગ્રહણ કરનારા છીએ એમ આ લેખકે માનેલ છે. એવી દશા આપણી કાંઈક અંશે થઈ છે એમ કબુલ કરવું જોઇએ. આવી દશાના કારણનો વિચાર કરતાં મને તો એમ લાગ્યું છે કે મુખ્ય દોષ અંગ્રેજી મારફત આપણને કેળવણી અપાય છે તેમાં છે. મૅટ્રીક્યુલેશન સુધીની કેળવણી પૂરી કરતાં સાધારણ રીતે બાર વર્ષ જાય છે. આટલા વર્ષમાં આપણને ઘણું જુજ સામાન્ય જ્ઞાન મળે છે. પણ આપણો મુખ્ય પ્રયાસ એ જ્ઞાન આપણા

કાર્યની અંદર ગુંથી દેવામાં તેનો ઉપયોગ કરવામાં નથી હોતો, પણ અંગ્રેજી ભાષા ઉપર જેમ તેમ કાબુ મેળવવામાં હોય છે. વિદ્વાન માણસોએ પોતાનો અભિપ્રાય દર્શાવ્યો છે કે જો મેટ્રીક્યુલેશન સુધીનું જ્ઞાન સૌને પોતપોતાની ભાષામાં અપાય તો ઓછામાં ઓછા પાંચ વર્ષ બચે. એટલે દશ હજાર મેટ્રીકયુલેટની પાછળ પ્રજાના પચાસ હજાર વર્ષની નુકસાની ગઈ. આ મહાગંભીર પરિણામ છે, એટલું જ નહિ પણ આપણે આપણી પોતાની ભાષાઓને ભીખારી બનાવીએ છીએ. ઘણી વખતે ‘ ગુજરાતી ભાષા બાપડી ’ એવું વાકય હું સાંભળું છું, ત્યારે મને ક્રોધ છુટે છે. આ સંસ્કૃતની એક વહાલી દીકરી એ બાપડી હોય તો દોષ કંઈ ભાષાનો નથી, પણ આપણે કે જે ભાષાના વાલી છીએ તેનો છે. આપણે તેને તરછોડી છે, તેને વિસારી પાડી છે. પછી તેનામાં જે તેજ શૌર્ય વિગેરે હોવા જોઇએ તે કયાંથી હોય? આપણા ઘરસંસાર અને આપણી વચ્ચે અંતરાય પડ્યો છે. માબાપ અને બીજા કુટુંબીઓ, આપણો સ્ત્રી વર્ગ, આપણો ચાકર વર્ગ જે બધાના પ્રસંગમાં આપણે ઘણા કાળ સુધી આવતું રહેવાનું છે તેઓને આપણી નિશાળનું શિક્ષણ એ તો ગુપ્તધન બરોબર છે. તેનો ઉપયોગ તેઓને મળે જ નહિ. જયાં આવી વિષમ દશા વર્તતી હોય ત્યાં પ્રજા કોઈ પણ કાળે ન ચડી શકે એ આપણને સહેજે જણાવું જોઇએ. આપણે જો સાહીચુંબક કાગળ ન હોત તો ૫૦ વર્ષ થયાં મળતી આવેલી કેળવણીને અંતે જનસમાજમાં કોઈ નવી પ્રવૃત્તિ જોવા પામ્યા હત. પ્રજાને આપણે ઓળખતા નથી. પ્રજા આપણને સુધરેલા ગણીને કાઢી નાંખે છે. આપણે પ્રજા વર્ગને જંગલી ગણી તેનો તિરસ્કાર કરીએ છીએ.

કોલેજમાં મળતી વિશેષ કેળવણીનો વિચાર કરવા બેસીએ છીએ ત્યાં પણ એ જ પરિણામ જોવામાં આવે છે. ત્યાં જ્ઞાન સારા પાયા ઉપર મુકવામાં આપણો કાળક્ષેપ થાય છે. ત્યાં આપણે આપણી ભાષા ભૂલવાનું શરૂ કરીએ છીએ. કેટલાકને તો બાપુકી ભાષા તરફ તિરસ્કાર પણ ઉપજે છે. અસરપરસમાં આપણો વ્યવહાર ઉચ્ચારમાં અશુદ્ધ અને વ્યાકરણ દોષવાળું

અંગ્રેજી બોલીને ચલાવીએ છીએ. જુદા જુદા શાસ્ત્રોના પારિભાષિક શબ્દો આપણી ભાષામાં આપણે ગોઠવેલા હોતા નથી, અને અંગ્રેજી ભાષામાં આવેલા આપણે પૂરી રીતે સમજતા નથી. કોલેજનો ક્રમ પૂરો કર્યા પછી આપણી બુદ્ધિ શૌર્યહીન બને છે. અને આપણા શરીર નમાલા થઇ જાય છે. દવાની શીશી આપણુને આખી જીન્દગી સારૂ વળગે છે. એમ છતાં પ્રજા માને છે અને આપણે પણ માનીએ છીએ કે આપણે પ્રજાનું નાક છીએ, આપણે તેના વાલી છીએ, પ્રજાનું ભવિષ્ય આપણા હાથમાં છે. કોલેજમાંથી નીકળેલો ગુજરાતી યુવાનવર્ગ ગંભીર વિચાર કરીને પ્રજાનું વાલીત્વ સ્વીકારશે તો તેઓને હું બહુ સાહસિક ગણીશ. આપણી કેળવણીની પદ્ધતિનો ચિતાર જો કે મેં બહુ નિરાશાભરેલો આપેલો છે, છતાં એ નિરાશમાં પ્રૌઢ આશાના બીજ પણ રહેલાં છે. અંગ્રેજી ભાષા કોઈપણ હિન્દીને ન જાણવી જોઇએ એવો આશય આ લેખનો નથી. જેમ રૂશીયામાં થયું, જેમ દક્ષિણ આફ્રિકા અને જાપાનમાં થાય છે તેમ આપણે પણ કરીએ. જાપાનમાં થોડા માણસો ઉંચા પ્રકારનું અંગ્રેજી જ્ઞાન મેળવી યુરોપના સુધારામાંથી જે કાંઇ લેવા યોગ્ય હોય તે જાપાની ભાષામાં મુકી પ્રજાને તે વસ્તુ સુલભ કરી મુકી છે. અને પ્રજાને અંગ્રેજી ભાષાજ્ઞાન મેળવવાના વ્યર્થ પ્રયાસમાંથી બચાવી લેય છે. આપણામાં હવે ઘણાને અંગ્રેજી જ્ઞાન આવ્યું છે. તેઓ ભલે વધારે અને જેની શરીર સંપત્તિ સારી હોય, અને જેનો માનસિક ઉત્સાહ મંદ ન પડ્યો હોય તેઓ અંગ્રેજી વિગેરે ભાષામાં આવેલા પ્રજાને હિતકારક વિચારો વિગેરે ગુજરાતી ભાષા મારફતે ભલે જણાવે. આપણી કેળવણીનો ક્રમ આપણે સતત પ્રયત્ન કરી બદલાવી શકીએ છીએ, અને નવા શાસ્ત્રો અને નવા વિચારોનું જ્ઞાન માત્ર ગુજરાતી ભાષાની મારફતે આપી શકીએ છીએ. વૈદકશાસ્ત્ર, નૌકાશાસ્ત્ર, કે વિદ્યુતશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન ગુજરાતી ભાષામાં ન આપી શકાય એવું કાંઇ જ નથી. અંગ્રેજી ભાષા જાણ્યા પછી શરીરમાયલાં જુદા જુદા અવયવોનું જ્ઞાન મળી શકે અથવા તો ત્યાર પછી જ જીવતા માણુસનું હાડકું વેરી શકાય, એવો કશોએ નિયમ નથી.

હિન્દુસ્થાનમાં ઓછામાં ઓછા ૮૫ ટકા વસ્તીનો ધંધો ખેતીનો છે. ૧૦ ટકાનો ધંધો કારીગરનો છે; તેમાં મુખ્યત્વ કરીને વણાટકામ કરનારનો; અને બાકીના પાંચ ટકામાં મુત્સદ્દી વિગેરે છે. આ છેલ્લો વર્ગ જો ખરેખરી લોકસેવા કરવા માગે તો તે વર્ગે ૯૫ ટકાના ધંધા વિષે કાંઈક માહિતી મેળવવી જોઈએ. ૯૫ ટકાની પ્રજાએ તો પોતાના માબાપ જે ધંધો કરે છે, તે બાબત વિષે જ્ઞાન મેળવવું એ તેમની ફરજ ગણાવી જોઈએ. જો આ વિચાર બરાબર હોય તો ખેતી અને વણાટકામ એ બે ધંધાનું જ્ઞાન બચપણથી જ આપણી શાળાઓમાં મળે એવી સગવડ હોવી જોઈએ. ખેતીનું અને વણાટકામ વિગેરેનું સુંદર જ્ઞાન આપી શકાય એવી સ્થિતિ લાવવાને સારૂ આપણી નિશાળો બધી ગામ અથવા શહેરોના બહુ વસતીવાળા ભાગમાં નહિ પણ જ્યાં મ્હોટા ખેતરો કરી શકાય તેવી અને કેળવણી લગભગ ખુલ્લી હવામાં લઈ શકાય તેવી જગ્યામાં હોવી જોઈએ. આવી નિશાળોમાં નિશાળીઆઓની રમત ગમત તે નિશાળોના ખેતરમાં હળ ચલાવવાની હશે. બાળકોને અને જુવાનીઆઓને ફુટ બોલ ક્રીકેટ વિગેરે ન હોય તો તેઓની જીન્દગી શુષ્ક થઈ જાય એવી માન્યતા કેવળ મિથ્યા છે. આપણા ખેડુતોના છોકરાઓને ક્રીકેટ વિગેરે નથી મળતા, છતાં આનંદ વગરના કે નિર્દોષ મસ્તી રહિત નથી. આ પ્રમાણે કેળવણીનો ક્રમ બદલવો એ કાંઈ મુશ્કેલીની વાત નથી. પ્રજામત એ વિચાર ધરાવતો હોવો જોઈએ, તો સરકારને ફેરફાર કર્યા વિના ચાલે જ નહિ. પ્રજા મત તૈયાર થાય તેના પહેલાં જે માણસોને ઉપર બતાવ્યા પ્રમાણે કેળવણી પસંદ હોય તેઓએ અખતરા કરવા જોઈએ છે. અને તેઓના પ્રયાસમાં શુભ પરિણામ પ્રજા જોશે ત્યારે પોતાની મેળે પ્રજા તે પ્રમાણે કરવા ઇચ્છશે. આવો અખતરો કરવામાં ઘણા ખર્ચની જરૂર નથી, એમ મને લાગે છે પણ આ લેખ વ્યાપારની દૃષ્ટિથી નથી લખાયો. મુખ્ય હેતુ એ છે કે આ લેખના વાંચનાર ખરી કેળવણી શું છે તેની શોધ કરે, અને શોધ કરવામાં આ લેખ જો કોઈ પણ પ્રકારે મદદ રૂપ થઈ પડે તો આ લખવાનો પ્રયત્ન સફળ થયો ગણાશે.

## બીજી ગુજરાત કેળવણી પરિષદ.*

વ્હાલા ભાઈઓ અને બ્હેનો, આ પરિષદનું પ્રમુખપદ આપી મને આપ સહુએ આભારી કર્યો છે. એ પદ શોભાવવા સારૂ જોઈતી વિદ્વત્તા મારામાં નથી એ હું જાણું છું. દેશસેવાનાં બીજા ક્ષેત્રોમાં હું જે કંઇ ભાગ લઉં છું તેથી મને આ પદની લાયકાત નથી મળી શકતી એનું પણ મને ભાન છે. મારી લાયકાત એક જ હોઈ શકે; ગુજરાતી ભાષાના પ્રેમની હરિફાઇમાં પહેલા દરજ્જા વિના સંતોષ ન જ પામું એમ મારો આત્મા સાક્ષી પૂરે છે ને એ માન્યતાને લીધે જ મેં આ જવાબદારીભર્યું પદ સ્વીકાર્યું છે. જે ઉદાર વૃત્તિથી આપે મને આ પદ આપ્યું છે તે જ વૃત્તિથી આપ મારી ખામીઓ દરગુજર કરશો. ને આપના અને મારા આ કાર્યમાં પૂરી મદદ કરશો એવી આશા રાખું છું.

આ પરિષદ એક વર્ષનું બાળક છે. પુત્રના પગ પારણામાં વરતાય છે તેમ આ બાળકનું જોવામાં આવે છે. ગયા વર્ષનાં કાર્યનો હેવાલ હું વાંચી ગયો છું. એ ગમે તે સંસ્થાને શોભાવે એવો છે. મંત્રીઓ વેળાસર પરિષદનો કિંમતી હેવાલ બહાર પાડી શકયા છે તેથી તેઓને ધન્યવાદ ઘટે છે. એવા મંત્રીઓ આપણને મળ્યા છે એ આપણો ભાગ્યોદય સૂચવે છે. એ હેવાલ જેઓએ ન વાંચ્યો હોય તેઓને મેળવી વાંચવા તથા મનન કરવાની હું ભલામણ કરૂં છું.

રા. રા. રણજીતરામ વાવાભાઇનું યમરાજાએ ગત વર્ષમાં બલિદાન લીધું છે તેથી આપણને મોટી ખોટ આવી છે. તેમના જેવા સાક્ષર તરુણ વયમાં ચાલી નીકળ્યા એ શોચનીય તેમ જ

* આ ભાષણ ૧૯૧૭ માં ભરૂચમાં ભરાયલી બીજી ગુજરાત કેળવણી પરિષદનાં પ્રમુખસ્થાનેથી આપવામાં આવ્યું હતું.

વિચારણીય છે. તેમના આત્માને ઈશ્વર શાન્તિ આપો અને તેમનાં કુટુંબને, તેમનાં દુઃખમાં આપણે ભાગીદાર છીએ એ જ્ઞાનથી, આશ્વાસન મળો એમ ઈચ્છું છું.

જે મંડળે આ પરિષદ બોલાવી છે તેણે ત્રણ ઉદ્દેશ રાખ્યા છેઃ—

૧. કેળવણીના પ્રશ્નો વિષે પ્રજામત કેળવવો ને દર્શાવવો.

૨. ગુજરાતમાં કેળવણીના પ્રશ્નોની સતત ચળવળ કરવી.

૩. ગુજરાતમાં કેળવણીના વ્યવહારિક કાર્યો કરવાં.

ત્રણે ઉદ્દેશો વિષે મેં યથામતિ જે વિચારો કર્યા છે ને મત બાંધ્યા છે તે અહીં રજુ કરવા પ્રયત્ન કરીશ.

કેળવણીના વાહનનો વિચાર કરી નિશ્ચય કરવો એ આપણું આ દશામાં પહેલું કાર્ય છે એ તો સહુને સ્પષ્ટ લાગવું જોઇએ. તે વિના બીજા બધા પ્રયાસો લગભગ નકામા જેવા થઇ જવાનો સંભવ છે. કેળવણીનાં વાહનનો નિશ્ચય કર્યા વિના કેળવણી અપાયે જાય તે વગર પાયે ચણતર કરવાના પ્રયત્ન જેવો પરિણામે થાય.

આમાં બે મત જોવામાં આવે છે. એક પક્ષ કહે છે કેળવણી માતૃભાષા ( ગુજરાતી ) દ્વારા અપાવી જોઈએ. બીજો પક્ષ કહે છે કે અંગ્રેજી દ્વારા અપાવી જોઈએ. ઉભય પક્ષના હેતુ પવિત્ર છે. બંને દેશના હિતચિંતક છે. પણ પવિત્ર હેતુ કાર્યસિદ્ધિને સારૂ બસ નથી. પવિત્ર હેતુ અપવિત્ર જગ્યાએ ઘણી વેળા લઇ જાય છે, એવો દુનિયાનો અનુભવ છે. તેથી આપણે તો બંને મતના ગુણદોષ તપાસી, બની શકે તો એકમત ઉપર આવી આ મહાન પ્રશ્નનો નિશ્ચય કરવો ઘટે છે. પ્રશ્ન મહાન છે એ નિઃશંક છે. એટલે તેને સારૂ જેટલો વિચાર કરાય તેટલો ઓછો છે.

આ પ્રશ્ન આખા ભારતવર્ષનો છે. પણ દરેક ઈલાકો કે પ્રાંત પોતાને સારૂ નિશ્ચય કરી શકે છે. હિન્દુસ્તાનના બધા ભાગ એકમતના થાય ત્યાં સુધી એકલી ગુજરાત આગળ પગલું ન ભરી શકે એવી કંઈ સ્થિતિ નથી.

# હિંદી સાહિત્ય સંમેલન.*

શ્રીમાન સભાપતિ મહાશય, પ્યારા પ્રતિનિધિઓ, ભાઈઓ અને બ્હેનો, આ સંમેલનનું પ્રમુખપદ આપી આપે મને ઉપકૃત કર્યો છે. હિન્દી સાહિત્યની દૃષ્ટિથી જોતાં, આ સ્થાન માટે મારી યોગ્યતા કંઈ જ નથી, એ હું સારી રીતે જાણું છું. મારો હિન્દી ભાષા ઉપરનો અસીમ પ્રેમ મને આ પદ અપાવવામાં કારણભૂત થયો છે. હું ઉમેદ રાખું છું કે પ્રેમની પરીક્ષામાં હું હમેશાં ઉત્તીર્ણ થઇશ.

સાહિત્યનો પ્રદેશ ભાષાની ભૂમિ જાણવાથી જ નક્કી થઇ શકે છે. જો હિન્દી ભાષાની ભૂમિ કેવળ ઉત્તર પ્રાંત હશે તો સાહિત્યનો પ્રદેશ સંકુચિત રહેશે. જો હિન્દી ભાષા રાષ્ટ્રીય થશે, તો સાહિત્યનો વિસ્તાર પણ રાષ્ટ્રીય થશે. यथा माषकस्तथा माषा. ભાષા સાગરમાં સ્નાન કરવાને વાસ્તે પૂર્વ, પશ્ચિમ, ઉત્તર દક્ષિણથી પુનીત મહાત્માઓ આવશે. એટલે સાગરનું મહત્વ સ્નાન કરનારાઓને અનુરૂપ હોવું જોઈએ. આ કારણસર સાહિત્યની દૃષ્ટિથી પણ હિન્દી ભાષાનું સ્થાન વિચારણીય છે.

હિન્દી ભાષાની વ્યાખ્યાનો થોડોક ખ્યાલ કરવો આવશ્યક છે. હું ઘણીએ વાર તેની વ્યાખ્યા કરી ચૂકયો છું કે હિન્દી ભાષા તે ભાષા છે કે જે ઉત્તરમાં હિન્દુ અને મુસલમાન બોલે છે, અને જે નાગરી કે ફારસી લિપિમાં લખાય છે. આ હિન્દી સાવ સંસ્કૃતમય નથી, તેમ સાવ ફારસી શબ્દોથી ભરપૂર નથી. જે માધુર્ય ગામડીયાની બોલીમાં મને દેખાય છે તે લખનૌના મુસલમાનભાઇઓની બોલીમાં કે પ્રયાગજીના

* આ ભાષણ ઈંડોરમાં મળેલી હિન્દી સાહિત્ય સંમેલનની આઠમી બેઠકના પ્રમુખપદેથી આપવામાં આવ્યું હતું. (ઇ. સ. ૧૯૧૮.)

પંડિતોની બોલીમાં જણાતું નથી. એ જ ભાષા શ્રેષ્ઠ કહેવાય કે જે જનસમૂહ સહેલાઈથી સમજી શકે. ગામડીયાઓની બોલી બધા સમજે છે. ભાષાનું મૂલ કરોડો મનુષ્યરૂપી હિમાલયમાંથી મળશે, અને તેમાં જ રહેશે. હિમાલયમાંથી નીકળતી ગંગા અનંત કાળ સુધી વહ્યા કરશે, તેમ ગામડીયાની હિન્દીનું ગૌરવ રહેશે, અને જેમ ન્હાના પહાડોમાંથી નીકળતા ઝરણાઓ સુકાઈ જાય છે, તેમ જ સંસ્કૃતમય અને ફારસીમય હિન્દીની દશા થશે.

હિન્દુ-મુસલમાન વચ્ચે જે ભેદ કરવામાં આવે છે તે કૃત્રિમ છે. તેવી જ કૃત્રિમતા હિન્દી અને ઉર્દુ ભાષાના ભેદમાં રહેલી છે. હિન્દુઓની બોલીમાંથી ફારસી શબ્દોનો સર્વથા ત્યાગ કરવો, અથવા મુસલમાનોની બોલીમાંથી સંસ્કૃત શબ્દોનો સર્વથા ત્યાગ કરવો આવશ્યક નથી. એનો સ્વાભાવિક સંગમ, ગંગાયમુનાના સંગમ જેવો શોભાયમાન અને અચળ રહેશે. હું ઉમેદ રાખું છું કે આપણે હિન્દી-ઉર્દુના ઝગડામાં પડી આપણું બળ ક્ષીણ નહિ કરીએ. લિપિ બાબત કંઈક તકલીફ જણાય છે. મુસલમાનભાઈઓ અરબી લિપિમાં જ લખશે, અને હિન્દુઓ ઘણું ખરૂં નાગરી લિપિમાં લખશે. રાષ્ટ્રમાં બંનેને સ્થાન મલવું જોઈએ. અમલદારોને બંને લિપિનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ. એમાં કંઈ કઠિણતા નથી. છેવટે, જે લિપિમાં જાજી સરલતા હશે, તેનો વિજય થશે. ભારતવર્ષમાં પરસ્પર વ્યવહાર ચલાવવા વાસ્તે એક ભાષા હોવી જોઈએ, એ વિષે કંઇ સંદેહ નથી. જો આપણે હિન્દી-ઉર્દુનો ઝગડો ભૂલી જઈએ, તો આપણે જાણીએ છીએ કે મુસલમાનભાઈઓની ઉર્દુ જ રાષ્ટ્રીય ભાષા છે. આ વાત ઉપરથી આ સહજ સિદ્ધ થાય છે કે હિન્દી અથવા ઉર્દુ મુગલ લોકના વખતમાં રાષ્ટ્રીય ભાષા બની રહી હતી. આજે પણ હિન્દીની સ્પર્ધા કરી શકે એવી બીજી કોઈ ભાષા નથી. હિન્દી-ઉર્દુ ભાષાનો ઝગડો છોડી દેવાથી ભાષાનો પ્રશ્ન સરલ થઇ જાય છે. હિન્દુઓને થોડા ઘણા ફારસી શબ્દો જાણવા પડશે. ઇસ્લામી ભાઇઓને સંસ્કૃત શબ્દનું જ્ઞાન સંપાદન કરવું પડશે. આવી રીતે લેણુ દેણ કરેથી, હિન્દી ભાષાનું

બલ વધી જશે, અને હિન્દુ મુસલમાનોની એકતા કરવા વાસ્તે આપણા હાથમાં એક મ્હોટું સાધન આવી પડશે. અંગ્રેજી ભાષાનો મોહ દૂર કરવા માટે, આટલો વધારે પરિશ્રમ કરવો પડશે કે આપણે હિન્દી-ઉર્દૂનો ઝગડો ન ઉઠાવવો. લિપિની તકરાર પણ આપણે ઉઠાવવી ન જોઇએ.

અંગ્રેજી ભાષાનો બોજો પ્રજા ઉપર રાખવાથી શું હાની થાય છે, આપણાં શિક્ષણનું વાહન આજ સુધી અંગ્રેજી હોવાથી પ્રજા કેવી કચડાઇ ગઈ છે, આપણી માતૃભાષા કંગાલ કેમ થઇ રહી છે, આ બધી વાત ઉપર હું મારો વિચાર ભાગલપુર અને ભરૂચના વ્યાખ્યાનોમાં જણાવી ચૂકયો છું, એટલે અહીં ફરીથી હું નથી જણાવવા ઇચ્છતો. આ બંને વ્યાખ્યાનોમાંથી ભાષાના સંબંધનો ભાગ હું આ વ્યાખ્યાનના પરિશિષ્ટ રૂપે મૂકીશ. હકીકતમાં આ વિષયમાં સંદેહ હોઇ શકતો નથી. આપણા કવિવર સર રવિન્દ્રનાથ ઠાકુર, વિદુષી બિસાંટ, લોકમાન્ય ટિળક અને બીજી અન્યાન્ય પ્રતિષ્ઠિત વ્યક્તિઓનું મંતવ્ય આ વિષયમાં આ જ પ્રકારનું છે. કાર્યની સિદ્ધિમાં મુશ્કેલી તો નડશે, પરન્તુ તેનો ઉપાય કરવાનો આધાર આ સંમેલન ઉપર છે. લોકમાન્ય ટિળક મહારાજે પોતાનો અભિપ્રાય કાર્ય કરીને બતાવી આપ્યો છે. તેણે 'કેસરી' અને 'મરાઠા'માં હિન્દી વિભાગ દાખલ કરી દીધો છે. ભારતરત્ન પંડિત મદનમોહન માલવીયાજીનો અભિપ્રાય પણ હિન્દુસ્થાનમ અજાણ નથી. તો પણ મને માલુમ છે કે આપણા ઘણાએ વિદ્વાન નેતાઓનો એવો અભિપ્રાય છે કે કેટલાક વર્ષ લગણ તો કેવળ અંગ્રેજી જ રાષ્ટ્રીય ભાષા તરીકે રહેશે. આ નેતાઓને હું વિનયપૂર્વક કહીશ કે અંગ્રેજીના આ મોહથી પ્રજા પીડા પામી રહી છે. અંગ્રેજી શિક્ષણ મેળવનારનાં જ્ઞાનનો લાભ પ્રજાને બહુ જ થોડો મલે છે, અને અંગ્રેજી શિક્ષિતવર્ગ અને આમ વચ્ચે મ્હોટો અંતરાય આવી પડયો છે.

કહેવાની જરૂર નથી કે હું અંગ્રેજી ભાષાનો દ્વેષ કરતો નથી. અંગ્રેજીના સાહિત્યભંડારમાંથી મેં બહુ રત્નોનો ઉપયોગ કર્યો

છે, અંગ્રેજી ભાષાની મારફત આપણે વિજ્ઞાન વિગેરે વિષયમાં ખૂબ જ્ઞાન મેળવ્યું છે. અંગ્રેજીનું જ્ઞાન કેટલાક ભારતવાસીઓને લેવું આવશ્યક છે. તેમ છતાં, આ ભાષાને પોતાનું ઉચિત સ્થાન દેવું એ એક વાત છે, અને તેની મૂર્તિપૂજા કરવી એ બીજી વાત છે.

હિન્દી-ઉર્દુ રાષ્ટ્રીય ભાષા થવી જોઈએ એ વાતનો માત્ર સ્વીકાર કરેથી આપણો મનોરથ સિદ્ધ નહિ થઇ શકે. તો, સિદ્ધિ કયા પ્રકારે મળી શકે ? જે વિદ્વાનોએ આ મંડપને દીપાવ્યો છે, તેઓ પણ પોતાનાં વ્યાખ્યાનમાં આપણુને આ વિષયમાં જરૂર કંઇક સંભળાવશે. હું તો કેવળ ભાષાના પ્રચાર વિષે કંઈક કહીશ. ભાષાનો પ્રચાર કરવા વાસ્તે હિન્દીના શિક્ષક હોવા જોઇએ. હિન્દી શીખવા ઇચ્છનાર બંગાલી વાસ્તે મેં એક ન્હાનકડું પુસ્તક બંગભાષામાં જોયું છે. તેવું જ એક પુસ્તક મરાઠીમાં છે. બીજી ભાષાઓ બોલનાર માટે આવા પુસ્તકો મારા જોવામાં નથી આવ્યા. આ કામ કરવું જેટલું સહેલું છે તેટલું જ તે આવશ્યક છે. મને ઉમેદ છે કે આ સંમેલન આ કાર્યને શીઘ્રતાથી હાથ ધરશે. આવા પુસ્તકો વિદ્વાન અને અનુભવી લેખકો પાસે તૈયાર કરાવવા જોઇએ.

સૌથી વધારે કષ્ટદાયક મામલો દ્રાવિડ ભાષાઓના સંબંધમાં છે. તે બારામાં તો જરાય પ્રયત્ન કરવામાં નથી આવ્યો. હિન્દી ભાષાના શિક્ષકો તૈયાર કરવા જોઈએ. આવા શિક્ષકો બહુ જ થોડા છે. આવો એક શિક્ષક પ્રયાગજીથી આપણા લોકપ્રિય મંત્રી ભાઇ પુરૂષોત્તમદાસજી ટંડન મારફત મને મળ્યો છે.

હિન્દી ભાષાનું એક પણ સંપૂર્ણ વ્યાકરણ મારા જોવામાં નથી આવ્યું. જે છે તે અંગ્રેજીમાં વિલાયતી પાદરીઓએ બનાવેલા હોય છે. આવું એક વ્યાકરણ ડાકટર કેલોગે રચેલું છે, સંશોધન કરી તૈયાર કર્યું છે. હિન્દની અન્યાન્ય ભાષાઓનો મુકાબલો કરનારા વ્યાકરણો આપણી ભાષામાં હોવા જોઇએ. હિન્દીના પ્રેમી વિદ્વાનોને મારી નમ્ર વિનતિ છે કે આ ખોટ પૂરી પાડે. આપણી રાષ્ટ્રીય સભાઓમાં હિન્દી ભાષાનો ઉપયોગ

થવો જોઈએ. કોંગ્રેસના કાર્યકર્તાઓ અને પ્રતિનિધિઓ દ્વારા આ પ્રયત્ન થવો જોઈએ. મારો અભિપ્રાય છે કે આ સંમેલન આગામી કોંગ્રેસના કાર્યકર્તાઓ પાસે આ પ્રાર્થના રજુ કરે.

આપણી ધારાસભાઓમાં પણ રાષ્ટ્રીય ભાષા દ્વારા કાર્ય કરવું જોઈએ. જ્યાં સુધી આમ નહિ થાય, ત્યાં સુધી પ્રજાને રાજનીતિના કાર્યમાં યોગ્ય તાલીમ નહિ મળે. આપણા હિંદી વર્તમાનપત્રો આ કાર્ય થોડું ઘણું કરે છે. છતાં, પ્રજાને અનુવાદ મારફત તાલીમ નથી મલી શકતી. આપણી અદાલતોમાં જરૂર રાષ્ટ્રીય ભાષા અને પ્રાન્તીય ભાષાનો પ્રચાર થવો જોઈએ. ન્યાયાધીશ મારફત તાલીમ આપણને સહજ રીતે મળી શકે છે; પરન્તુ તે તાલીમથી પ્રજા આજે રહિત છે.

ભાષાની સેવા જેવી આપણા રાજા મહારાજાઓ કરી શકે, તેવી અંગ્રેજ સરકાર નહિ કરી શકે. મહારાજા હોલકરની ધારાસભામાં, કચેરીમાં અને હરેક કામમાં હિન્દીનો અને પ્રાન્તીય બોલીનો જ ઉપયોગ થવો જોઇએ. આવા ઉત્તેજનથી ભાષા બહુ ખીલી શકે છે. આ રાજ્યની પાઠશાલાઓમાં આરંભથી અંત સુધી શિક્ષણ માતૃભાષામાં આપવાનો પ્રયોગ થવો જોઈએ. આપણા રાજા મહારાજાઓ ભાષાની ઘણી ઉંચી સેવા કરી શકે છે. હું ઉમેદ રાખું છું કે મહારાજા હોલકર અને તેમનો અધિકારીવર્ગ આ મ્હોટા કાર્યને ઉત્સાહથી ઉપાડી લેશે.

આવા સંમેલનથી આપણું બધુ કાર્ય સફળ થશે, એવી સમજ ભ્રમમૂલક છે. જ્યારે આપણે પ્રતિ દિન આ કાર્યની ધુનમાં જ રહેશું ત્યારે જ આ કાર્યની સિદ્ધિ થઈ શકશે. સેંકડો સ્વાર્થત્યાગી વિદ્વાન આ કાર્યને પોતાનું માનશે ત્યારે જ સિદ્ધિ થવાનો સંભવ છે.

મને ખેદ તો આ થાય છે કે જે પ્રાંતોની માતૃભાષા હિન્દી છે ત્યાં પણ તે ભાષાની ઉન્નતિ કરવા ઉત્સાહ જણાતો નથી. તે પ્રાંતોમાં આપણો શિક્ષિતવર્ગ આપસ આપસમાં પત્રવ્યવહાર અને વાતચીત અંગ્રેજીમાં કરે છે. વાત ન્હાની છે, પરન્તુ તેમાં રહસ્ય

બહુ છે. ફ્રાંસમાં રહેનાર અંગ્રેજ પોતાનો બધો વ્યવહાર અંગ્રેજીમાંજ ચલાવે છે. આપણે આપણા દેશમાં આપણું મહાન કાર્ય વિદેશી ભાષામાં કરીએ છીએ. મારો નમ્ર પરન્તુ દૃઢ અભિપ્રાય છે કે જ્યાં સુધી આપણે હિંદીને રાષ્ટ્રીય અને પોતપોતાની પ્રાંતીય ભાષાઓને તેનું યોગ્ય સ્થાન નહિ આપીએ ત્યાં સુધી સ્વરાજ્યની બધી વાતો નિરર્થક છે. આ સંમેલન દ્વારા ભારતવર્ષના આ મ્હોટા પ્રશ્નનું નિરાકરણ થઈ જાય, એવી મારી આશા અને પ્રભુ પ્રતિ પ્રાર્થના છે.

## વિદ્યાર્થિઓને બોધ.*

મદ્રાસે મારી સ્ત્રી અને મારા વિષે ગુણવાચક વિશેષણોનો ઉપયોગ કરવામાં અંગ્રેજી કોષને લગભગ સાવ વાપરી નાખ્યો છે. કદી મારો મત પૂછવામાં આવે કે મને કયે ઠેકાણે માયા, પ્રેમ, અને આદરથી વધાવવામાં આવ્યો છે, તો મારે કહેવું પડશે કે તેમ મદ્રાસમાં થયું છે. બહુવાર મેં કહ્યું છે તેમ, હું મદ્રાસ માટે તે સંભવિત માનતો આવ્યો છું. એટલે, તમે અનુપમ ઉદારતાથી આટલી બધી લાગણી મારા ઉપર વર્ષાવી રહ્યા છો, તેથી મને નવાઈ નથી લાગતી. અને હિન્દ સેવક સમાજ–જેમાં હું અત્યારે ઉમેદવાર તરીકે છું–તેના પ્રમુખ તો તે બાબતમાં બધાને વટાવી ગયા છે. આ બધા માટે હું લાયક છું ? મને મારાં અંતરના ઉંડામાં ઉંડા ભાગમાંથી અચૂક ઉત્તર મળે છે કે 'ના'. પરન્તુ તમે મારા માટે જે કોઇ વિશેષણ વાપરો તે માટે લાયક બનવા હું હિંદ આવ્યો છું, અને એક લાયક સેવક બનવા હું મારૂં આખું જીવન તેને અવશ્ય અર્પણ કરીશ.

તમે તે સુંદર રાષ્ટ્રીય ગીત† ગાયું છે. તે ગવાતું હતું ત્યારે આપણે બધા ઉભા રહ્યા હતા. તેમાં કવિએ હિંદ માતાનું વર્ણન કરતાં જેટલા બન્યા તેટલા વિશેષણો વાપર્યાં છે. તેણે હિંદ માતાને સુહાસિની, સુમધુરભાષિણી, સુવાસિની, સર્વશક્તિમતી, સર્વસદ્‌ગુણવતી, સત્યવતી, ઋદ્ધિમતી, અને મહાન્ સત્યયુગમાં જ સંભવે એવી માનવજાતિથી વસાયલી વર્ણવી છે. કવિ હિંદ માતાને એક એવી ભૂમિ તરીકે કલ્પે છે કે જે સમગ્ર જગતને,

* આ ભાષણ ૧૯૧૫ માં મદ્રાસના વિદ્યાર્થીઓએ આપેલા માનપત્રના જવાબમાં મદ્રાસમાં આપવામાં આવ્યું હતું.

† वंदेमातरम्‌નું.

સમગ્ર મનુષ્યજાતિને જડબળથી નહિ પરન્તુ આધ્યાત્મિક બળથી પોતાને વશ કરી લેશે. આ ગીત આપણે ગાઇ શકીએ? હું મને પોતાને પૂછું છું: 'તે ગીત સાંભળતાં ઉભા થઈ જવા મને શું અધિકાર છે?' કવિએ તો આપણા માટે એક આદર્શ ચિતર્યું છે. તે હજી એક આગાહી રૂપે જ રહ્યું છે. કવિએ હિંદ માતાના વર્ણનમાં વાપરેલા દરેકેદરેક શબ્દનો સાક્ષાત્કાર તમારે કે જેમાં હિંદની આશા રહેલી છે, તેણે કરવાનો છે. આજ તો મને એમ લાગે છે કે આ વિશેષણો માતૃભૂમિનાં વર્ણનમાં કઠેકાણે વપરાયા છે. એટલે કવિએ માતૃભૂમિનો જે પક્ષ કર્યો છે તે પ્રતિપાદન કરવાનું કામ તમારે અને મારે માથે રહ્યું છે.

હું તમને મદ્રાસના વિદ્યાર્થીઓને, અને અખિલ ભારતના વિદ્યાર્થીઓને, પૂછું છું કે શું તમને એવું શિક્ષિણ મલે છે કે જે તમને તે આદર્શ સિદ્ધ કરવા લાયક બનાવે, અને જેથી તમારામાં રહેલાં ઉત્તમ તત્વો પ્રકાશમાં આવી શકે? અથવા તે શિક્ષણ સરકાર માટે નોકરો, અને વેપારી પેઢીઓ માટે મેતાજી ઉત્પન્ન કરવાનો સાંચો છે? જે શિક્ષણ તમે લ્યો છો તેની નેમ શું સરકારી ખાતાંમાં કે પછી બીજા કોઈ ખાતાંમાં નોકરી મેળવવાની છે? જો તમારા શિક્ષણની તે નેમ હોય, જો તમે તે નેમ તમારી કરી હોય, તો જે ચિત્ર કવિએ આલેખ્યું છે તેનો સાક્ષાત્કાર થાય એમ જણાતું નથી. તમે મને એમ કહેતા સાંભળ્યો હશે, અથવા તમે વાંચ્યું હશે કે હું અર્વાચીન સંસ્કૃતિનો દૃઢ વિરોધી છું. યુરોપમાં અત્યારે શું ચાલી રહ્યું છે તે તરફ જરા તમારી નજર કરો. તમે જો એવા ઠરાવ ઉપર આવ્યા હો કે યુરોપ આજે અર્વાચીન સંસ્કૃતિના પગ હેઠળ ચગદાય છે, તો પછી તમારે અને તમારા વડીલોએ આપણા દેશમાં તે સંસ્કૃતિનો ફેલાવો કરવા પર્વે, પૂખ્ત વિચાર કરવો જોઇએ. પરન્તુ મને એમ કહેવામાં આવ્યું છે: 'આપણા દેશમાં આપણા રાજ્યકર્તાઓ તે સંસ્કૃતિ ફેલાવે છે. તો પછી આપણે શું કરી શકીએ?' તે બાબત તમે ભૂલાવામાં ન પડશો. હું ક્ષણભર પણ માની શકતો નથી કે જ્યાં સુધી આપણે તે સંસ્કૃતિ

સ્વીકારવા તૈયાર ન હોઈએ, ત્યાં સુધી કોઈ પણ રાજ્યકર્તા આપણામાં તેનો ફેલાવો પરાણે કરી શકે. અને કદી જો એમ પણ હોય કે આપણા રાજ્યકર્તાઓ આપણામાં તે સંસ્કૃતિ ફેલાવે છે, તો પણ હું માનું છું કે રાજ્યકર્તાઓનો અસ્વિકાર કર્યાવિના તે સંસ્કૃતિનો અસ્વિકાર કરવા માટે જોઈતું બળ આપણા પોતામાં રહેલું છે. મેં ઘણીવાર જાહેરમાં કહ્યું છે કે બ્રિટિશ પ્રજા આપણી સાથે છે. તે પ્રજાનું આપણી સાથે હોવું કયા કારણને લઇને છે તે હું અહીં જણાવવા નથી ઇચ્છતો. જો હિંદ સંતોના માર્ગે ચાલશે–જેઓ વિષે આપણા પ્રમુખ સાહેબ બોલ્યા છે–તો હું માનું છું કે હિંદ આ મહાન પ્રજા દ્વારા, એક સંદેશ–જડબળનો સંદેશ નહિ પરન્તુ પ્રેમબળનો સંદેશ–જગતને પહોંચાડી શકશે. અને ત્યારે આપણે વિજેતાઓને જીતવાને, રક્તરેડીને નહિ પણ કેવળ આત્મબળથી, ભાગ્યશાળી બનશું.

હિન્દમાં બનતા બનાવોનો વિચાર કરતાં મને લાગે છે કે રાજકીય કારણોને લઈને થતાં ખૂનો અને લૂંટફાટ વિષે આપણો શું મત છે તે નક્કી કરી લેવું આપણા માટે જરૂરનું છે. આ બધા વિદેશી તત્વો છે. તે આપણી ભૂમિમાં ઘર કરી શકશે નહિ. છતાં આવા પ્રકારના ત્રાસનો વિચાર કરતાં તમે, વિદ્યાર્થીવર્ગ, તેને મનથી કે હૃદયથી સહેજ પણ અનુમોદન ન આપી દો એ માટે સાવચેતી રાખવાની છે. હું સત્યાગ્રહી તરીકે તમને આને બદલે એક ઘણી સંગીન વસ્તુ આપીશ. તમારા પોતામાં જ ત્રાસ ઉત્પન્ન કરો. તમારા પોતાની અંદર જ શોધ કરો. જ્યાં જ્યાં જુલમ જણાતો હોય, ત્યાં ત્યાં તમે અવશ્ય સામે થાઓ. તમારી સ્વતંત્રતા કચડાઈ જતી હોય તો જરૂર સામે થાઓ; પરન્તુ જુલમગારનું રક્ત રેડીને નહિ. આપણો ધર્મ આપણને તેમ શીખવતો નથી. આપણો ધર્મ અહિંસા તત્વ ઉપર રચાયો છે. તેનું ક્રિયાત્મક રૂપ પ્રેમ સિવાય બીજુ કોઇ નથી: પ્રેમ કે જે આપણે આપણા પાડોશી કે મિત્ર ઉપર જ નહિ, પરન્તુ જેઓ આપણા શત્રુ હોય તેઓ ઉપર પણ રાખવાનો છે.

હું આજ બાબત વિષે થોડુક કહીશ. જો આપણે સત્ય પાળવું હોય, અહિંસાનું સેવન કરવું હોય, તો તેની જ સાથે આપણે નિર્ભયતા પણ રાખવી જોશે. આપણા રાજ્યકર્તાઓ જે કાંઈ કરે છે તે આપણા મત મુજબ ખોટું હોય, અને જો આપણને લાગે કે આપણો વિચાર તેમને જણાવવો એ આપણો ધર્મ છે, તો ભલે તે વિચાર રાજ્યદ્રોહી લેખાતો હોય, છતાં હું તમને તે રાજ્યદ્રોહી વિચાર જણાવવા આગ્રહ કરૂં છું: પરન્તુ તેમ તમારા પોતાના જોખમે કરવાનું છે. તમારે તેના પરિણામો સહન કરવા તૈયાર રહેવું પડશે. તમે પરિણામ સહન કરવાને તૈયાર હો, છતાં કુટિલ થવા તૈયાર ન હો, તો હું ધારૂં છું કે તમે સરકાર સુદ્ધાંને તમારો વિચાર જણાવવાનો તમારા હકનો સદુપયોગ કર્યો કહી શકાય.

હું બ્રિટિશ રાજ્યનો મિત્ર રહું છું; કારણ કે હું માનું છું કે બ્રિટિશ સામ્રાજ્યની બીજી દરેક પ્રજાની પેઠે, મારા માટે સામ્રાજ્યમાં સરખો હિસ્સો માગવો શકય છે. હું આજે તે સરખો હિસ્સો માગું છું. હું પરાજીત પ્રજા માયલો નથી. હું મને પોતાને પરાજીત પ્રજા કહેવડાવતો નથી. પરન્તુ, આ એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે: આપણને ભાગ આપવાનું કામ બ્રિટિશ રાજ્યકર્તાઓએ કરવાનું નથી; એ તો આપણે પોતે જ લેવાનો છે. મને જોઇતી વસ્તુ હું લઈ શકું છું. પરન્તુ હું તે મારી ફરજ અદા કરીને જ લઇ શકું. અલબત, આપણો પોતનો ધર્મ સમજવા મેકસ મુલરની પાસે જવા જરૂર ન હોય; છતાં તે વ્યાજબી રીતે કહે છે કે આપણા ધર્મનું તાત્પર્ય ‘કર્તવ્ય ઉપર છે અને નહિ કે ‘હક’ ઉપર. જો તમે એમ માનતા હો કે જે કાંઈ આપણને જોઇએ છે તે આપણે આપણું કર્તવ્ય સારી રીતે બજાવવાથી મેલવી શકશું, તો પછી તમારે તમારા કર્તવ્યનો વિચાર કરવો જોઈએ, અને આ ધોરણે તમારો માર્ગ કરતાં તમને કોઈ પણ માણસનો ભય રહેશે નહિ. તમને માત્ર ઈશ્વરનો જ ડર રહેશે. આ આદેશ મારા ગુરૂએ, અને હું કહું તો તમારા પણ ગુરૂએ, શ્રીયુત્ ગોખલેએ આપણને આપ્યો છે. તે આદેશ શું છે? તે

આદેશ હિન્દ સેવક સમાજનાં બંધારણમાંથી જણાઈ આવે છે. હું તે મુજબ મારૂં જીવન ગુજારવા ઈચ્છું છું. તે આદેશ દેશની રાજકીય સંસ્થાઓ અને રાજકીય જીવનને ધાર્મિક રૂપ આપવાનો છે. આપણે તેને તરત જ આચારમાં મુકવા આરંભ કરવો જોઇએ. તેમ થાય તો વિદ્યાર્થીને રાજ્યનીતિના પ્રશ્નોથી દૂર રહેવાની જરૂર રહેશે નહિ. તેઓને જેટલો ધર્મ આવશ્યક છે, તેટલી જ રાજ્યનીતિ આવશ્યક રહેશે. રાજ્યનીતિ અને ધર્મ છૂટા પાડી શકાય નહિ.

હું જાણું છું, કે મારા વિચારો તમને વખતે ગ્રાહ્ય ન પણ થાય. છતાં, મારાં અંતરમાં જે ઉછળી રહ્યું છે તે જ હું તમને આપી શકું. દક્ષિણ આફ્રિકાના મારા અનુભવના આધારે હું એમ કહી શકું છું કે આપણા દેશભાઈઓ જેઓને અર્વાચીન શિક્ષણ મળ્યું નથી, પરન્તુ જેઓએ ઋષિઓએ કરેલી તપશ્ચર્યાનો વારસો મેળવ્યો છે, જેઓ અંગ્રેજી સાહિત્યનો કકો પણ જાણતા નથી, જેઓને ચાલુ અર્વાચીન શિક્ષણની કશી ખબર પણ નથી, તેઓ પણ ઉત્તમતા દાખવવા શક્તિમાન્ થયા હતા. દક્ષિણ આફ્રિકામાં આપણા અજ્ઞાન અને અશિક્ષિત ભાઈઓ માટે જે શકય હતું તે આપણી પવિત્ર ભૂમિમાં તમારે માટે અને મારે માટે દશગણું શકય છે. તે વાસ્તે તમે અને હું ભાગ્યશાળી થઇએ એવી મારી અભ્યર્થના છે.

# ગુરૂકુળ.*

મારા ભાષણુનો જે ભાગ સંઘરી રાખવા જેવો મને જણાય છે તે કેટલાક જરૂરના જણાતા વધારા સાથે લખવા હું ઈચ્છું છું. મારે જણાવવું જોઈએ કે આ ભાષણ હિન્દીમાં આપવામાં આવ્યું હતું. મહાત્મા મુનશીરામે બે પ્રસંગે મારા વિદ્યાર્થીઓને આશ્રય આપી, તેઓ પ્રતિ પિતાતુલ્ય વર્તી જે મહત્કૃપા બતાવી હતી તે માટે તેમનો ઉપકાર માની, તથા ભાષણો કરવા કરતાં કાર્ય કરવા માટે સમય આવ્યો છે એમ જણાવી, હું આ પ્રમાણે બોલ્યો હતો:

" હું આર્યસમાજનો બહુ ઋણી છું. મને તેની પ્રવૃત્તિમાંથી અનેકવાર પ્રોત્સાહન મળ્યું છે. મેં તેના અનુયાયીઓમાં ઘણી ત્યાગવૃત્તિ જોઇ છે. હિંદની મારી મુસાફરી દરમ્યાન, હું ઘણા આર્યસમાજીઓના સમાગમમાં આવ્યો છું. તેઓ દેશ માટે સરસ કામ કરી રહ્યા છે. હું તમારા સંગમાં આવી શક્યો છું, એ માટે હું મહાત્માજીનો આભાર માનું છું; તેની સાથે જ હું ખુલ્લાં દિલથી જણાવી દઉં છું કે હું સનાતની છું. મને તો હિન્દુધર્મમાં સંપૂર્ણ સંતોષ છે. તે ધર્મ એટલો વિશાળ છે કે તેમાં દરેક પ્રકારની માન્યતાને આશ્રય મળે છે. આર્યસમાજીઓ, શીખો, અને બ્રહ્મોસમાજીઓ ભલે પોતાને હિન્દુઓથી જુદા ગણાવવા ઈચ્છે; પરન્તુ મને તો શંકા નથી કે આગળ જતાં તેઓ બધા હિન્દુધર્મમાં ભળી જશે, અને તેમાંથી જ શાંતિ મેળવશે. બીજી બધી મનુષ્યકૃત સંસ્થા પેઠે હિન્દુ ધર્મમાં અપૂર્ણતા અને દોષ રહ્યાં છે. સુધારા માટે પ્રયત્ન કરવા કોઇ

* આ ભાષણ ગુરૂકુળના વિદ્યાર્થીઓ સમક્ષ ૧૯૧૫ માં આપવામાં આવ્યું હતું.

સેવક ઈચ્છે, તો તેના માટે આ ક્ષેત્ર મ્હોટું છે. પરન્તુ, હિંદુ ધર્મથી છુટા પડવાનું કંઈ કારણ નથી.

હિન્દને હાલ શાની જરૂર છે એ વિષે મને મારી મુસાફરી દરમ્યાન જગે જગે પુછવામાં આવ્યું છે. જે જવાબ મેં બીજા સ્થળોમાં આપ્યો છે તે જ અહીં આપવો મને વ્યાજબી જણાય છે. સામાન્ય રીતે કહીએ તો આપણને અત્યારે ખરી ધાર્મિક ભાવનાની જ ઘણામાં ઘણી જરૂર છે. પણ હું જાણું છું કે આ જવાબ અતિ વ્યાપક હોવાને લઈને, કોઇને તેથી સંતોષ નહિ વળે. આ ઉત્તર સર્વ કાળ માટે સત્ય છે. હું એમ કહેવા ઇચ્છું છું કે આપણી ધાર્મિક ભાવના મૃતપ્રાય થઈ ગયેલી હોવાથી, આપણે સદા ભયભીત દશામાં રહીએ છીએ. આપણે રાજકીય તેમ જ ધાર્મિક સત્તાથી ડરીએ છીએ; બ્રાહ્મણો અને પંડિતો પાસે આપણા વિચારો દર્શાવી શકતા નથી; અને રાજકીય સત્તાથી હબકી જઇએ છીએ. હું માનું છું કે આવી રીતે વર્તવાથી આપણે તેઓનું તથા આપણા પોતાનું અહિત કરીએ છીએ. ધર્મગુરૂઓ અને રાજ્યાધિકારીઓ એવું તો ન જ ઇચ્છે કે આપણે તેઓ પાસે સત્ય સંતાડવું. મુંબઇમાં એક સભામાં બોલતાં લૉર્ડ વિલિંગ્ડને થોડાક વખત ઉપર પોતાનો અનુભવ કહ્યો હતો કે 'ના' કહેવાની ખરેખરી ઈચ્છા હોવા છતાં આપણે તેમ કરતાં અચકાઇએ છીએ. તેથી તેણે શ્રોતાઓને નિડર થવા સલાહ આપી હતી. પરન્તુ, નિડરતા રાખવી એટલે આપણે બીજાની લાગણીને માન ન આપવું, અથવા તેનો વિચાર જ ન કરવો, એમ કદી પણ સમજવાનું નથી. ચિરસ્થાયી અને વાસ્તવિક પરિણામ પ્રાપ્ત કરવાં હોય તો આપણે અવશ્ય પહેલાં તો નિડર થવું જોશે. આ ગુણ ધાર્મિક જાગૃતિ વિના પ્રાપ્ત કરી શકાતો નથી. આપણે ઈશ્વરથી ડરશું તો પછી માણસથી નહિ ડરીએ. જો આપણે સમજીએ કે આપણામાં દેવ વસે છે જે આપણા દરેક વિચાર અને કૃતિનો સાક્ષી છે, જે આપણું રક્ષણ કરે છે અને આપણને સન્માર્ગે દોરે છે, તો આપણને આખા જગતમાં ઈશ્વર સિવાય બીજા કોઇનો ભય નહિ રહે. અધિકારી-

ઓના પણ અધિકારી પરમાત્મા પ્રતિ વફાદારી બીજી બધી વફાદારીના કરતાં ચઢીયાતી છે, અને તેના થકી જ બીજાઓ પ્રત્યેની વફાદારી સકારણ ઠરે છે.

જ્યારે આપણામાં નિડરતાનો જોઇએ તેટલો વિકાસ થયો હશે ત્યારે આપણને જણાશે કે આપણે ફાવે ત્યારે છોડી દઈ શકીએ તેવાં સ્વદેશીથી નહિ, પરંતુ ખરાં સ્વદેશીથી જ આપણો ઉદ્ધાર થઈ શકશે. સ્વદેશીમાં મને ઉંડું રહસ્ય દેખાય છે. મારી તો એવી ઈચ્છા છે કે આપણે આપણાં ધાર્મિક, રાજકીય અને આર્થિક જીવનમાં તેનો સ્વીકાર કરીએ. એટલે તેની સફળતા પ્રસંગોપાત સ્વદેશી કપડા પહેરવામાંજ નથી આવી જતી. તેમ તો હમેશાં કરવાનું છે, અને તે દ્વેષ કે વેરભાવથી નહિ, પરંતુ આપણા પ્રિય દેશ પ્રતિની આપણી કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇને. પરદેશી કાપડનો ઉપયોગ કરીને આપણે સ્વદેશી ભાવનાનો ઘાત કરીએ છીએ, એમાં તો શંકા નથી; પરંતુ વિલાયતી ઢબે સીવાયલાં કપડાં પહેરવાથી પણ તેનો ઘાત થાય છે. ખચીત્ આપણો પહેરવાશ આપણા સંજોગો સાથે કેટલેક અંશે સંબંધ ધરાવે છે. શોભા અને ખૂબીમાં આપણો પહેરવાશ જાકીટ-પાટલુન કરતાં બેહદ ચઢીયાતો છે. પાયજામો અને ખમીસ પહેર્યું હોય, અને તેમાં ખમીસના છેડા છૂટા ઉડતા હોય, તેની ઉપર કમર સુધીનો ડગલો પહેર્યો હોય, અને સાથે ‘ નેક–ટાઈ’ બાંધી હોય એવા કોઈ હિન્દીનો દેખાવ કંઈ ખૂબસુરત ન કહેવાય. સ્વદેશીભાવનાને લઇને આપણે ધર્મના વિષયમાં ભવ્ય ભૂતકાળની કિંમત આંકતા અને તદનુસાર વર્તમાન ઘડતા શીખીએ છીએ. યુરોપમાં ચાલી રહેલાં અમન–ચમન ઉપરથી દેખાય છે કે અર્વાચીન સંસ્કૃતિમાં રાજસી અને તામસી સત્તા પ્રબળ છે, જ્યારે પ્રાચીન આર્ય સંસ્કૃતિમાં સાત્વિક સત્તા પ્રબળ છે. અર્વાચીન સંસ્કૃતિ મુખ્યત: ભોગપ્રધાન છે, આપણી મુખ્યત: ધર્મપ્રધાન છે. અર્વાચીન સંસ્કૃતિમાં જડપ્રકૃતિના નિયમોનું સંશોધન કરાય છે, અને મનુષ્યની બુદ્ધિશક્તિનો ઉપયોગ વસ્તુ ઉત્પન્ન કરવાનાં સાધનો અને વિનાશ કરવાનાં ઉપકરણો શોધવામાં

અને રચવામાં કરાય છે; જ્યારે આપણી સંસ્કૃતિની પ્રવૃત્તિ મુખ્યતઃ આધ્યાત્મિક નિયમો શોધવાની છે. આપણાં શાસ્ત્ર સ્પષ્ટ રીતે જણાવે છે કે યથાર્થ જીવન માટે, સત્યનું યોગ્ય પાલન, બ્રહ્મચર્ય, અહિંસા, પરધનનાં હરણમાં સંયમ અને દૈનિક જરૂરીયાતો માટે જોઈતી વસ્તુઓ ઉપરાંત બીજી વસ્તુઓનો અપરિગ્રહ અપરિહાર્ય છે. આ વિના, દિવ્ય તત્વનું જ્ઞાન સંભવી શકતું નથી. આપણી સંસ્કૃતિ નિશંક રીતે કહે છે કે અહિંસાધર્મ, જેનું ક્રિયાત્મકરૂપ શુદ્ધ પ્રેમ અને દયા છે, તેનો યોગ્ય અને પૂર્ણ વિકાસ જેનામાં થયો છે તેને આખું જગત નમે છે. ઉપર જણાવેલા વિચારની સત્યતા સિદ્ધ કરનારા દૃષ્ટાંતો એટલાં બધાં મળી શકે છે કે જેથી મન સાવ નિઃસંદેહ બને છે.

અહિંસાધર્મનાં પરિણામો રાજકીય વિષયમાં કેવાં આવશે તે આપણે જોઇએ. આપણા શાસ્ત્ર અભયદાનને અમૂલ્ય દાન લેખે છે. આપણા રાજ્યકર્તાઓને પૂર્ણ અભયદાન કરેથી આપણો તેઓ સાથે સંબંધ કેવો થશે તેનો પણ જરા વિચાર કરીએ. જો તેઓને ખાતરી જ થઈ શક્તી હોય કે આપણે તેઓનાં કાર્ય વિષે ગમે તેવા વિચાર ધરાવતા હશું છતાં તેઓનાં શરીર ઉપર હુમલો કદી નહિ કરીએ તો તરત જ અન્યોન્યમાં વિશ્વાસનું વાતાવરણ ઉત્પન્ન થાય, અને બન્ને પક્ષમાં એવું નિખાલસપણું જન્મે કે જેથી કરી અત્યારે ચિંતા કરાવનાર ઘણાએ પ્રશ્નનો લાયક અને વ્યાજબી નીવેડો લાવવાનો રસ્તો નીકળે. અહિંસાનું પાલન કરતાં આ યાદ રાખવાની જરૂર છે કે જેના પ્રતિ અહિંસા-વૃત્તિ રાખવામાં આવે તે પણ તેવી જ વૃત્તિ રાખે એવી આશા ન રખાય; જો કે પાલનમાં જેમ જેમ પૂર્ણતા આવતી જાય છે તેમ તેમ સામોપક્ષ પણ તેવી જ વૃત્તિ સ્વીકારવા લાગે છે, એવો નિયમ જ છે. આપણામાંથી ઘણા એમ માને છે, અને હું તેમાંયલો એક છું કે આપણે આપણી સંસ્કૃતિ દ્વારા જગતને એક સંદેશ પહોંચાડવાનો છે. બ્રિટિશ રાજ પ્રતિ મારી વફાદારી સાવ સ્વાર્થી છે. અહિંસાનો આ મહાન સંદેશ આખાં જગતને પહોંચતો કરવા હું બ્રિટિશ પ્રજાનો ઉપયોગ કરવા ઈચ્છું છું.

પરંતુ જ્યારે આપણે આપણા કહેવાતા વિજેતાઓને જીતી લેશું ત્યારે જ આપણે તેમ કરી શકશું; અને તમને, મારા આર્યસમાજી મિત્રોને, તે કાર્ય માટે ખાસ પસંદ કરવામાં આવ્યા હોય એમ જણાય છે. તમે આપણાં શાસ્ત્રોનો બારીક અભ્યાસ કરતા હોવાનો દાવો કરો છો. તમે એમને એમ કંઈ પણ માની લેતા નથી, અને તમે એમ પણ કહેતા જણાવ છો કે તમે તમારી માન્યતા પ્રમાણે વર્તન કરવામાં ડરતા નથી. મને લાગે છે કે અહિંસાધર્મની અવગણના કરવા અથવા તેને મર્યાદિત કરવા કંઈ કારણ નથી. પરિણામ ઉપર નજર ન રાખતાં તેનું પાલન કરવા તમારે હિંમત કરવી જોઇએ; અને એમ કરેથી તમારી માન્યતામાં કેટલું બળ છે તેની પણ ખાતરી થશે. આ રીતે, તમે હિન્દનો ઉદ્ધાર કરી શકશો એટલું જ નહિ, પરંતુ તમે માનવજાતિની ઉત્તમમાં ઉત્તમ પ્રકારની સેવા કરશો, કે જે સેવા કરવા વાસ્તે તમે વ્યાજબી રીતે માનો છો તેમ, સદ્ગત થયેલ સ્વામીનો જન્મ થયો હતો. આવી રીતે સ્વદેશીને ક્રિયાત્મક સત્તા તરીકે ગણવાની છે, અને તેને વધારે ને વધારે ધ્યાનપૂર્વક સતત વાપરવાની છે, અને તેમ કરતાં પોતાની કડક પરીક્ષા લેતાં રહેવાનું છે. તે આળસુ માટે નથી. તે તો ખચીત તેઓ માટે છે કે જેઓ સત્ય ખાતર પોતાનો પ્રાણ ખુશીથી છોડવા તૈયાર છે. સ્વદેશીના બીજા ઘણા પ્રકાર ઉપર વિસ્તારથી વિચાર કરી શકાય એમ છે. પરંતુ, મને લાગે છે કે મારો કહેવાનો આશય તમે સમજી શકો એટલું હું બોલ્યો છું. તમારો હિન્દમાં સુધારક તરીકે એક પક્ષ છે તેથી હું તમારી પાસે એટલી આશા રાખું છું કે તમે મારા કહેવા ઉપર પૂરો વિચાર કર્યા વિના તેનો અસ્વીકાર નહિ કરો. તમને મારૂં બોલવું રૂચ્યું હોય, અને એવી આશા તમારો પૂર્વવૃત્તાંત જોતાં હું રાખી શકું, તો, જે સનાતન તત્વો વિષે હું આજે તમારી પાસે બોલ્યો છું તેનું તમે પાલન કરવું શરૂ કરો અને તમારી પ્રવૃત્તિ આખા દેશમાં પસરે એમ કરો. ”

ઉપલાં ભાષણનો વૃત્તાંત પૂરો કરતાં, જે વાત તે સભામાં ન હોતી રજુ કરી તે જણાવવા હું ઈચ્છું છું અને તે આ છે:

હું ગુરૂકુળની મુલાકાત બેવાર લઈ ચૂકયો છું. આર્યસમાજના મારા ભાઈઓ સાથે કેટલાક અગત્યના મતભેદ હોવા છતાં મને તેઓ માટે અંદરથી પક્ષપાત રહે છે. આર્યસમાજની પ્રવૃત્તિનું સૌથી સરસ પરિણામ તો ગુરૂકુળની સ્થાપનામાં અને તેના નિર્વાહમાં દેખાય છે. તેનો પ્રભાવ મહાત્મા મુનશીરામની ઉત્સાહ પ્રેરક હાજરીને લઇને છે. છતાં, તે ખરી રાષ્ટ્રીય, સ્વતંત્ર, અને સ્વાધીન સંસ્થા છે. તેને સરકારની સહાયતા કે સહાનુભૂતિ જરાય નથી. તેનો નિર્વાહ કેટલીક ભાગ્યશાળી વ્યક્તિ પાસેથી મલતા પૈસાથી નથી કરવામાં આવતો, પરન્તુ અનેક ગરીબો જેઓએ વર્ષેવર્ષે કાંગડીની યાત્રાએ જવાનો નિશ્ચય કર્યો છે અને જેઓ ખુશીથી આ રાષ્ટ્રીય કોલેજ નિભાવવાને પોતાનો હિસ્સો આપે છે, તેઓ પાસેથી મળેલા પૈસા વડે કરવામાં આવે છે. અહીં વાર્ષિક ઉત્સવ ટાણે એક મ્હોટો સમુદાય એકઠો થાય છે; અને જે રીતે તેની સાથે કામ લેવામાં આવે છે, તેને ઉતારાની અને ખાવા પીવાની સગવડ કરી દેવામાં આવે છે, તે કંઈ સામાન્ય પ્રકારની વ્યવસ્થાનો નમુનો નથી. પરન્તુ, તેને લગતી બધી વાતોમાં સૌથી વધારે નવાઈ જેવી વાત તો એ છે કે લગભગ દશ હજાર સ્ત્રી પુરૂષ અને બાળકના સમુદાયને એક પણ સિપાહીની સહાયતા વિના, અને સત્તાનો કોઇ પણ પ્રકારે ડોળ કર્યા વિના હાથમાં રાખવામાં આવે છે. સંસ્થાના વ્યવસ્થાપકો અને જનસમુદાયના સંબંધમાં માત્ર પ્રેમ અને પરસ્પર આદરભાવની જ સત્તા પ્રવર્તે છે. આવી મ્હોટી સંસ્થાનાં જીવનમાં ચૌદ વર્ષ તો કંઇજ નથી. છેલ્લાં બે ત્રણ વર્ષ થયા બહાર પડેલા વિદ્યાર્થીઓ શું કરી શકે છે તે હજી જોવાનું છે. પ્રજાજન માણસ કે સંસ્થાની કિંમત જે પરિણામ તે બતાવે છે તે ઉપરથી જ કરે છે; અને તે સિવાય બીજી કોઈ રીતે તેમ કરવું શકય પણ નથી. તે થયેલી ભૂલોનો ખ્યાલ કરતા નથી. તે એક કડકમાં કડક પરીક્ષક છે. ગુરૂકુળ તેમજ બીજી સાર્વજનિક સંસ્થાઓની કિંમત છેવટે તો પ્રજાજન કરે છે. એટલે જે વિદ્યાર્થીઓ કોલેજ છોડી ગયા છે અને જેઓએ

સંસારસમુદ્રમાં ઝંપલાવ્યું છે તેઓ ઉપર મ્હોટી જોખમદારી રહેલી છે. તેઓએ સાવધાન રહેવું જોઇએ. હાલ તો આ મહાપ્રયોગના હિતેચ્છુઓએ સૃષ્ટિના આ નિર્વિવાદિત નિયમમાંથી સંતોષ લેવાનો છે કે જેવું ઝાડ હોય છે તેવું તેનું ફળ થાય છે. ઝાડ તો સુંદર જણાય છે. તેનું પોષણ કરનાર ઉદાત્ત આત્મા છે. તો પછી ફળ કેવું આવશે તે વિષે શા સારૂ ચિંતા કરવી ?

હું ગુરૂકુળને ચાહું છું, તેથી સંસ્થાના વ્યવસ્થાપક મંડળને એકાદ બે સૂચના કરવા રજા લઉં છું. ગુરૂકુળના વિદ્યાર્થીઓ પોતા ઉપર આધાર રાખતા અને પોતાનું પોષણ કરતા થાય વાસ્તે તેઓને પાકી ઔદ્યોગિક કેળવણી મળવાની જરૂર છે. મને જણાય છે કે આપણા દેશમાં પ્રજાના ૮૫ ટકા ખેડુત છે, અને ૧૦ ટકા ખેડુતવર્ગની જરૂયાતો પૂરી પાડવાનાં કામમાં રોકાયલ છે. એટલે દરેક વિદ્યાર્થીના શિક્ષણક્રમમાં ખેતીના અને વણાટકામના સામાન્ય વ્યવહારૂ જ્ઞાનનો સમાવેશ થવો જોઇએ. ઓજારનો યોગ્ય ઉપયોગ જાણવાથી, લાકડું સીધું ફાડતા શીખવાથી અને ઓળંબાને રીતસર વાપરી ન પડી જાય એવી ભીંત ચણુતા આવડવાથી, તેને કંઈ પણ ખોવું નહિ પડે. આવી રીતે સજ્જ થયેલો જુવાન સંસારમાં પોતાનો રસ્તો કરવામાં પોતાને લાચાર કદી નહિ સમજે, અને કદી પણ રોજગાર વિનાનો નહિ થઈ પડે. વળી આરોગ્યતાના અને સુઘડતાના નિયમોનું તથા બાળકોને ઉછેરવાનું જ્ઞાન પણ ગુરૂકુળના વિદ્યાર્થીઓને અવશ્ય આપવું જોઇએ. મેળાના પ્રસંગે સ્વચ્છતા ખાતર રાખવી જોઈતી વ્યવસ્થામાં ઘણી ખામીઓ હતી. હજારોની સંખ્યામાં માખીઓ બણબણી રહી હતી. સ્વચ્છતાના ખાતાંના આ કોઈની પરવા ન કરનારા અમલદારો એક સરખી રીતે આપણને ચેતવી રહ્યા હતા કે સ્વચ્છતા રાખવામાં આપણે બરાબર ધ્યાન આપ્યું નથી. તેઓ સ્પષ્ટ રીતે સૂચવતા હતા કે એઠવાડને અને નરકને રીતસર દાટી દેવું જોઇએ. દર વર્ષે આવતા યાત્રાળુઓને સ્વચ્છતા વિષે વ્યવહારૂં જ્ઞાન આપવાની આવી એક સોનેરી તક ગુમાવી દેવામાં આવતી જોઈ મને બહુ

ખેદ થાય છે. ખરી રીતે જોતાં, આ કાર્યની શરૂઆત વિદ્યાર્થીઓથીજ થવી જોઇએ. તો પછી દર વર્ષે ઉત્સવને પ્રસંગે વ્યવસ્થાપકો પાસે સ્વચ્છતા વિષે વ્યવહારૂ જ્ઞાન આપી શકે એવા ત્રણુસો શિક્ષકો તૈયાર હશે. છેવટમાં, માબાપોએ અને વ્યવસ્થાપક મંડળે વિદ્યાર્થીઓને અંગ્રેજી કપડાની કે હાલની મોજશોખની વાનર નકલ કરતાં શીખાડી બગાડવા ન જોઈએ. આ તેઓને જીવનમાં આગળ જતાં વિઘ્નરૂપ થશે. વળી તે બધાં બ્રહ્મચર્યના શત્રુ છે. આપણાં સૌમાં જે દુષ્ટ લાલસાઓ રહેલી છે તે તેઓમાં પણ વસે છે, અને તેની સામે તેઓને પણ લડવાનું છે. એટલે આપણે તેઓનાં પ્રલોભનમાં વધારો કરી તેઓની લડાઈ વધારે મુશ્કેલ કરવી નહિ જોઇએ.

# બિહારી છાત્રસંમેલન.*

છાત્રસંમેલનની આ બેઠકનું પ્રમુખપદ આપી આપે મને બાંધી લીધો છે. પચ્ચીસ વર્ષ થયાં વિદ્યાર્થીઓ સાથે હું ગાઢ સંબંધ રાખતો આવ્યો છું. વિદ્યાર્થીઓનો પહેલો પરિચય મને દક્ષિણ આફ્રિકામાં થયો. હું ઇંગ્લાંડમાં હમેશાં વિદ્યાર્થીઓને મલતો રહેતો. હિન્દ પાછા આવ્યા પછી હું જગે જગે વિદ્યાર્થીઓને મલતો રહ્યો છું. તેઓ મારા ઉપર અસીમ પ્રેમ ધરાવે છે. આજે મને પ્રમુખપદ આપીને તથા હિન્દીમાં વ્યાખ્યાન કરવાની અને સંમેલનનું કાર્ય હિંદીમાં ચલાવવાની રજા આપીને તમે વિદ્યાર્થીઓએ મારા પ્રતિની તમારી પ્રીતિનો મને પરિચય કરાવ્યો છે. આ પ્રેમને હું લાયક નીવડું અને વિદ્યાર્થીવર્ગની કંઈક સેવા કરી શકું તો હું મને કૃતાર્થ થયો માનીશ. આ સંમેલનનું કાર્ય આ પ્રાંતની ભાષામાં જ, અને જે રાષ્ટ્રીય ભાષા પણ છે, તેમાં જ ચલાવવાનો નિશ્ચય કરવામાં તમે દીર્ઘદૃષ્ટિ વાપરી છે. તેને માટે હું તમને ધન્યવાદ આપું છું. હું આશા રાખું છું કે તમે આ પ્રથાને ચાલુ રાખશો.

આપણે માતૃભાષાનો અનાદર કર્યો છે. આ પાપનું કઠણ ફળ આપણે અવશ્ય ભોગવવું પડશે. આપણી અને આપણા ઘરના માણસોની વચ્ચે કેટલો બધો અંતરાય પડ્યો છે એના સાક્ષી આ સંમેલનમાં આવેલા આપણે સર્વ છીએ. આપણે જે કંઇ શીખીએ છીએ તે આપણી માતાઓને સમજાવતા નથી અને સમજાવી શકતા નથી. જે શિક્ષણ આપણને મલે છે તેનો પ્રચાર આપણે આપણાં ઘરમાં કરતા નથી અને કરી શકતા

* આ ભાષણ ૧૯૧૭ માં ભાગલપુરમાં બિહારી છાત્રસંમેલનની મળેલી સત્તરમી બેઠકનાં પ્રમુખસ્થાનેથી આપવામાં આવ્યું હતું.

નથી. આવું દુઃસહ્ય પરિણામ અંગ્રેજી કુટુંબોમાં કદી જોવામાં આવતું નથી. ઇંગ્લાંડમાં તેમ જ બીજા દેશોમાં જ્યાં શિક્ષણ માતૃભાષામાં આપવામાં આવે છે ત્યાં વિદ્યાર્થીઓ જે કંઈ શાળામાં શીખે છે, તે ઘેરે આવી પોતાના માબાપને કહી સંભળાવે છે અને ઘરના નોકરચાકરોને તથા બીજા માણસોને પણ તેની ખબર પડે છે. આવી રીતે જે કેળવણી બાળકોને શાળામાં મળે છે તેનો લાભ ઘરના માણસોને પણ મલે છે. આપણે તો શાળામાં જે શીખીએ છીએ તે ત્યાં જ છોડતા આવીએ છીએ. વિદ્યા હવાની પેઠે બહુ સહેલાઇથી ફેલાઈ શકે છે. પરન્તુ જેમ કૃપણ પોતાનાં ધનને દાટી રાખે છે તેમ આપણે આપણી વિદ્યાને મનમાં જ ભરી રાખીએ છીએ, અને તેથી તેનો ફાયદો બીજાઓને મલતો નથી. માતૃભાષાનો અનાદર માતાના અનાદર સમાન છે. જે માતૃભાષાનો અનાદર કરે છે તે પોતાને સ્વદેશભક્ત કહેવડાવવાને લાયક નથી. ઘણા લોકો આમ કહેતા સંભળાય છે કે ‘આપણી ભાષામાં આપણા ઉંચા વિચારો દર્શાવી શકાય એવા શબ્દો નથી.’ સજ્જનો, આ કંઈ ભાષાનો દોષ નથી. ભાષાને ઘડવી અને વધારવી એ આપણું પોતાનું જ કર્તવ્ય છે. એક સમય એવો હતો કે જ્યારે અંગ્રેજી ભાષાની પણ તેવી જ દશા હતી. અંગ્રેજી ખીલી શકી, કારણ કે અંગ્રેજો આગળ વધ્યા, અને ભાષાની ઉન્નતિ કરી. જો આપણે માતૃભાષાની ઉન્નતિ ન કરી શકીએ અને આપણો આ સિદ્ધાંત હોય કે અંગ્રેજી દ્વારા જ આપણા ઉંચા વિચારો દર્શાવી શકાય અને ખીલવી શકાય તો આપણે હંમેશ માટે ગુલામ બની રહેવાના એમાં જરા પણ શંકા નથી. જ્યાં સુધી આપણી માતૃભાષામાં આપણા બધા વિચારો દર્શાવવાની શક્તિ નહિ આવે અને જ્યાં સુધી વૈજ્ઞાનિક શાસ્ત્રો માતૃભાષામાં નહિ સમજાવી શકાય ત્યાં સુધી કોમને નવા જ્ઞાનની પ્રાપ્તિ થઈ શકશે નહિ. આ તો સ્વયંસિદ્ધ છે કે

૧. સમસ્ત પ્રજાને નવા જ્ઞાનની જરૂર છે;

૨. સમગ્ર પ્રજા અંગ્રેજી કદી પણ નહિ સમજી શકે;

૩. અંગ્રેજી શીખનાર જ નવું જ્ઞાન મેળવી શકે; એટલે

સમસ્ત પ્રજાને નવું જ્ઞાન મલવું અસંભવિત છે.

આનો અર્થ એ થયો કે જો પહેલાં બે પદ ખરાં હોય તો પ્રજાનો નાશ જ થઈ જશે. પરન્તુ આમાં ભાષાનો દોષ નથી. તુલસીદાસજી પોતાના દિવ્ય વિચારો હિન્દીમાં જ જણાવી શકયા. રામાયણ સરખા ગ્રન્થો બહુ જ થોડા છે. ગૃહસ્થાશ્રમી હોવા છતાં જેણે સર્વસ્વનો ત્યાગ કર્યો છે એવા મહાન દેશભક્ત ભારતભૂષણ પંડિત મદનમોહન માલવીયાજીને પોતાના વિચારો હિન્દીમાં પ્રદર્શિત કરતાં જરાય મુશ્કેલી જણાતી નથી. તેમનું અંગ્રેજી ભાષણ ચાંદી જેવું ચળકતું કહેવાય છે; પરન્તુ માનસ-સરોવરમાંથી નિકળતી ગંગાનો પ્રવાહ સૂર્યના કિરણથી સુવર્ણ સમ ઝળકે છે તેમ શ્રીમાન પંડિતજીનું હિન્દી વ્યાખ્યાન પણ ઝળકે છે. મેં કેટલાક મોલવીઓને ધર્મબોધ કરતાં સાંભળ્યા છે. તેઓ બહુ સહેલાઈથી પોતાના ભારે વિચારો પણ પોતાની માતૃભાષામાં જ જણાવી શકે છે. તુલસીદાસજીની ભાષા સંપૂર્ણ છે, અવિનાશિની છે. આ ભાષામાં આપણે આપણા વિચાર જણાવી ન શકીએ તો દોષ આપણો જ છે.

આમ થવાનું કારણ સ્પષ્ટ છે. આપણી કેળવણીનું વાહન અંગ્રેજી છે. આ મ્હોટા દોષને દૂર કરવામાં સૌ કોઇ મદદ કરી શકે. મને લાગે છે કે વિદ્યાર્થીવર્ગ આ વિષયમાં સરકારને સવિનય વિજ્ઞપ્તિ કરી શકે. સાથે સાથે વિદ્યાર્થીઓ પાસે તાત્કાલિક આ ઉપાય પણ છે કે જે કંઈ તેઓ શાળામાં શીખે તેનો અનુવાદ હિન્દીમાં કરતા રહે, તેનો પ્રચાર ઘરમાં બને તેટલો કરે, અને પરસ્પરના વ્યવહારમાં માતૃભાષાનો જ ઉપયોગ કરવાની પ્રતિજ્ઞા લે. એક બિહારી બીજા બિહારીસાથે પત્રવ્યવહાર અંગ્રેજી ભાષામાં ચલાવે એ મારા માટે તો અસહ્ય છે. મેં લાખો અંગ્રેજોને વાતચીત કરતાં સાંભળ્યા છે. તેઓ બીજી ભાષા જાણતા હોય છે, છતાં આજ સુધી મેં બે અંગ્રેજોને આપસઆપસમાં પરભાષામાં બોલતાં સાંભળ્યા નથી. જે અત્યાચાર આપણે હિન્દમાં કરી રહ્યા છીએ તેનું ઉદાહરણ જગતના ઈતિહાસમાં કયાંય પણ મળશે નહિ.

એક વેદાંતી કવિ લખી ગયો છે કે વિચાર વિનાનું ભણતર મિથ્યા છે. પરન્તુ ઉપર જણાવેલાં કારણોને લઇને વિદ્યાર્થીનું જીવન બહુ અંશે વિચારશૂન્ય દેખાય છે. વિદ્યાર્થીઓ તેજહીન થઇ પડ્યા છે; તેઓમાં નવીનતા હોતી નથી; અને ઘણા ખરા નિરૂત્સાહી નજરે પડે છે.

મને અંગ્રેજી ભાષા ઉપર દ્વેષ નથી. આ ભાષાનો ભંડાર અખૂટ છે. આ રાજ્યની ભાષા છે, અને જ્ઞાનનિધિથી ભરપૂર છે. છતાં મારૂં એવું મંતવ્ય છે કે હિન્દુસ્થાનના બધા લોકોને તે શીખવાની જરૂર નથી. પરંતુ આ વિષે હું અહીં વિશેષ કહેવા નથી ઇચ્છતો. વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણી રહ્યા છે, અને જ્યાં સુધી બીજી યોજના થઈ નથી, અને ચાલુ શાળાઓમાં પરિવર્તન ન થાય ત્યાં સુધી વિદ્યાર્થીઓ માટે બીજો કંઈ ઈલાજ નથી. આને લઈને આ માતૃભાષાનો મહાન વિષય હું અહીં જ સમાપ્ત કરૂં છું. માત્ર હું એટલીજ પ્રાર્થના કરૂં છું કે પરસ્પરના વ્યવહારમાં અને જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં સૌ કોઈ માતૃભાષાનો જ ઉપયોગ કરે અને વિદ્યાર્થીઓ ઉપરાંત જે મહાશયો અહીં આવેલા છે તેઓ માતૃભાષાને શિક્ષણનું વાહન બનાવવાનો ભગીરથ પ્રયત્ન કરે.

મેં ઉપર કહ્યું છે તેમ ઘણાખરા વિદ્યાર્થીઓ નિરૂત્સાહી જણાય છે. ઘણા વિદ્યાર્થીઓએ મને પ્રશ્ન કર્યો છે કે 'મારે શું કરવું ઇષ્ટ છે. હું દેશસેવા કેવી રીતે કરી શકું? આજીવિકા માટે મારે શું કરવું યોગ્ય છે?' મને જણાયું છે કે આજીવિકાને માટે વિદ્યાર્થીઓને બહુ ચિંતા થયા કરે છે. આ પ્રશ્નોનો ઉત્તર વિચારતાં પહેલાં શિક્ષણનો ઉદ્દેશ શું છે એનો વિચાર કરવો આવશ્યક છે. હક્ષલીએ કહ્યું છે કે કેળવણીનો ઉદ્દેશ ચારિત્ર ઘડવાનો છે. ભારતવર્ષના ઋષિમુનીઓએ કહ્યું છે કે વેદાદિ સંપૂર્ણ શાસ્ત્ર જાણવા છતાં પણ જો મનુષ્ય આત્માને ન ઓળખી શકે, સર્વ બંધનમાંથી મુક્ત થવાને યોગ્ય ન બને, તો તેનું જ્ઞાન વ્યર્થ છે. બીજું વચન આ છે કે જેણે આત્મા જાણ્યો છે, તેણે સર્વસ્વ જાણ્યું છે. અક્ષરજ્ઞાન વિના પણ આત્મજ્ઞાન થવું સંભવે

છે. પયગંબર મહમદ સાહેબે અક્ષરજ્ઞાન મેળવ્યું ન હતું. જીસસ ક્રાઈસ્ટે કોઈ શાળામાં વિદ્યાભ્યાસ કર્યો ન હતો. આમ છતાં, આ મહાત્માઓને આત્મજ્ઞાન નહોતું થયું એમ કહેવું એ ધૃષ્ટતા જ છે. તેઓ આપણાં વિદ્યાલયોમાં પરીક્ષા દેવા ન હોતા આવ્યા છતાં આપણે તેઓને પૂજ્ય ગણીએ છીએ. વિદ્યાનું બધું ફળ તેઓને મળી ચૂકયું હતું. તેઓ મહાત્મા હતા. તેઓની દેખાદેખી કરીને આપણે વિદ્યાલય છોડી દઈએ તો આપણે ભ્રષ્ટ થઈએ; પરન્તુ આપણને પણ આપણા આત્માનું જ્ઞાન ચારિત્રથી જ મળી શકે છે. પણ ચારિત્ર એટલે શું ? સદાચારનું ચિહ્ન શું ? સદાચારી પુરૂષ, સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, અસ્તેય, નિર્ભયતા આદિ વ્રતોનું પાલન કરવામાં પ્રયત્નશીલ રહે છે. તે પ્રાણ છોડી દેશે પરન્તુ સત્યને કદી નહિ છોડે. તે પોતે મરશે પરન્તુ બીજા કોઇને નહિ મારે. તે પોતે દુઃખ સહન કરેશે પરન્તુ બીજાને દુઃખ નહિ દે, અને પોતાની સ્ત્રી ઉપર પણ ભોગદષ્ટિ ન રાખતાં તેની સાથે મિત્ર જેમ રહેશે. સદાચારી આ પ્રમાણે બ્રહ્મચર્ય પાળી યથાશક્તિ શરીરમાં રહેલ સત્ત્વનું રક્ષણ કરે છે. તે ચોરી નથી કરતો, તેમ લાંચ નથી લેતો. તે પોતાનો તેમ બીજાનો સમય ગુમાવતો નથી. તે અકારણ ધનસંચય કરતો નથી. તે એશઆરામ નથી વધારતો અને નકામી ચીજોનો ઉપયોગ કેવળ શોકને ખાતર નથી કરતો; પરન્તુ સાદાઇમાં જ સંતોષ માને છે. ‘ પોતે શરીર નથી પરન્તુ આત્મા છે, અને આત્માને હણનાર જગતમાં કોઈ પેદા થયો નથી ’, આ પ્રમાણે દઢ વિચાર રાખી આધિ, વ્યાધ અને ઉપાધિનો ભય તે છોડે છે અને ચક્રવર્તીથી પણ દબાતો નથી; પણ નિર્ભય રહી પોતાનું કામ કરે જાય છે.

જો કદી આપણાં વિદ્યાલયો ઉપર્યુક્ત પરિણામ લાવી શકતા ન હોય તો તેમાં વિદ્યાર્થીની, શિક્ષણની અને શિક્ષકની, ત્રણેની ખામી હોવી જોઇએ. પરન્તુ ચારિત્રની ખોટ પૂરી પાડવાનું કામ તો વિદ્યાર્થીઓના જ હાથમાં છે. જો તે ચારિત્ર ઘડવા નહિ ઈચ્છતો હોય તો શિક્ષક કે પુસ્તક તેને તે વસ્તુ નહિ આપી

શકે. તેથી કરીને મેં ઉપર કહ્યું છે તેમ શિક્ષણનો ઉદ્દેશ સમજવો જરૂરનો છે. ચારિત્રવાન થવા ઈચ્છા રાખનાર વિદ્યાર્થી કોઇ પણ પુસ્તકમાંથી ચારિત્ર વિષે બોધ લઈ લેશે. તુલસીદાસજીએ કહ્યું છે:

जड़ चेतन गुण दोषमय । विश्व कीन्ह कर्तार ।
संत हंस गुण गहहि पंथ । परिहरि वारि विकार ॥

રામચન્દ્રજીની મૂર્તિના દર્શન ઈચ્છનાર તુલસીદાસને કૃષ્ણની મૂર્તિ રામરૂપે દેખાઇ. આપણા કેટલાક વિદ્યાર્થીઓ વિદ્યાલયના નિયમનું પાલન કરવા ખાતર બાઈબલના વર્ગમાં જાય છે, છતાં બાઈબલનાં જ્ઞાનથી અજાણ રહે છે. ગીતામાં દોષ કાઢવાના મતલબથી ગીતા શીખનારને ગીતામાં દોષ મળી આવશે. મુમુક્ષુ પુરૂષને ગીતાજી મોક્ષનું સર્વોત્તમ સાધન બતાવે છે. કેટલાકને કુરાન–એ–શરીફમાં કેવળ દોષ જ જણાય છે, બીજાઓ તેનું મનન કરી આ સંસારસાગર તરવા સમર્થ બને છે. આ રીતે જોતાં, જેવી ભાવના હોય છે તેવી સિદ્ધિ થાય છે. પરન્તુ મને ભય છે કે ઘણા વિદ્યાર્થીઓએ ઉદ્દેશનો ખ્યાલ નથી કર્યો હોતો. તેઓ માત્ર રૂઢીને અધીન થઈ શાળામાં જાય છે. કેટલાક આજીવિકાના હેતુથી જાય છે. મારી અલ્પમતિ પ્રમાણે શિક્ષણને આજીવિકાનું સાધન સમજવું એ નીચ વૃત્તિ કહેવાય. આજીવિકાનું સાધન શરીર છે, અને શાળા એ ચારિત્ર ઘડવાનું સ્થાન છે. તેને શરીરની હાજતો પૂરી પાડવાનું સાધન સમજવું એ વાદળી માટે ભેંસને મારવા સમાન છે. શરીરનું પોષણ શરીરથી જ કરવું યોગ્ય છે. આત્માને તે કાર્યમાં કેમ રોકી શકીએ? 'તારા પરસેવાથી જ તું તારો રોટલો કમાઇ લે' એવું મહાવાકય જીસસ ક્રાઇસ્ટનું છે. શ્રીમદ્ભગવદ્ગીતામાંથી પણ આજ ધ્વનિ નીકળતો જણાય છે. આ જગતમાં ૯૯ ટકા માણસો આ નિયમને અધીન રહે છે અને નિર્ભય બને છે. જેણે દાંત આપ્યા છે તે ચાવણ પણ આપશે. આ સત્ય વચન છે. પરન્તુ આળસુ માટે તે નથી કહેવામાં આવ્યું. વિદ્યાર્થીઓએ આરંભમાં જ આ શીખી લેવું આવશ્યક છે કે પોતે પોતાની આજીવિકા પોતાના બાહુબળથી

પેદા કરી લેવાની છે. આજીવિકા માટે મજુરી કરતાં લજ્જા આવવી નહિ જોઈએ. આમ કહેવામાં મારી આ મતલબ નથી કે આપણે બધાએ હમેશાં કોદાળી વાપર્યા કરવી. પણ આ સમજવાની જરૂર છે કે બીજો ધંધો કરતાં હોવા છતાં આજીવિકા માટે કોદાળી વાપરવામાં જરાય બુરાઇ નથી અને આપણા મજુરભાઈઓ આપણાથી નીચા નથી. આ સિદ્ધાંતને ગ્રહણ કરી, તેને પોતાનો આદર્શ સમજી પછી ગમે તે ધંધામાં તે પડે, તો પણ તેની કાર્ય કરવાની રીતિમાં શુદ્ધતા અને અસાધારણતા માલમ પડશે. વળી તે લક્ષ્મીનો ગુલામ નહિ બને; લક્ષ્મી તેની દાસી બની રહેશે. જો આ વિચાર ખરો હોય તો વિદ્યાર્થીઓએ મજુરી કરવાની ટેવ પાડવી પડશે. ધન સંપાદન કરવાના ઉદ્દેશથી શિક્ષણ લેનાર માટે મેં આટલું કહ્યું છે.

જે વિદ્યાર્થી શિક્ષણના ઉદ્દેશનો વિચાર કર્યા વિના શાળામાં જાય છે તેણે તે ઉદ્દેશ સમજી લેવાની જરૂર છે. તે આજે જ નિશ્ચય કરી શકે છે કે 'હું આજથી શાળાને ચારિત્ર ઘડવાનું સાધન સમજીશ.' મને પૂર્ણ વિશ્વાસ છે કે આવો વિદ્યાર્થી એક માસમાં પોતાનાં ચારિત્રમાં જબરૂં પરિવર્તન કરી નાંખશે અને તેના સાથીઓ પણ તેની સાક્ષી દેશે. આ શાસ્ત્રવચન છે કે આપણે જેવા વિચાર કરીએ છીએ તેવા આપણે થઈએ છીએ.

ઘણા વિદ્યાર્થીઓ એમ માને છે કે શરીર માટે કંઈ અધિક પ્રયત્ન કરવો ઉચિત નથી. પણ શરીર વાસ્તે વ્યાયામ બહુ આવશ્યક છે. જે વિદ્યાર્થી પાસે શરીર સંપત્તિ નથી તે શું કરી શકવાનો છે? દુધને કાગળનાં વાસણમાં રાખ્યું રાખી શકાતું નથી તેમ શિક્ષણરૂપી દુધ વિદ્યાર્થીઓના કાગળ જેવા શરીરમાંથી નીકળી જવાનો સંભવ રહે છે. શરીર આત્માનું નિવાસસ્થાન હોવાથી તીર્થક્ષેત્ર જેવું પવિત્ર છે. તેની રક્ષા કરવી જોઇએ. વહેલી સવારમાં દોઢ કલાક અને સાંજના દોઢ કલાક નિયમસર અને ઉત્સાહપૂર્વક સ્વચ્છ હવામાં ફરવાથી શરીરમાં તાકાત વધે છે અને મન પ્રસન્ન રહે છે, અને તેમ કરવામાં ગાળેલો સમય બરબાદ જતો નથી. આવા વ્યાયમથી અને આરામથી વિદ્યાર્થીની

બુદ્ધિ તીવ્ર થશે અને બધી વાત શીઘ્રતાથી યાદ કરી શકશે. મને લાગે છે કે બોલ બેટ આદિ આ ગરીબ દેશ માટે ઠીક નથી. આપણા દેશમાં નિર્દોષ અને ટૂંકા ખર્ચની રમતો ઘણીએ છે.

વિદ્યાર્થીજીવન નિર્દોષ હોવું જોઇએ. જેની બુદ્ધિ નિર્દોષ છે તેને જ શુદ્ધ આનંદ મળી શકે છે. તેને સંસારમાં આનંદ લેવા કહેવું એજ એનો આનંદ લઇ લેવા બરોબર છે. જેનો આ નિશ્ચય હોય છે કે 'મારે ઉંચું પદ પ્રાપ્ત કરવું છે', તેને તે મલે છે. નિર્દોષ બુદ્ધિથી રામચંદ્રે ચંદ્રમાની ઇચ્છા કરી અને તેમને ચંદ્રમા મળ્યો.

એક રીતે વિચારતાં જગત મિથ્યા જણાય છે, અને બીજી રીતે જોતાં તે 'સત' ભાસે છે. વિદ્યાર્થીઓ માટે તો જગત છે જ, કારણ કે તેણે આ જ જગતમાં પુરૂષાર્થ કરવાનો છે. રહસ્ય સમજ્યા વિના જગતને મિથ્યા કહી સ્વેચ્છાચાર કરનાર અને જગતના ત્યાગનો દાવો કરનાર ભલે સંન્યાસી હો, પરન્તુ તે મિથ્યાજ્ઞાની છે.

હું હવે ધર્મની વાત ઉપર આવી ગયો. જ્યાં ધર્મનો અભાવ છે ત્યાં વિદ્યા, લક્ષ્મી, આરોગ્ય વિગેરેનો પણ અભાવ છે. ધર્મ રહિત સ્થિતિમાં સાવ શુષ્કતા છે; શૂન્યતા છે. આપણે ધર્મનું શિક્ષણ ગુમાવી બેઠા છીએ. આપણા શિક્ષણક્રમમાં ધર્મને સ્થાન આપવામાં નથી આવ્યું. આ તો વર વિનાની જાન જેવું છે. ધર્મ જાણ્યા વિના વિદ્યાર્થીઓ નિર્દોષ આનંદ મેળવી શકતા નથી. આ આનંદ લેવા માટે શાસ્ત્રપઠન, શાસ્ત્રચિંતન, અને વિચાર-સદૃશ આચાર આવશ્યક છે. સવારમાં ઉઠતાં જ સિગરેટ પીવાથી કે નક્કામો વાર્તાલાપ કરવાથી નથી આપણું ભલું થતું કે નથી બીજાનું ભલું થતું. નજીરે કહ્યું છે કે ચકલીઓ પણ ચૂંચૂં કરી સવાર સાંજ ઇશ્વરનું નામ લે છે, પરન્તુ આપણે તો લાંબા થઈ સુઈ રહીએ છીએ. કોઈપણ રીતે ધર્મશિક્ષણ પ્રાપ્ત કરવું એ વિદ્યાર્થીનું કર્તવ્ય છે. શાળાઓમાં ધર્મશિક્ષણ અપાય કે ન અપાય, પરન્તુ આ સમયે અહીં આવેલા વિદ્યાર્થીઓ પ્રતિ મારી એ પ્રાર્થના છે કે તેઓ પોતાનાં જીવનમાં ધર્મતત્વ દાખલ કરી દે.

ધર્મ એટલે શું? ધર્મનું શિક્ષણુ કેવા પ્રકારનું હોઇ શકે? આ વાતોનો વિચાર આ સ્થાને થઇ શકે એમ નથી. પરન્તુ આટલી વ્યવહારિક સલાહ, અનુભવના આધારે, દઉં છું કે તમે રામચરિત માનસના અને ભગવદ્ગીતાના ભક્ત થાઓ. તમારી પાસે માનસ રૂપી કોહીનૂર આવી પડયું છે; તો તેને ગ્રહણુ કરી લ્યો. પણુ એટલું યાદ રાખજો કે આ બે ગ્રન્થોનો અભ્યાસ ધર્મ સમજવા માટે કરવાનો છે. આ ગ્રન્થ લખનાર ઋષિઓની મતલબ ઇતિહાસ લખવાની ન હતી, પણુ ધર્મ અને નીતિનું શિક્ષણુ દેવાની હતી. કરોડો માણુસો આ ગ્રન્થોનો અભ્યાસ કરે છે અને પોતાનું જીવન વિશુદ્ધ બનાવે છે. તેઓ નિર્દોષ બુદ્ધિથી અભ્યાસ કરીને તેમાંથી નિર્દોષ આનંદ લઈ આ સંસારમાં વિચરે છે. રામ હતા કે નહિ, જેમ તેઓએ રાવણુનો વધ કર્યો તેમ હું મારા શત્રુને મારૂં કે ન મારૂં એવી શંકા તેને સ્વપ્ને પણુ નથી આવી શકતી. તે તો શત્રુને જોતો છતાં રામચંદ્રની સહાયતા યાચી નિર્ભય રહે છે. રામાયણુના કર્તા તુલસીદાસજી પાસે શસ્ત્ર તરીકે કેવળ દયા જ હતી. તુલસીદાસજીને કોઇનો સંહાર કરવાની ઇચ્છા ન હતી. જે ઉત્પન્ન કરે છે.તે નાશ કરે છે. રામ ઇશ્વર હતા; તેણે રાવણુને ઉત્પન્ન કર્યો, તેમને તેનો સંહાર કરવાનો અધિકાર હતો. જ્યારે આપણે ઇશ્વરપદને પ્રાપ્ત કરશું ત્યારે આપણી સંહાર શક્તિ વિષે આપણી યોગ્યતાનો વિચાર કરી લેશું. આટલી પ્રસ્તાવના તે મહાન ગ્રન્થો માટે કરવાની મેં ધૃષ્ટતા કરી છે. હું પોતે એક વખત સંશયાત્મા હતો અને વિનાશ થવાનો ભય રહ્યા કરતો હતો. તે અવસ્થામાંથી નિકળી શ્રદ્ધાળુ થઇ શકયો છું. આ પુસ્તકોએ મારા ઉપર જે અસર કરી છે તેનું વર્ણુન કરવું મને યોગ્ય જણાયું છે. ઇસ્લામી વિદ્યાર્થીઓ માટે કુરાન-એ-શરીફ સર્વોપરિ ગ્રન્થ છે. તેઓને પણુ ધર્મભાવથી આ ગ્રન્થનો અભ્યાસ કરવાની હું સલાહ આપું છું. કુરાન-એ-શરીફનું રહસ્ય જાણુવું જોઇએ. મારો એવો પણુ વિચાર ખરો કે હિન્દુ મુસલમાને એકબીજાના ધર્મગ્રન્થો વિનયપૂર્વક શીખવા જોઇએ અને સમજવા જોઈએ.

આ રમણીય વિષને છોડીને હું પાછો પ્રાકૃત વિષય ઉપર આવું છું. એવો પ્રશ્ન પૂછાય છે કે વિદ્યાર્થીઓ માટે રાજનીતિના વિષયમાં ભાગ લેવો ઉચિત છે કે અનુચિત? હું કારણ બતાવ્યા વિના આ વિષયમાં મારો અભિપ્રાય પ્રગટ કરૂં છું. રાજકીય ક્ષેત્રના બે ભાગ છે. એક કેવળ શાસ્ત્રનો છે, અને બીજો શાસ્ત્રના અમલનો છે. વિદ્યાર્થીઓ માટે શાસ્ત્રપ્રદેશમાં જવું આવશ્યક છે, પરન્તુ અમલના પ્રદેશમાં પ્રવેશ કરવો હાનીકારક છે. વિદ્યાર્થીઓ શાસ્ત્રનું શિક્ષણ લેવાના ઉદ્દેશથી રાજકીય સભાઓમાં, કોંગ્રેસમાં જઇ શકે. આવા સંમેલનો તેઓને પદાર્થપાઠ આપનાર નીવડે છે. તેમાં જવાને તેઓને પૂરી સ્વતંત્રતા હોવી જોઈએ, અને જે પ્રતિબંધ હાલ કરવામાં આવ્યો છે તેને દૂર કરાવવા પૂરો પ્રયત્ન કરવો જોઈએ. આવી સભાઓમાં વિદ્યાર્થી વ્યાખ્યાન આપી ન શકે, મત આપી ન શકે. પરન્તુ સ્વયંસેવકોનું કામ, જો અભ્યાસમાં ખલલ ન પહોંચતી હોય, તો, કરી શકે. માલવીયાજીની સેવા કરવાનો અવસર કયો વિદ્યાર્થી છોડી શકે? વિદ્યાર્થીએ પક્ષાપક્ષથી દૂર રહેવું જોઈએ. તટસ્થ રહી પ્રજાના નેતાઓ ઉપર પૂજ્યભાવ રાખવો જોઈએ. તેઓના ગુણદોષની તુલના કરવાનું કામ તેઓનું નથી. વિદ્યાર્થી તો ગુણગ્રાહી હોય છે; તે ગુણની પૂજા કરે છે.

વડીલોને પૂજ્ય સમજી, તેઓનાં વચનને માન આપવું એ વિદ્યાર્થીનો ધર્મ છે. આ વચન ઉચિત છે. જે માન આપતા નથી શીખ્યો, તેને માન નથી મલતું. ધૃષ્ટતા વિદ્યાર્થીઓને લજાવે છે. આ કામમાં ભારતવર્ષમાં વિચિત્ર સ્થિતિ ઉભી થઇ છેઃ વડીલો વડીલપણું છોડતાં જણાય છે, અથવા તો તે પોતાની મર્યાદા નથી સમજતા. તે વખતે વિદ્યાર્થીએ શું કરવું? વિદ્યાર્થીમાં ધર્મવૃત્તિ હોવી જોઈએ એવી મેં કલ્પના કરી છે. ધર્માચરણ કરનાર વિદ્યાર્થીએ ધર્મસંકટ આવતાં પ્રહ્‌લાદનું સ્મરણ કરવું જોઇએ. આ બાળકે જે સમયે અને જે અવસ્થામાં પિતાની આજ્ઞાનો બહુ આદરપૂર્વક અનાદર કર્યો, તેવા સમયમાં અને તેવી અવસ્થામાં આપણે પણ તેવા પ્રકારના વડીલોનો સાદર

અનાદર કરી શકીએ છીએ. આ મર્યાદાની બહાર જઈ કરવામાં આવેલો અનાદર દોષમય છે. વડીલોનો અનાદર કરવામાં પ્રજાનો નાશ થાય છે. વડીલપણું કેવળ વયમાં જ નથી, પરન્તુ વયને લઇને મળેલાં જ્ઞાન, અનુભવ અને ચાતુર્યમાં છે. જ્યાં આ ત્રણે વસ્તુનો અભાવ છે ત્યાં કેવળ વયને લઈને વડીલપણું રહે છે. કેવળ વયની જ પૂજા કોઈ કરતું નથી.

એવો પ્રશ્ન પૂછવામાં આવે છે કે વિદ્યાર્થી કેવા પ્રકારની દેશસેવા કરી શકે? તેનો સીધો ઉત્તર તો આ છે કે વિદ્યાર્થી વિદ્યા સારી રીતે સંપાદન કરે અને તેમ કરતાં શરીરની સ્વસ્થતા જાળવી રહે અને આ વિદ્યાધ્યન દેશને માટે કરવાનો આદર્શ રાખે. મને વિશ્વાસ છે કે આમ કરેથી વિદ્યાર્થી પૂર્ણ રીતે દેશસેવા કરે છે. વિચારપૂર્વક જીવન વ્યતીત કરવાથી અને સ્વાર્થ છોડી પરોપકાર કરવાનું ધ્યાનમાં રાખવાથી આપણે વિના પરિશ્રમે પણ બહુ કાર્ય કરી શકીએ છીએ. આવું એક કાર્ય હું બતાવવા ઇચ્છું છું. તમોએ રેલવેના મુસાફરોની હાડમારી વિષેનો વર્તમાન પત્રોમાં પ્રગટ થયેલો મારો પત્ર વાંચ્યો હશે. હું એમ માનું છું કે તમારામાંથી ઘણાખરા ત્રીજાવર્ગની મુસાફરી કરનારા હશો. તમે જોયું હશે કે મુસાફરો ગાડીમાં થૂંકે છે. પાન તંબાકુ ચાવીને જે કુચો કાઢે છે તે પણ ત્યાંજ ફેંકે છે, કેળા આદિ ફળોની છાલો અને એઠી વસ્તુઓ વિગેરે ગાડીમાં જ ફેંકે છે. પાયખાનાનો પણ સાવધાનીથી ઉપયોગ કરતા નથી; તેને પણ ખરાબ કરી મૂકે છે. બીજાઓનો ખ્યાલ કર્યા વિના સિગરેટ, બીડી, વિગેરે પીએ છે. જે ખાનાંમાં આપણે બેસીએ તે ખાનાંના મુસાફરોને ગાડીમાં ગંદવાડો કરવાથી થતી હાનીઓ સમજાવી શકીએ. મ્હોટે ભાગે મુસાફરો વિદ્યાર્થીઓને માન આપે છે, અને તેઓની વાત સાંભળે છે. લોકોને સ્વચ્છતાના નિયમ શીખાડવાનો પરમ સુંદર અવસર છોડી દેવો નહિ જોઇએ. સ્ટેશન ઉપર ખાવાની જે ચીજો વેંચાય છે તે ગંદી હોય છે. આવી ગંદકી જણાય, ત્યારે વિદ્યાર્થી માટે ઉચિત છે કે તેણે ટ્રાફિક મેનેજરનું તે તરફ ધ્યાન ખેંચવું. ટ્રાફિક મેનેજર ભલે જવાબ ન દે. પત્ર પણ

હિન્દી ભાષામાં લખવો જોઇએ. આવી રીતે ઘણા પત્રો જશે એટલે ટ્રાફિક મેનેજરને વિચાર કરવો પડશે. આ કાર્ય સહજ થઈ શકે એવું છે પરંતુ તેનું પરિણામ મ્હોટું આવી શકે છે.

હું તંબાકુપાન ખાવા વિષે બોલ્યો છું. મારી અલ્પ મતિ પ્રમાણે તંબાકુપાન ખાવાની આદત ખરાબ તેમ ગંદી છે. આપણે બધા સ્ત્રીપુરૂષો આ ટેવના ગુલામ થઈ પડ્યા છે. આ ગુલામીમાંથી આપણે છૂટવું જોશે. કોઇ અજાણ્યો પુરૂષ ભારતવર્ષમાં આવી પહોંચે તો તેને અવશ્ય જણાશે કે આપણે આખો દિવસ કંઈને કંઈ ખાયા કરીએ છીએ. સંભવ છે કે પાનમાં અન્ન પચાવવાનો થોડોક ગુણ હશે, પરંતુ નિયમપૂર્વક ખાવામાં આવેલું અન્ન પાન વિગેરેની મદદ વિના પચી શકે છે. નિયમપૂર્વક ખાવાથી પાનની જરૂર રહેતી નથી. પાનમાં તો કંઈ સ્વાદ પણ નથી; જરદો પણ અવશ્ય તજવો જોઇએ. વિદ્યાર્થીએ સદા સંયમનું પાલન કરવું જોઈએ. તંબાકુ પીવાની ટેવનો પણ વિચાર કરવો જરૂરનો છે. આ વિષયમાં આપણા રાજ્યકર્તાઓએ બહુ ખરાબ દૃષ્ટાંત આપણી પાસે રજુ કર્યો છે. તેઓ જ્યાં ત્યાં સિગરેટ પીઆ કરે છે. તેને લઇને આપણે પણ ફેશન સમજીને મોઢાને ચીમની બનાવીએ છીએ. તંબાકુ પીવાથી હાની થાય છે એ બતાવવા માટે ઘણાં પુસ્તકો લખાયાં છે. આપણે આવા સમયને કલિકાળ કહીએ છીએ. ખ્રિસ્તીઓ કહે છે કે જે વખતે પ્રજાઓમાં સ્વાર્થ, અનીતિ, દુર્વ્યસન પેસે છે તે વખતે જીસસ ક્રાઈસ્ટ ફરીથી અવતાર લેશે. આમાં કેટલું માનવા જેવું છે તેનો વિચાર હું નથી કરતો. છતાં મને જણાય છે કે દારૂ, તંબાકુ, કોકીન, અફિણ, ગાંજો, ભાંગ વિગેરેના વ્યસનોથી દુનિયા પીડા પામી રહી છે. આ જાળમાં આપણે બધા ફસાઇ ગયા છીએ. અને તેને લઇને આપણે તેના ખરાબ પરિણામનો રીતસર અંદાજ કાઢી શકતા નથી. તમે, વિદ્યાર્થીઓ, આવા વ્યસનથી દૂર રહેશો એવી મારી પ્રાર્થના છે.

આ સંમેલનને સત્તરમું વર્ષ બેસી ચૂક્યું છે. ગત સંમેલનોના પ્રમુખોનાં વ્યાખ્યાનો મને મોકલવામાં આવ્યા છે. હું તે વાંચી

ગયો છું. આ વ્યાખ્યાનો અપાવવાનો શું ઉદ્દેશ છે? જો આમાંથી કંઈપણ ગ્રહણ કરવાનો ઉદ્દેશ હોય તો તમે શું ગ્રહણ કર્યું એ વિચારી જોજો. જો વ્યાખ્યાન અપાવવાનો ઉદ્દેશ અંગ્રેજી શબ્દોની સુંદર રચના સાંભળવાનો હોય અથવા સંમેલનની કીર્તિ વધારવાનો હોય તો મને તમારા ઉપર દયા આવે છે. હું માની લઉં છું કે આ વ્યાખ્યાનોનો ઉદ્દેશ જ્ઞાન પ્રાપ્ત કરીને તદનુસાર વર્તન કરવાનો છે. તમારામાંથી કેટલા વિદ્યાર્થીઓએ વિદુષી બિસાંટની સલાહ માન્ય રાખી દેશી પહેરવાશ પસંદ કર્યો, ખાનપાન સાદાં કર્યાં, ગંદી વાતોનો ત્યાગ કર્યો? પ્રોફેસર જદુનાથ સરકારની સલાહ પ્રમાણે છુટીના દિવસોમાં ગરીબોને મફત શીખાડવાનું કામ કેટલા વિદ્યાર્થીઓએ કર્યું? આવા પ્રકારના ઘણા પ્રશ્નો પુછી શકાય. એનો ઉત્તર હું નથી માંગતો. તમે પોતેજ તમાર અંતરાત્માને સંતોષજો.

તમારાં જ્ઞાનની કિંમત તમારાં કાર્યોમાં રહેલી છે. સેંકડો પુસ્તકોનું જ્ઞાન મગજમાં ભરવાથી તેની કિંમત મળી શકે છે, પરંતુ તેનાં પ્રમાણુમાં કાર્યની કિંમત અનેક ઘણી વધારે છે. મગજમાં ભરેલાં જ્ઞાનની કિંમત માત્ર કાર્યની કિંમત જેટલી જ છે. બાકીનું બધું જ્ઞાન મગજને નકામા ભારરૂપ છે. એટલે મારી તો હમેશાં આજ વિનતિ છે અને આજ આગ્રહ છે કે તમે જેવું શીખો અને સમજો તેવું જ આચરણ કરજો. તેમ કરવામાં જ ઉન્નતિ છે.

## હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપના.*

મિત્રો, અહીં આવી પહોંચતા મને ઘણી ઢીલ થઈ છે તે માટે હું તમારી નમ્રતાપૂર્વક ક્ષમા માગું છું. હું તમને જણાવીશ કે ઢીલ માટે હું પોતે જોખમદાર નથી, તેમ કોઈ માનુષી શક્તિ જવાબદાર નથી. એટલે તો તમે મને તરત જ માફ કરશો. બાબત એવી બની છે કે મારી સ્થિતિ પ્રદર્શન માટે મુકવામાં આવેલા પ્રાણી જેવી થઈ પડી છે. મારા રખેવાળો, અતિ માયાને લઇને, અકસ્માત જે આપણા જીવનમાં અગત્યનો ભાગ ભજવે છે તેને હમેશાં વિસરી જઈ શકે છે. આજે, મને, મારા રખેવાળોને અને મારા વાહકોને, જે અકસ્માતોની પરંપરા નડી છે તેની તેઓએ ગણત્રી ન હોતી કરી. તેથી આટલી ઢીલ થઈ છે.

મિત્રો, હમણાં જ બેસી ગયેલાં બાનુના† અપૂર્વ વકૃત્વની અસર હેઠળ, કૃપા કરી એમ માની ન લેશો કે આપણા વિશ્વ-વિદ્યાલયે સંપૂર્ણતા પ્રાપ્ત કરી લીધી છે અને બધા યુવકો જેઓ આ વિશ્વવિદ્યાલયમાં આવવાના છે, અને જેઓ હજી જન્મવાના છે, તેઓ પણ આવ્યા અને એક મહાસામ્રાજ્યના નાગરિકો બનવાની લાયકાત મેળવી બહાર પડ્યા. આવી કોઈ પ્રકારની અસર સાથે અહીંથી ન જશો. અને તમે, વિદ્યાર્થીઓ, જેને ઉદ્દેશી આજ સાંજનું મારૂં બોલવું છે, એમ હું માનું છું, તમે જો એક ઘડીભર પણ એમ માનતા હશો કે આધ્યાત્મિક જીવન જેને માટે આ દેશ પંકાયેલો છે અને જેને માટે આ દેશનો કોઈ પણ હરીફ નથી, તે શબ્દ દ્વારા શીખાડી શકાય છે, તો તમે માનજો કે તેમ કરવામાં તમે ભૂલો છો. જે સંદેશો, હું આશા રાખું છું કે હિન્દ એક દિવસ દુનિયાને આપશે તે તમે

* આ ભાષણ કાશી હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપનાના પ્રસંગે કાશીમાં આપવામાં આવ્યું હતું. ( તા. ૪-૨-૧૬ ) † મિસિસ એનિ બિસાંટ.

કદી પણ શબ્દ માત્રથી જ નહિ પહોંચાડી શકો. મેં પણ ઘણા ભાષણોનો સ્વાદ ચાખ્યો છે. છેલ્લાં બે દિવસો દરમ્યાન અહીં આપવામાં આવેલા ભાષણોને હું આ વર્ગમાં નથી લેખતો, કારણ કે તેઓ જરૂરના હતા. પરંતુ હું એટલું તો કહેવા ઇચ્છું છું કે આપણે ભાષણો કરવામાં આપણી સામગ્રી લગભગ સાવ વાપરી ચુકયા છીએ. આપણા કાનને ખોરાક મળે કે આપણી આંખને ખોરાક મળે એજ કંઈ પૂરતું નથી, પરંતુ આપણા હૃદયને પણ પોષણ મળવું જોઇએ અને આપણા હાથપગ પણ ચાલવા જોઇએ. છેલ્લાં બે દિવસમાં આપણને એમ કહેવામાં આવ્યું છે કે હિન્દી જીવનની સાદાઈ ઉપર આપણે કાબુ જાળવી રાખવા માટે આપણી પ્રવૃત્તિ અને આપણા હૃદય વચ્ચે એક સૂર હોવો કેટલો જરૂરનો છે! પરંતુ આતો પ્રસ્તાવના રૂપે છે. હું એમ કહેવા માગું છું કે આપણા માટે આ ઘણી નામોશી અને શરમની વાત છે કે આજ સાંજે આ મહાન કોલેજની છાયા હેઠળ, આ પવિત્ર નગરીમાં, મારા દેશબાંધવો પાસે જ પરદેશી ભાષામાં બોલવાની મને ફરજ પડી છે. હું જાણું છું કે જો આ બે દિવસમાં અપાયલા ભાષણોમાં હાજર રહેલા બધાની પરીક્ષા લેવા મને પરીક્ષક નીમવામાં આવે, તો, આ ભાષણોના વિષયમાં પરીક્ષા આપનારાઓમાં ઘણા ખરા નિષ્ફળ નિવડશે. અને તેનું શું કારણ? કારણ એજ કે તેઓ ઉપર તેની અસર નથી થઇ. ડિસેંબર માસમાં ભરાયલી મહાન કોંગ્રેસની બેઠકમાં હું હાજર હતો. તેમાં શ્રોતૃવર્ગ મ્હોટો હતો, અને તમે માનશો કે મુંબઇમાં મ્હોટા શ્રોતૃવર્ગ ઉપર તો જે ભાષણો હિન્દુસ્થાનીમાં કરવામાં આવ્યા હતા તેજ ભાષણોની અસર થઇ હતી. અને આ ભૂલવાનું નથી કે આમ મુંબઈમાં બન્યું હતું અને નહિ કે કાશીમાં કે જ્યાં બધા હિન્દી બોલે છે. અંગ્રેજી અને હિન્દની ભાષાઓ વચ્ચે જેટલો અંતર છે તેટલો મુંબઇ ઈલાકાની સ્થાનિક ભાષાઓ અને હિન્દી વચ્ચે નથી, અને તેથી કોંગ્રેસનો શ્રોતૃવર્ગ હિન્દીમાં બોલનારાઓને વધારે સમજી શકયો હતો. હું આશા રાખું છું કે આ વિશ્વવિદ્યાલય એવી ગોઠવણ કરશે કે તેમાં ભણવા આવનાર

વિદ્યાર્થીઓને તેઓની પોતાની માતૃભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવે. આપણી ભાષા આપણું પોતાનું પ્રતિબિંબ છે, અને કદી તમે એમ કહેશો કે આપણી ભાષાઓ સર્વોત્તમ વિચાર પ્રગટ કરવા માટે બહુ કંગાળ છે તો હું તો કહીશ કે આપણો નાશ જેમ જલદી થાય તેમ આપણા માટે વધારે સારૂ છે. હિન્દની રાષ્ટ્રીય ભાષા અંગ્રેજી બને, એવું સ્વપ્ન જોનાર કોઈ છે? પ્રજા ઉપર આ બોજો શા સારૂ જોઇએ? ઘડીભર વિચારી જુઓ કે કેવી વિષમ શરત આપણા બાળકોને એક અંગ્રેજી બાળક સાથે દોડવી પડે છે. પૂનાના કેટલાક પ્રોફેસરો સાથે ઉંડાણુથી વાત કરવા મને તક મળી હતી. તેઓએ મને ખાત્રી આપી હતી કે દરેક હિન્દી યુવક, અંગ્રેજી ભાષા દ્વારા પોતાનું જ્ઞાન મેળવતો હોવાથી, પોતાનાં જીવનના ઓછામાં ઓછા છ અમૂલ્ય વર્ષો ગુમાવે છે. આપણી શાળાઓ અને કોલેજોમાંથી બહાર પડતા વિદ્યાર્થીઓની સંખ્યા સાથે તેને ગુણી નાખશો, તો તમને જણાશે કે પ્રજાને કેટલા હજારો વર્ષોનું નુકસાન થયું છે. આપણા ઉપર આ આરોપ છે કે આપણામાં આરંભ કરવાની શક્તિ નથી. આપણાં જીવનનાં અમૂલ્ય વર્ષો એક વિદેશી ભાષા ઉપર કાબુ મેળવવામાં ગાળવા પડે, તો પછી આપણામાં તે શક્તિ કયાંથી હોય? આ કામમાં પણ આપણે નિષ્ફળ નિવડીએ છીએ. ગઈ કાલે તેમ આજે, મિ. હીગીન્બોટમને પોતાના શ્રોતૃવર્ગ ઉપર અસર કરવાનું જેટલું શકય હતું તેટલું બીજા કોઈ પણ વક્તા માટે શકય હતું? મારી પહેલાંના બોલનારાઓ શ્રોતૃવર્ગને જીતી ન શકયા તેમાં તેઓનો વાંક ન હતો. તેઓના બોલવામાં જોઇએ તેટલો માલ હતો. પરન્તુ તેઓનું બોલવું આપણા અંતરમાં ન હોતું ઉતરી શકતું. મેં એમ કહેવાતું સાંભળ્યું છે કે ગમે તેમ હો, પણ પ્રજાને દોરવાનું કામ અને પ્રજા માટે વિચારવાનું કામ હિન્દમાં અંગ્રેજી ભણેલો વર્ગ કરે છે. તેમ ન હોય તો તો બહુ ભારે જ કહેવાય. આપણને જે શિક્ષણ મળે છે તે માત્ર અંગ્રેજી જ છે. અવશ્ય, તેના બદલામાં આપણે કંઇક કરી બતાવવું જોઇએ. પરન્તુ જો આપણને છેલ્લાં પચાસ વર્ષ દરમ્યાન આપણી દેશી

ભાષાઓ મારફત શિક્ષણ આપવામાં આવ્યું હતે, તો આજે આપણી પાસે એક સ્વતંત્ર હિન્દ હતે, આપણી પાસે આપણા શિક્ષિત માણસો હતે, જેઓ પોતાની જ ભૂમિમાં વિદેશી જેવા ન રહ્યા હતે પણ જેઓનું બોલવું પ્રજાના અંતર ઉપર અસર કરી રહ્યું હતે. તેઓ દરિદ્રમાં દરિદ્ર વચ્ચે જઈ કામ કરતા હતે, અને ગયા પચાસ વર્ષમાં તેઓએ જે કંઇ મેળવ્યું હતે તે પ્રજાને એક વારસા રૂપે નિવડયું હતે. આજે આપણી સ્ત્રીઓ પણ આપણા ઉત્તમ વિચારોમાં ભાગ લઇ શકતી નથી. પ્રોફેસર બોઝ અને પ્રોફેસર રૉયનો અને તેઓની ઉજ્વળ શોધોનો વિચાર કરો. શું એ શરમ જેવું નથી કે તેઓની શોધો જનસમૂહની સાર્વજનિક મીલકત થઇ શકી નથી ?

હવે આપણે બીજા વિષય તરફ વળશું.

કોંગ્રેસે સ્વરાજ્ય વિષે એક ઠરાવ પસાર કર્યો છે, અને હું આશા રાખું છું કે ઑલ ઇંડીયા કોંગ્રેસ કમિટી અને મોસ્લેમ લીગ પોતાનું કર્તવ્ય કરશે અને કેટલીક વ્યવહારૂ સૂચનાઓ રજુ કરશે. પરન્તુ મારે ખુલ્લા દિલથી કબુલ કરવું જોઇએ કે જે કંઇ તેઓ કરી શકશે તેમાં મને એટલો બધો રસ નથી પડવાનો જેટલો રસ વિદ્યાર્થીવર્ગ જે કંઈ કરશે અથવા જનસમૂહ જે કંઈ કરશે તેમાં પડશે. લખાણો આપણને કોઈ પણ દહાડો સ્વરાજ્ય નથી આપવાના. ગમે તેટલા ભાષણો પણ આપણને સ્વરાજ્ય માટે લાયક નથી કરી શકવાના. આપણું ચારિત્ર જ આપણને સ્વરાજ્ય માટે લાયક બનાવશે. આપણા પોતા ઉપર રાજ્ય કરવા આપણે શું પ્રયત્નો કરીએ છીએ ? આજ સાંજના આપણે બધા સાથે વિચાર કરીએ એમ હું ઇચ્છું છું. હું ભાષણ કરવા નથી માગતો, અને આજ સાંજના સ્પષ્ટ રીતે બોલતો હું તમને જણાઉં, તો કૃપા કરી એમ માનજો કે હું ભાષણ કરતો નથી પણ તમે બધા સાંભળી શકો તેમ વિચાર કરૂં છું, અને તેમ કરવામાં કદી વિવેકનો ભંગ થઇ જતો જણાય, તો તે માટે ક્ષમા કરશો. ગઈ સાંજે હું વિશ્વનાથ મહાદેવના મંદિરમાં ગયો હતો. હું તેની ગલીઓમાંથી પ્રસાર થતો હતો ત્યારે મને આ

પ્રમાણે વિચારો આવ્યા. આ મહાન મંદિરમાં કોઈ એક અજાણ્યો પુરૂષ ઉપરથી ઉતરી આવે, અને તેને આપણે હિન્દુ તરીકે કેવા હશું તેનો વિચાર કરવો પડે, અને કદી તે આપણને ફિટ્કાર આપે તો શું તે તેમ કરવામાં વ્યાજબી નથી? શું આ મહામંદિર આપણા પોતાનાં ચારિત્રનું પ્રતિબિંબ નથી? હિન્દુ તરીકે મને લાગી આવે છે તેથી હું બોલું છું આપણા પવિત્ર મંદિરની ગલીઓ જેવી અત્યારે ગંદી છે તેવી હોવી શું વ્યાજબી છે? તેની આસપાસના ઘરો જેમ તેમ બાંધવામાં આવ્યા છે. ગલીઓ વાંકી ચૂકી અને સાંકડી છે. આપણા મંદિરો પણ જો વિશાળતા અને ચોખાઇના આદર્શરૂપ ન હોય, તો પછી આપણું સ્વરાજ્ય કેવું હોઇ શકે? જે ઘડીએ અંગ્રેજો પોતાની ઇચ્છાથી કે ફરજ પડવાથી પોતાનું સર્વસ્વ લઇ હિન્દ છોડી જશે, તે જ ઘડીએ શું આપણા મંદિરો પવિત્રતા, શુદ્ધતા અને શાંતિના સ્થાનો બની જશે?

કોંગ્રેસના પ્રમુખ સાથે હું સાવ મલતો થાઉં છું કે આપણે સ્વરાજ્યનો વિચાર કરીએ તે પહેલાં, આપણે આવશ્યક શ્રમ ઉઠાવવો પડશે. દરેક નગરના બે વિભાગ હોય છે, છાવણી માટેનો ભાગ, અને બીજો ખુદ શહેર. ઘણે અંશે શહેર ગંધાતી બખોલ જેવું હોય છે. આપણે શહેરી જીવનથી અપરિચિત છીએ. પરન્તુ જો આપણે શહેરી જીવન ઇચ્છતા હોઇએ તો આપણે તેમાં લહેરી ગ્રામ્યજીવનના તત્વો દાખલ ન કરી શકીએ. 'મજલાવાળા મકાનોમાં વસનારા આપણા ઉપર વખતે થૂકશે તો!' એવા સતત ભય સાથે મુંબઈના દેશી લતાઓમાં ચાલનારાઓનો વિચાર કંઈ રૂચીકર નથી. હું રેલ્વેની ઘણી મુસાફરી કરૂં છું. ત્રીજા વર્ગના મુસાફરોની મુશ્કેલીઓ હું જોઉં છું. પરન્તુ તેઓને વેઠવી પડતી બધી હાડમારીઓ માટે રેલ્વે વ્યવસ્થાને દોષ કોઇ રીતે આપી ન શકાય. શુદ્ધતાના પ્રાથમિક નિયમો આપણે જાણતા નથી. ભોંય ઘણીએ વાર સૂવાં માટે વપરાય છે; તેનો વિચાર પણ કર્યા વિના આપણે ડબામાં ગમે ત્યાં થૂકીએ છીએ. આપણે ડબાનો ગમે તેમ ઉપયોગ કરતાં જરા પણ વિચાર કરતા

નથી. પરિણામે તેમાં કહ્યો ન જાય તેટલો ગંદવાડો થાય છે. કહેવાતા ઉંચા વર્ગના મુસાફરો પોતાના ઓછા ભાગ્યશાળી ભાઈઓને ડરાવી નાંખે છે. તેમ કરતાં મેં વિદ્યાર્થીઓને પણ જોયા છે. કેટલીકવાર તો તેઓ બીજાઓ કરતાં જરાય સારૂં વર્તન બતાવતા નથી. તેઓ અંગ્રેજી બોલી શકે છે, અને તેઓએ જાકીટ પહેરી હોય છે; તેથી તેઓ ડબામાં બળથી દાખલ થવાનો અને બેઠક મેળવવાનો દાવો કરે છે. મેં ચોતરફ મારી નજર કરી છે, અને તમે મને તમારી સમક્ષ બોલવા તક આપી છે એટલે હું મારૂં અંતર ઉઘાડું છું. અવશ્ય, સ્વરાજ્ય પ્રતિ આપણી પ્રગતિમાં આપણે આ બાબતો સુધારવી જોઇએ.

હવે હું તમારી પાસે એક બીજો ચિતાર રજુ કરૂં છું.

ગઇ કાલના આપણાં કાર્યના પ્રમુખ નામદાર મહારાજા હિન્દની દરિદ્રતા વિષે બોલ્યા હતા. બીજા વક્તાઓએ તે ઉપર ઘણો ભાર મૂકયો હતો. પરન્તુ નામદાર વાઇસિરોયે જે મંડપમાં સ્થાપનક્રિયા કરી, તેમાં આપણે શું જોયું? નિ:શંક એક ભભકાદાર દેખાવ, ઝવેરાતનું પ્રદર્શન, જે ઝવેરાત પેરીસથી અહીં આવવા ઇચ્છનાર સૌથી મ્હોટા ઝવેરીની આંખોને પણ ચકીત કરે એવું હતું. હું કિંમતી રીતે શણગારેલા અમીરોને લાખો ગરીબો સાથે સરખાવું છું. અને હું આ અમીરોને કહેતો હોઉં એમ મને લાગે છે કે ‘ જયાં સુધી તમે તમારા ઝવેરાતો નહિ ઉતારો, અને હિન્દમાં તમારા દેશબંધુઓના હિત માટે તમે તેને નહિ સાચવો ત્યાં સુધી હિન્દનો ઉદ્ધાર થવાનો નથી.’ મને ખાત્રી છે કે નામદાર શહેનશાહની કે લૉર્ડ હાર્ડિંજની એવી ઈચ્છા નથી કે આપણા નામદાર શહેનશાહને આપણી પૂર્ણ વફાદારી બતાવવા માટે આપણે આપણી ઝવેરાતની તીજોરીઓ ખાલી કરી પગથી તે માથા સુધી શણગારી બહાર નીકળવું જોઈએ. હું મારા જીવના જોખમે પણ શહેનશાહ જયોર્જ પાસેથી સંદેશો લાવી આપવા તૈયાર છું કે તેઓ આવા પ્રકારનું કંઈ ઇચ્છતા નથી. હિન્દના કોઈપણ મ્હોટા શહેરમાં, પછી તે બ્રિટિશ હિન્દમાં હો કે હિન્દના બીજા ભાગોમાં કે જયાં આપણા દેશી રાજાઓ અમલ

કરે છે, ત્યાં, મ્હોટો મહેલ ચણાતો હું સાંભળું છું ત્યારે મને તરત જ તેની અદેખાઇ થાય છે અને મને લાગી આવે છે કે તે માટે પૈસો તો ખેડુતો પાસેથી લેવામાં આવ્યો છે. વસ્તીનો પોણોસો ટકા કરતાં પણ વધારે ભાગ ખેડુતોનો છે. મિ. હીગ્જિન્બોટમે તેની મધુર વાણીમાં આપણને ગઇ કાલે કહ્યું હતું કે તેઓ ઘાસનું એક તણખલું વાવી બે તણખલા ઉગાડનારા છે. તેઓની મહેનતનું લગભગ આખું ફળ આપણે લઇ લઇએ અથવા બીજાને લઇ જવા દઇએ તો આપણામાં સ્વરાજ્યની ભાવના બહુ હોઇ શકે નહિ. આપણો છૂટકારો ખેડુત મારફતે જ થઇ શકશે. વકીલો કે ડાકટરો કે મ્હોટા જમીનદારો તે મેલવવાના નથી.

હવે, અંતમાં, છેલ્લાં બે ત્રણ દિવસમાં જેણે આપણું મન ક્ષોભિત કરી મુકર્યું છે તે અગત્યની બાબતને ઉદ્દેશીને બોલવાની હું મારી જરૂરી ફરજ સમજું છું. જે વખતે નામદાર વાઇસૉય કાશીના રસ્તાઓમાંથી પસાર થતા હતા, ત્યારે આપણે બધાએ ઘણી ચિંતાતુર પળો અનુભવી હતી. ઘણી જગ્યાએ છુપી પોલીસને ગોઠવવામાં આવી હતી. આપણે ગભરાટમાં પડ્યા હતા. આપણને એમ થાય છે કે આટલો બધો અવિશ્વાસ શા સારૂ? લૉર્ડ હાર્ડિંજને આવી રીતે મૃત્યુના જડબામાં અસોસ રહેવા કરતાં મૃત્ય પણ વધારે ઠીક થઇ પડે. પણ સમર્થ શહેનશાહના પ્રતિનિધિ વખતે તેમ ન માને. તેમને સતત કાળના મોંમાં પણ રહેવાની જરૂર પડે. પરન્તુ આપણા ઉપર આ છુપી પોલીસ બેસાડવાની શું જરૂર હતી? આપણે ગુસ્સે થઇએ આપણે ચીડાઇએ, આપણે સામા થઇએ, પણ આપણે ભૂલવું ન જોઇએ કે હાલના હિન્દે, પોતાની અધિરાઇને લીધે, બંડખોરોનું એક ખુની લશ્કર ઉત્પન્ન કર્યું છે. હું પોતે પણ બંડખોર છું, પણ બીજી જાતનો. પરન્તુ આપણામાં બંડખોરોનો એવો એક વર્ગ છે, અને જો હું આ વર્ગને મળી શકું તો હું તેઓને કહું કે જો હિન્દને વિજેતાઓને જીતવા હશે, તો બંડ માટે હિન્દમાં અવકાશ નથી. બંડ એ ભયની નીશાની છે. આપણે જો પ્રભુમાં ભરોસો

રાખીએ અને પ્રભુથી ડરતા રહીએ, તો પછી આપણને કોઈથી પણ, મહારાજાઓ, વાઈસરૉયો, છૂપી પોલીસો કે શહેનશાહ જ્યોર્જથી પણ ડરવા જેવું રહેશે નહિ. હું બંડખોરને તેના દેશ માટેના પ્રેમ સારૂ માન આપુ છું. પોતાના દેશ કાજે પ્રાણ આપવાની તેની ઈચ્છામાં રહેલાં શૌર્ય માટે હું તેને માન આપું છું; પરન્તુ હું તેને પુછું છું કે મારવું એ શું માનને પાત્ર છે? માનભરેલું મરણ મેલવવા માટે ખુનીનું ખંજર શું યોગ્ય નિમિત્ત છે? હું તેની સાફ ના કહું છું. કોઇ પણ ધર્મગ્રન્થમાં આવી રીતિ માટે પરવાનગી નથી. જો મને એમ જણાય કે હિન્દના છૂટકારા માટે અંગ્રેજોએ અહીંથી જતા રહેવું જોઈએ, તેઓને હાંકી કાઢવા જોઈએ, તો હું જાહેર કરવામાં આનાકાની નહિ કરૂં કે તેઓને જવું પડશે, અને હું ધારૂં છું કે તે માન્યતાના બચાવમાં મરવા હું તૈયાર હઇશ. મારા મતે, તે એક માનનીય મરણ કહેવાય. બૉંબ ફેંકનારો છુપા કાવત્રાઓ રચે છે, તે ખુલ્લી રીતે બહાર આવતા ડરે છે, અને જ્યારે પકડાય છે ત્યારે તે આડે માર્ગે દોરવાયલા પોતાના ઉત્સાહ માટે શીક્ષા વેઠે છે. મને એમ કહેવામાં આવ્યું છે કે આપણે જો આમ ન કર્યું હતે, જો થોડાક માણસોએ બોંબ ફેંકયા ન હતે, તો ભાગલાની ચલવળના અંગે આપણને જે કંઈ મળ્યું છે તે ન મલતે.

મિસિસ બિસાંટ: "મહેરબાની કરી તે વિષયબંધ કરો."

આજ વાત બંગાળમાં મેં કહી હતી. તે વખતે મિ. લિયો સભાના પ્રમુખ હતા. મને લાગે છે કે જે હું કહું છું તે જરૂરનું છે. મને બંધ કરવા કહેવામાં આવશે તો હું તે કબુલ કરીશ. (પ્રમુખ તરફ જોઈને) હું તમારા હુકમની વાટ જોતો ઉભો છું. જો તમને એમ લાગે કે અત્યારના મારા બોલવાથી હું દેશની અને સામ્રાજ્યની સેવા નથી કરતો, તો હું જરૂર બોલતો અટકીશ. ('ચાલુ રાખો'ના પોકાર.)

પ્રમુખ: મહેરબાની કરી તમારો હેતુ સમજાવો.

હું મારો હેતુ સમજાવું છું. હું માત્ર......(પાછો વચ્ચે અંતરાય.) મિત્રો, મહેરબાની કરી આ પ્રતિબંધની સામે ન

થાવ. આજ સાંજના મિસિસ બિસાંટ એમ ધારે છે કે મારે બોલવું બંધ કરવું. તે હિન્દને બહુ ચાહ્ય છે. અને તેને એમ લાગે છે કે તમો યુવકોની પાસે આ પ્રમાણે ખુલ્લી રીતે વાત કરવામાં હું ભૂલ કરૂં છું. તેમ છતાં, હું એટલું જ કહું છું કે બંને પક્ષમાં રહેલું વહેમનું વાતાવરણ હિન્દમાંથી દૂર કરવા ઈચ્છું છું. આપણે આપણા પ્રાપ્તવ્ય સુધી પહોંચવું હશે તો આપણને પરસ્પર પ્રેમ અને પરસ્પર વિશ્વાસ ઉપર રચાયેલું સામ્રાજ્ય જોશે. આપણે આપણા ઘરોમાં ગમે તે બોલીએ તેના કરતાં આ કોલેજની છાયા હેઠળ આપણે બોલીએ તે શું વધારે સારૂ નથી? હું એમ માનું છું કે આ વાતો આપણે ખુલ્લી રીતે કરીએ એ વધારે સારૂં છે. આ પ્રમાણે મેં અગાઉ કર્યું છે અને તેના પરિણામ ઉત્તમ આવ્યા છે. હું જાણું છું કે એવી કોઇ વાત નથી કે જેનો વાદવિવાદ વિદ્યાર્થીઓ નહિ કરતા હોય. એવી કોઈ વાત નથી કે જે વિદ્યાર્થીઓ જાણતા નથી. એટલે હું પ્રકાશ આપણા પોતા ઉપર જ નાખું છું. મને મારા દેશનું નામ અત્યંત પ્રિય છે. તેથી હું તમારી સાથે આ વિચારો અદલબદલ કરૂં છું, અને તમારી પાસે રજુ કરૂં છું કે હિન્દમાં બંડ માટે અવકાશ નથી. આપણે આપણા રાજ્યકર્તાઓને જે કંઇ કહેવું હોય તે આપણે નિખાલસ મને અને ખુલ્લી રીતે કહેવું જોઈએ, અને આપણે જે કહેવાનું છે તેનાથી તેઓ જો નારાજ થાય તો તેનું પરિણામ આપણે વેઠી લેવું જોઈએ. પરન્તુ આપણે તેઓને હલકા પાડવા ન જોઇએ. ઘણી નિંદાતી સનદી નોકરીના એક માણસ સાથે હું એક દહાડો વાત કરતો હતો. મારામાં અને તે નોકરીના માણસો વચ્ચે કંઈ બહુ સામ્ય નથી, છતાં જે રીતભાતથી તે મારી સાથે વાત કરતો હતો તેના માટે મને તેના વખાણ કર્યા વિના ચાલ્યું નહિ. તેણે કહ્યું: “ મિ. ગાંધી, તમે ઘડીભર પણ એમ માનો છો કે અમે બધા સનદી નોકરો ખરાબ છીએ, અને જે લોકો ઉપર અમે અમલ કરવા આવ્યા છીએ તેઓ ઉપર અમે જુલમ ગુજારવા માગીએ છીએ?” મેં કહ્યું કે નહિ. “ ત્યારે, તમને તક મળે તે વખતે આ બહુ નિંદાતી સનદી નોકરી વિષે બે બોલ બોલજો.”

અને અત્યારે હું તે વચન પાડું છું. હું કબુલ કરૂં છું કે હિન્દી સનદી નોકરીના ઘણા જણા નિર્વિવાદ રીતે બહુ ગર્વિષ્ટ છે. તેઓ ત્રાસ વર્તાવે છે, અને ઘણીવાર તેઓ અવિચારી જણાય છે. તેઓ માટે બીજા ઘણા વિશેષણો વાપરી શકાય એમ છે. હું આ બધુ કબુલ રાખું છું અને હું એ પણ કબુલ કરૂં છું કે હિન્દમાં અમુક વર્ષો રહ્યા પછી તેઓમાંના કેટલાક કેટલીક રીતે ઉતરી ગયા હોય છે. પરન્તુ તે શું બતાવે છે ? અહીં આવ્યા તે પહેલાં તેઓ લાયક માણસો હતા, અને તેઓ કંઇક નીતિભ્રષ્ટ થયા છે, તો તે આપણું પોતાનું જ પ્રતિબિંબ છે. ( નહિ એવો પોકાર. ) જરાક તમે પોતે વિચારી જુઓ; એક માણસ ગઈ કાલે સારો હોય અને મારા સંગમાં આવ્યા પછી તે ખરાબ નીવડે, તો તેના અધઃપાત માટે તે પોતે જોખમદાર છે કે હું ? હિન્દમાં તેઓના આવવાની સાથે જ, તેઓની આસપાસ ખુશામત અને જુઠાઈનું વાતાવરણ ફરી વળે છે. આ વાતાવરણ આપણામાંના ઘણાને હલકા પાડે છે, તેમ જ તેઓને પણ પાડે છે. કેટલીક વાર વાંક કબુલ કરવો સારો છે.

આપણને સ્વરાજ્ય જોતું હશે, તો આપણે તે લેવું પડશે. આપણને કદી પણ સ્વરાજ્ય આપવામાં આવશે નહિ. બ્રિટિશ સામ્રાજ્ય અને બ્રિટિશ પ્રજાનો ઇતિહાસ તપાસો. બ્રિટિશ પ્રજા સ્વતંત્રતાને ચહાનારી છે. છતાં, જે પ્રજા પોતાની મેળે જ સ્વતંત્રતા નહિ મેળવે, તેને તે અપાવવામાં કદી ભાગ નહિ લે. તમને રૂચે તો બૉર લડાઈમાંથી તમારા માટે સાર લ્યો. આ લોકો થોડાક વર્ષ ઉપર સામ્રાજ્યના શત્રુ હતા, પણ આજે મિત્ર બન્યા છે.

( એટલું બોલાઈ રહેતાં, વચ્ચે કોઇ બોલી ઉઠયું, અને માચડો ખાલી થવા લાગ્યો. એટલે ભાષણ ઓચીતું અહીં બંધ થયું.)

# હિંદુ વિશ્વવિદ્યાલયની સ્થાપના.*

## તે સમયે બનેલા બનાવનો ખુલાસો.

કાશીમાં બનેલા પ્રસંગને 'ન્યુ ઇંડીયા'માં મિસિસ બિસાંટે કરેલો ઉલ્લેખ અને બીજા થયેલા કેટલાક ઉલ્લેખોને લઇને, ગમે તેટલો તે વિષય અરૂચીકર હોવા છતાં ફરીથી હાથ ધરવો મને જરૂરનો જણાય છે. મિસિસ બિસાંટ રાજાઓના કાનમાં કંઈ કહેતા હતા તે વિષેનાં મ્હારા કથનનો તે ઈન્કાર કરે છે. હું એટલું જ કહી શકું છું કે જો હું મારી આંખો અને કાનો ઉપર વિશ્વાસ રાખી શકું, તો જે કથન મ્હેં કર્યું છે તેને મારે વળગી રહેવું જોઇએ. દરભંગાના મહારાજા જેઓ પ્રમુખ હતા, તેની બન્ને બાજુએ અર્ધવર્તુલ હતું; તેની ડાબી બાજુમાં મિસિસ બિસાંટની બેઠક હતી, અને ઓછામાં ઓછો એક રાજા, ઘણું કરી બે, તેની જોડે બેઠેલા હતા. જ્યારે હું બોલતો હતો, ત્યારે મિસિસ બિસાંટ લગભગ સાવ મ્હારી પાછળ હતા. રાજાઓ માચડો છોડી ગયા, તે પહેલાં જ મ્હેં બોલવું બંધ કર્યું હતું. મ્હેં તેમને નમ્રતાથી કહ્યું કે તેણે વચ્ચે અંતરાય ન નાખ્યો હતે તો ચાલતે, અને જો તેમને મારૂં ભાષણ માન્ય ન હતું, તો તેઓ મારૂં ભાષણ ખલાસ થયા પછી મારા વિચારોથી છૂટા પડી શકત. પરંતુ તેણે કંઈક ગરમ થઈને કહ્યું: "માચડા ઉપર બેઠેલા અમારા બધા ઉપર તમે આક્ષેપો કરતા હતા, તે વખતે અમે સાવ ગુપચુપ કેમ બેસી શકીએ? જે ટીકાઓ તમે કરી, તે તમારે ન હોતી કરવી જોઇતી." મિસિસ બિસાંટનો આ જવાબ તેઓની મારા માટેની કાળજી સાથે બરોબર બંધ બેસતો આવતો નથી; કારણ કે તેના પોતાના જ હેવાલ મુજબ ભાષણમાં અટકાયત કરવાનો હેતુ તે એક જ હતો. હું એમ કહું છું કે જો

તે મારો બચાવ જ કરવા માગતા હતે તો તે મારા હાથમાં એક ચીઠી સેરવી શકતે અથવા મારા કાનમાં પોતાની સલાહ કહી શકતે. અને વળી, જો તે મારા રક્ષણ માટે જ હતું તો રાજાઓ સાથે ઉઠી જઈ, અને તેઓની સાથે હોલમાંથી ચાલી જવાની શું જરૂર હતી?

* * * *

જાહેર જીવનના વિશ વર્ષના મારા અનુભવમાં મારે તોફાની સભાઓમાં અનેકવાર ભાષણ કરવા પડ્યા છે, અને હું એમ માનું છું કે શ્રોતૃવર્ગ ઉપર ભાષણની શું અસર થાય છે તે સમજવા જેટલો મને અનુભવ છે. હું બરોબર ધ્યાન રાખતો હતો કે મારા ભાષણની શું અસર થાય છે અને મને તો જરાપણ એમ જણાયું નથી કે વિદ્યાર્થીઓ ઉપર તેની ઉંધી અસર થતી હતી. તેઓમાંથી કેટલાક બીજે દિવસે મારી પાસે આવ્યા હતા, અને મને જણાવ્યું હતું કે તેઓ મારૂં બોલવું બરોબર સમજ્યા હતા, અને તે તેઓનાં મનમાં પણ ઉતર્યું હતું. તેઓમાંથી એકે જે વાદ-વિવાદમાં કુશળ હતો, તેણે, તો વળી મારી સાથે ચર્ચા કરી; અને મેં મારા ભાષણ દરમ્યાન જે મુદ્દા રજુ કર્યા હતા તે વિશેષ સ્પષ્ટ થવાથી, તેને તે વિષે ખાતરી થયેલી જણાઈ. અત્યાર સુધીમાં મેં હજારો વિદ્યાર્થીઓ અને બીજા મારા અનેક દેશ બંધુઓ પાસે દક્ષિણ આફ્રિકામાં, ઇંગ્લાંડમાં અને હિન્દમાં, વાતચિત કરી છે અને જે મુદ્દાઓ મેં તે દિવસે રજુ કર્યા હતા તેનાથી જ હું ઘણાઓને ખુની રીતોને અનુમોદન આપવામાંથી છોડાવી શક્યો છું.

છેવટમાં, મુંબઇવાળા મિ. એસ. ડી. સેટલરે, જેણે "હિન્દુ" માં મારા પ્રતિ અમિત્રતા રાખી આ બનાવ ઉપર લખાણ કર્યું છે, અને જેણે, હું ધારૂં છું કે કેટલીક રીતે મારા ઉપર સાવ અન્યાયી પ્રહારો કરવા ખૂબ પ્રયત્ન કર્યો છે, અને જે તે પ્રસંગે હાજર હતા, તે મિસિસ બિસાંટ કરતાં જુદાજ

*આ મુકી દીધેલા ભાગમાં ગાંધીજીએ પોતાના ભાષણના મુદ્દાઓ ગણાવ્યા છે અને સમજાવ્યા છે. તે ભાષણ ૩૨૧ મેં પાનેથી શરૂ થાય છે.

પ્રકારનો હેવાલ આપતા જણાય છે. તે માને છે કે સામાન્ય અસર એવી ન હતી કે હું ખુનીઓને ઉત્તેજન આપતો હતો, પરંતુ સનદી અમલદારનો બચાવ કરવાનો પાઠ ભજવતો હતો. મિ. સેટલરનો મારા ઉપરનો આખો આક્ષેપ બતાવે છે કે જો તે ખરા હોય તો હું બળજોરીને ઉત્તેજન આપવાના આરોપમાંથી જરૂર છૂટો રહું છું, અને મારો ગુન્હો તો ઝવેરાત વિગેરેને ઉલ્લેખ કરવામાં હતો.

મિસિસ બિસાંટ અને મને, બન્નેને પૂરો ન્યાય મળે, માટે હું આ નીચેની સૂચના કરવા ઈચ્છું છું. તે કહે છે કે જે વાકયથી રાજાઓ ઉઠી ગયા તે વાકય પોતાના બચાવમાં તે ટાંકવા નથી માંગતા, કારણ કે તેતો દુશ્મનોના હાથમાં પડવા જેવું છે. તેણે આગળ કરેલા ખુલાસા પ્રમાણે, મારૂં ભાષણ છૂપી પોલીસના હાથમાં પહોંચી ગયું છે, એટલે કે મારા બચાવ માટે તો તેમની ચૂપકીદી જરાપણ ઉપયોગી નહિ નીવડે. એટલે, કાં તો તેઓ શબ્દશઃ હેવાલ પ્રગટ કરે,–જો તેમની પાસે તે હોય તો,–અથવા મારા ભાષણના જે ભાવોએ તેમના વિચાર મુજબ, ભાષણમાં અટકાયત કરવાની અને રાજાઓને ચાલી જવાની ફરજ પાડી, તે રજુ કરે તો વધારે સારૂં.

એટલે જે મેં અગાઉ કહ્યું છે તે ફરીથી અહીં જણાવી હું આ ખુલાસો પુરો કરૂં છું. જો મિસિસ બિસાંટે અટકાયત ન કરી હતે તો થોડીક મિનિટમાં મેં મારૂં ભાષણ પુરૂં કર્યું હતે અને ખુનામરકી વિષેના મારા વિચારો માટે સહજ પણ ગેરસમજુતી ઉભી થઈ ન હતે.



ધર્માત્મા ગોપાલ કૃષ્ણ ગોખલે.

# ગોખલેજીનો જીવનસંદેશ.*

" જે કરે ભોગવે જેહ જે હોમે દેજ દાન જે,
જે તપે તપ કૌંતેય, તે મ્હને અર્પ સર્વ તું."

" હસતાં રમતાં પ્રગટ હરિ દેખું રે,
મારૂં જીવ્યું સફળ તવ લેખું રે,
મુક્તાનંદનો નાથ વિહારી રે,
ઓધા જીવન દોરી અમારી રે."

જે શબ્દો શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યા તે કેમ જાણે હિન્દ દેવીએ મહાત્મા ગોખલેજીને કહ્યા ને તેમણે ઉચકી લીધા હોય નહિ, તેવું વર્તન સદ્ગત મહાત્માનુ હતું. તેણે જે કર્યું, જે ભોગવ્યું, જે હોમ્યું, જે દાન દીધું, જે તપ તપ્યાં તે બધું હિન્દ માતાને અર્પ્યું હતું એ સર્વમાન્ય વાર્તા છે.

જે દશા ઓદ્ધવની મુકતાનંદે શ્રીકૃષ્ણ પ્રત્યે ચીતરી છે તે દશા સદ્ગત ગોખલેની હિન્દ પ્રત્યે હતી.

આવા જીવનનો સંદેશો શો હતો? તેમનો વારસો શો છે? મહાત્માએ એટલું પણ બાકી ન રાખ્યું. તેમનાં અવસાન સમયે હિન્દ સેવક સમાજના જે સેવકો હાજર હતા તેમને બોલાવીને આવા શબ્દો કહ્યાઃ—

"મારૂં જીવનવૃત્તાંત કરવામાં તમે ન રોકાશો, મારાં બાવલાં ઉભાં કરવામાં તમે કાળ ન ગાળશો, તમે હિન્દના ખરા સેવક હો તો તમે આપણા ઉદ્દેશો પાર પાડવામાં એટલે હિન્દની સેવામાં તમારૂં જીવન રેડજો."

*આ લેખ ભગિની સમાજ ચરિત્રપત્રિકામાં ૧૯૧૬ માં પ્રગટ થયો છે.

આ સેવા વિષે પણ તેમનાં મનના ઉદ્દગારો આપણી પાસે છે. કોંગ્રેસને નિભાવવી તે છે જ, ભાષણો લખાણો દ્વારા જનસમાજ પ્રત્યે દેશની ખરી સ્થિતિ મૂકવી તે પણ છે જ, દરેક હિન્દીને કેળવણી આપવાનો પ્રયત્ન કરવો તે પણ છે જ; આ બધું શા સારૂ? કઈ રીતે? એનો જવાબ આપવામાં તેમનું દૃષ્ટિબિન્દુ નજરે આવે છે. તેમણે સેવકસમાજનું ધોરણ રચતાં લખ્યું છે કે સેવકોનું કર્તવ્ય હિન્દનું રાજકીય જીવન ધાર્મિક બનાવવું એ છે. આમાં બધી વસ્તુનો સમાવેશ થાય છે. તેમનું જીવન ધાર્મિક હતું. જે સમયે તેમણે જે કર્યું હતું તે કેવળ ધાર્મિક વૃત્તિથી કરેલું એવી સાક્ષી મારો આત્મા પૂરે છે. વીસ વર્ષ પૂર્વે એ મહાત્માના ઉદ્દગારો કોઇ વેળા નાસ્તિકના જેવા ભાસતા. “ જે શ્રદ્ધા રાનડેની હતી તે મને નથી, હોય તો કેવું સારૂ?” એમ તેમણે એક વેળા કહેલું. પણ તે વેળા પણ તેમના કાર્યમાં હું ધર્મવૃત્તિ જોઈ શકતો હતો. તેમની શંકામાં જ ધર્મવૃત્તિ હતી એમ કહેવું અઘટિત નથી. જે પુરૂષ સાધુ જીવન ગાળે છે, જેની વૃત્તિઓ સાદી છે, જે સત્યની મૂર્ત્તિ છે, જે નમ્રતામય છે, જે સત્યનું સ્વરૂપ છે, જેણે પોતાપણાનો આત્યંતિક ત્યાગ કર્યો છે તે પુરૂષ પોતે જાણે અથવા ન જાણે તો પણ ધર્માત્મા છે. આવા પુરૂષ મહાત્મા ગોખલે હતા, એમ હું લગભગ વીસ વર્ષના તેમની સાથેના મારા અનુભવમાં જોઈ શકયો હતો.

સને ૧૮૯૬ ની સાલમાં નાતાલના ગીરમીટના સવાલ બાબત ચર્ચા મેં હિન્દમાં ચલાવી હતી. તે વેળા હિન્દના આગેવાનોને માત્ર નામથી જ જાણતો. તે પ્રસંગે કલકત્તા, મુંબઇ, પુના અને મદ્રાસમાં વસતા આગેવાનોના પ્રસંગમાં હું પહેલવહેલો આવેલો. સદ્દગત ગોખલે રાનડેના શિષ્ય તરીકે ત્યારે ઓળખાતા હતા. ફરગ્યુસન કોલેજને પોતાનું જીવન ત્યારે અર્પી ચૂકયા હતા. હું કેવળ બીન અનુભવી જવાન હતો. અમારી પહેલી મુલાકાત જ્યારે પુનામાં થઇ ત્યારે જ અમારી વચ્ચે જે ગાંઠ બંધાઇ તે બીજા કોઈ આગેવાન ને મારી વચ્ચે ન બંધાઈ. મહાત્મા ગોખલેજી વિષે મેં જે સાંભળ્યું હતું તે તો મેં પ્રત્યક્ષ

અનુભવ્યું, પણ તેમના મુખાર્વિંદની કોમળતાએ મારાં મન ઉપર જે અસર કરી તે હું હજુ ભૂલી શકયો નથી. તેમને મેં તુરત જ ધર્મમૂર્તિ તરીકે ઓળખ્યા. રાનડેજીના પણ મને તે વેળા દર્શન થયેલાં. પણ તેમના અંતરમાં હું પ્રવેશ નહોતો કરી શકયો. તેમને હું માત્ર ગોખલેજીના ગુરૂ તરીકે જાણી શકેલો. તેઓ વયે અનુભવે મારાથી બહુ મ્હોટા હતા તેથી અથવા તો બીજા ગમે તે કારણ હો, પણ હું જેમ ગોખલેજીને ઓળખી શકયો તેમ રાનડેજીને ન ઓળખી શકયો.

૧૮૯૬ ના ઉપર પ્રમાણે વર્ણવેલા સમાગમ પછીથી ગોખલેજીનું રાજકીય જીવન મને આદર્શરૂપે થઈ રહેલું. ત્યારે જ મારા હૃદયમાં તેમણે મારા રાજ્યગુરૂ તરીકે નિવાસ કર્યો. તેમણે સાર્વજનિક સભાનું ત્રિમાસિક લખ્યું, તેમણે ફરગ્યુસન કોલેજમાં શિક્ષણ આપી કોલેજને દીપાવી. તેમણે વેલ્બી કમિશનમાં જુબાની આપી પોતાની ખરી ઝવેરાત હિન્દને બતાવી આપી, તેમની કુશળતાની એવી રૂડી છાપ તેમણે લોર્ડ કર્ઝન ઉપર પાડેલી કે જે કોઇથી ન ડરતા તે સદ્ગત ગોખલેથી ડરતા. તેમણે વડી ધારાસભામાં મહત્ કાર્યો કરી હિન્દને ઉજવળ કર્યું. પબ્લીક સર્વિસ કમિશનમાં પોતાની જીન્દગીને જોખમે તેમણે સેવા કરી. આ અને આવા અનેક કામો તેમણે કર્યાં. તેનું વૃત્તાંત બીજાઓ મારા કરતાં બહુ વધારે સારૂ આપી ચુકયા છે. વળી તેમનો સંદેશો જે મેં માન્યો છે અને જે ઉપર વર્ણવ્યો છે તે આ કાર્યોમાંથી સ્પષ્ટ રીતે ઘટાવી શકાય એમ ન કહેવાય. એટલે આ લેખમાં જે મેં પોતે અનુભવ્યું છે ને જે તેમના સંદેશાના પુરાવા રૂપે છે તે જ આપી લેખ પૂરો કરવા ધારૂં છું.

સત્યાગ્રહની લડતે તેમનાં મન ઉપર એવી ઉંડી છાપ પાડી કે તેમની તબીયત બીલકુલ કબુલ કરે તેમ ન હતું, છતાં દક્ષિણ આફ્રિકાની મુસાફરી કરવાનો તેઓએ નિશ્ચય કર્યો. સને ૧૯૧૨ ની સાલમાં તેઓ દક્ષિણ આફ્રિકા પધાર્યા. ત્યાંના હિંદવાસીઓએ તેમને બાદશાહી માન આપ્યું. કેપટાઉનમાં ઉતર્યા તેને બીજે જ દિવસે ત્યાંના ટાઉન હૉલમાં સભા હતી.

ત્યાંના મેયર પ્રમુખ હતા. ગોખલેજીની તબીયત મેળાવડાઓમાં ભાગ લેવા અને ભાષણો કરવા જેવી જરાએ ન હતી. પણ તેમને સારૂ જે અસંખ્ય ને મહેનત આપનારી ગોઠવણો ઘડાઈ ચૂકી હતી તે બધી તેમણે કાયમ રહેવા દીધી. તે નિશ્ચયને આધીન થઈ પહેલી ટાઉનહૉલની સભામાં હાજર થયા. પહેલે જ અનુભવે તેમણે કેપટાઉનના ગોરાનાં મન હરી લીધાં. બધાંનાં મનમાં એવી છાપ પડી કે આ કોઈ પવિત્ર આત્મા દક્ષિણ આફ્રિકામાં આવેલ છે. મિ. મેરિમેન જે દક્ષિણ આફ્રિકામાં મહાન નેતા ગણાય છે ને જે ઉદાર અને ચારિત્રવાળા પુરૂષ છે તેમણે પોતાની સાથેની મુલાકાત વખતે આ શબ્દો કહેલાઃ–" સાહેબ, આપના જેવા પુરૂષો અમારી ભૂમી પર આવે છે ત્યારે અમારૂં વાતાવરણ પવિત્ર બને છે."

જેમ સદ્દગત ગોખલે પોતાના પ્રવાસમાં આગળ વધ્યા તેમ આ પ્રાથમિક અનુભવ વધારે દૃઢ થતો ગયો. જગે જગે ક્ષણભર તો ગોરા ને ઘઉં વર્ણ વચ્ચેનો ભેદ જતો રહ્યો. દરેક જગ્યાએ કેપટાઉન જેવા મેળાવડા થયેલા. ત્યાં ગોરા ને હિન્દી એક પંક્તિએ બેસતા ને સદ્દગત ગોખલેને એક સરખું માન આપી પોતે માન લેતા. જોહાનિસબર્ગમાં તેમનાં માનમાં ખાણું આપવામાં આવ્યું હતું. ત્યાં લગભગ ત્રણસે નામાંકિત ગોરા હાજર હતા. ત્યાંના મેયર પ્રમુખપદે બીરાજ્યા હતા. જોહાનિસબર્ગના ગોરા કોઈનાં તેજમાં અંજાઇ જાય એવા નથી. તેઓમાં કેટલાક જેમ કરોડાધિપતિ છે તેમ માણસોને ઓળખનારા છે. તેઓ સદ્દગત ગોખલે સાથે હાથ મેળવવાની હરિફાઈ કરતા હતા. આનું કારણ એક જ હતું. સદ્દગત ગોખલેનાં ભાષણમાં શ્રોતૃવર્ગ તેમનો પોતાના દેશ પ્રત્યે ઉભરાઇ જતો પ્રેમ અને તેની સાથે તેમની ન્યાયદષ્ટિ જોઈ શકયા. દેશને સારૂ તેમણે સંપૂર્ણ માનમરતબો ઇચ્છ્યાં પણ પોતે બીજા દેશનું અપમાન ન ઇચ્છયું. પોતાના દેશના સર્વ હક્કો જાળવવાને સારૂ તેમની જેટલી તત્પરતા હતી તેટલી જ તેમ કરતાં બીજાના હક્ક ન ડુબે એવી તેમની આકાંક્ષા હતી. આથી તેમનાં વચનમાં બધાને સ્વાભાવિક માધુર્ય લાગતું.

સદ્‌ગત ગોખલેની માન્યતા હતી કે દક્ષિણ આફ્રિકામાં તેમનું સરસમાં સરસ ભાષણ જોહાનિસબર્ગમાં કરવામાં આવ્યું હતું. તે ભાષણ પોણા કલાકથી ઉપરાંત ચાલ્યું હતું. છતાં શ્રોતાઓમાંના કોઇ કાયર થયેલા એવો આભાસ મારી ઉપર ન પડ્યો. આ ભાષણ તેમણે કેવી રીતે કર્યું? તેની તૈયારી તેમણે છ દહાડા અગાઉથી કરવા માંડેલી. તેને સારૂ જોઈતો ઈતિહાસ જાણી લીધો, જોઈતા આંકડાઓ યાદ કરી લીધા; પછી પોતે આગલી રાતે જાગીને પોતાની ભાષા ગોઠવી લીધી. પરિણામ મેં જણાવ્યું તે આવ્યું. તેમણે ગોરાઓ અને પોતાના બંનેને સંતોષ્યા.

જનરલ બોથા અને જનરલ સ્મટ્સને જ્યારે તેઓ દક્ષિણ આફ્રિકાની રાજધાની પ્રીટોરીઆમાં મળ્યા ત્યારે તેને સારૂ તૈયાર થવામાં જે ખંત વાપરેલી તે હું મરણ સુધી ભૂલું તેમ નથી. મુલાકાતની આગલી તારીખે મિ. કેલનબેકની ને મારી પૂરી હાજરી લીધી. પોતે સવારના ત્રણ વાગે ઉઠ્યા. અમને બંનેને ઉઠાડ્યા. તેમને આપેલું સાહિત્ય તેમણે વાંચી લીધું હતું. હવે મારી ઉલટ તપાસ કરવી હતી ને તેમ કરી પોતે પૂરી તૈયારી કરી હતી કે નહિ એ જાણી લેવું હતું. મેં તેમને વિનયપૂર્વક કહ્યું કે "આટલી મહેનતની જરૂર નથી. અમને હાલ કંઇ નહિ મળે તો અમે લડી લેશું પણ અમારી સગવડને સારૂ અમે આપનો ભોગ આપવા નથી માગતા." પણ જે પુરૂષે પોતાનો આત્મા પોતાના સર્વ કાર્યમાં રેડવાની ટેવ પાડી હતી તે મારા શબ્દો ઉપર કેમ ધ્યાન આપે? તેમની ઉલટ તપાસનું હું શું વર્ણન કરૂં? તેમની કાળજીનાં શાં વખાણ કરૂં? આવી મહેનતનું એક જ પરિણામ આવે. પ્રધાનમંડળે સદ્‌ગત ગોખલેને વચન આપ્યું કે સત્યાગ્રહીઓની માગણી કબૂલ રાખનારો કાયદો મુલાકાત પછીની ત્યાંની પાર્લમેન્ટની આવતી બેઠકમાં લાવવામાં આવશે ને ગીરમીટીયા પરનો ત્રણ પાઉંડનો વાર્ષિક કર રદ થશે.

એ વચન નીમેલે વખતે ન પળાયું. પછી સદ્‌ગત ગોખલે ચુપ બેસી રહ્યા? ક્ષણ વાર નહિ. મારી ખાત્રી છે કે ૧૯૧૩ની સાલમાં તે વચન પળાવવા ખાતર તેમણે જે પરિશ્રમ વેઠ્યો

તેથી તેમની જીન્દગીનાં દશેક વર્ષ તો ઓછાં થવાં જોઈએ આમ તેમના દાક્તરોએ માન્યું છે. એ વર્ષમાં હિન્દને જગાડવામાં, પૈસા એકઠા કરવામાં તેમણે જે મહેનત કરી તેનો ખ્યાલ આપવો મુશ્કેલ છે. દક્ષિણ આફ્રિકાના સવાલે હિન્દને હલાવી મૂક્યું હતું. એ પ્રતાપ સદ્ગત ગોખલેના હતા. તવારીખમાં રહી જશે એવું ભાષણ મદ્રાસમાં લૉર્ડ હાર્ડિંજે કર્યું. તે પ્રતાપ પણ તેમના. તેમના ગાઢ પરિચયમાં રહેનારાઓ સાક્ષી પૂરે છે કે દક્ષિણ આફ્રિકાના સવાલની ફિકરમાં તેઓ ખાટલાવશ થયા. તેમ છતાં છેવટ સુધી પણ તેમણે આરામ લેવાની ના પાડી. દક્ષિણ આફ્રિકાના લાંબા કાગળો જેવડા તાર મધરાતે આવતા ને તેજ ક્ષણે વાંચતા. જવાબો તે જ ક્ષણે ઘડતા, તે જ ક્ષણે લૉર્ડ હાર્ડિંજ પર તાર જતા, ને તે જ ક્ષણે છાપાઓને આપવા યોગ્ય નોંધો તૈયાર થતી. તે સવાલની ઉપર ધ્યાન દેવામાં ખાવાનું બંધ રહેતું, સુવાનું બંધ રહેતું, દિવસ અને રાતનો તફાવત રદ કરવામાં આવ્યો હતો. આવી અનન્ય નિઃસ્વાર્થ ભક્તિ તો ધર્માત્મા હોય તે જ કરી શકે.

હિન્દુ અને મુસલમાનના સવાલમાં પણ તેમની કેવળ ધાર્મિક દૃષ્ટિ હતી. એક સમયે સાધુને વેશે હિન્દુપણાનો દાવો કરનાર એક પુરૂષ તેમની પાસે આવ્યો. તેની ઈચ્છા મુસલમાનને નીચા ગણાવી હિન્દુને વધારવાની હતી. આ દાવમાં સદ્ગત ગોખલે ન આવ્યા, ત્યારે તેમની ઉપર હિન્દુપણાને સારૂ અભિમાન નથી એવો આરોપ મૂકયો. સદ્ગત ગોખલેએ ભમર ચઢાવી હૃદયભેદક સુરમાં જવાબ આપ્યો કે 'જો તમે કહો છો તેમ કરવામાં હિન્દુપણું હોય તો હું હિન્દુ નથી. તમે મારી પાસેથી વિદાય થાવ.' સંન્યાસી સંન્યાસીને મેલી ચાલી ગયો.

સદ્ગત ગોખલેમાં નિર્ભયતાનો ગુણ ભારે અંશે હતો. ધર્મનિષ્ઠામાં આ ગુણ લગભગ પહેલું સ્થાન ભોગવે છે. લેફ્ટેનન્ટ રૅંડના ખુન પછી પુનામાં ત્રાસ છુટ્યો હતો. આ વેળા સદ્ગત ગોખલે વિલાયતમાં હતા. તેમણે પુનાના બચાવમાં ત્યાં ભાષણ

કર્યું તે જગજાહેર છે. તેમાં કહેલી કેટલીક હકીકત પાછળથી સાબીત થઇ શકે એવું ન બન્યું. તેઓ થોડી મુદ્દત બાદ દેશ આવ્યા. તેમણે અંગ્રેજી સિપાહીઓ જેની ઉપર આક્ષેપો કર્યા હતા તેમની માફી માગી. તે માફીથી હિન્દુસ્થાનનો કેટલોક પ્રજાવર્ગ નારાજ પણ થયો. મહાત્માને કેટલાકોએ સલાહ આપી કે તેમણે જાહેર કામ છોડી દેવું જોઈએ. ભીરુતાનો આરોપ મૂકતાં પણ કોઇક અજ્ઞાન હિન્દી અચકાયા નહિ. આ બધાને તેમણે એક જ જવાબ બહુ ગંભીર ને મીઠી ભાષામાં આપ્યો: ‘જે (દેશસેવાનું) કાર્ય મેં કોઇના હુકમથી માથે લીધું નથી તે હું કોઇના હુકમથી છોડી પણ શકતો નથી. મારી ફરજ બજાવતાં હું પ્રજામત મારી તરફ રાખી શકું તો સારૂ પણ જો હું તેટલો ભાગ્યશાળી ન થાઉં તો પણ સારૂં જ હશે.” કરવું એ તેમણે ધર્મ માન્યો. કાર્ય કરતાં પ્રજામત ઉપર તેની શી અસર થશે એનો વિચાર તેમણે સ્વાર્થ દૃષ્ટિએ કદી કર્યો હોય એવો અનુભવ મને નથી થયેલો. જો દેશને ખાતર સૂળીએ ચઢવું પડે તો તે કાર્ય નિડરપણે, હસમુખે ચહેરે કરવાની તેમનામાં શક્તિ હતી એમ મારી માન્યતા છે. હું જાણું છું કે ઘણી વેળા તેમને સારૂ સૂળી ઉપર ચઢવું એ જે દશામાંથી તેઓ નીકળી ચુકયા તેમાં રહેવા કરતાં ઘણું સહેલ હતું. આવી વિકટ સ્થિતિ તેમની એકથી વધારે વાર થયેલી, પણ તેમણે પાછી પાની કરી જ નથી.

આ બધા દાખલાઓમાંથી સાર એવો નીકળતો જણાય છે કે જો આપણે આ મહાન્ દેશભક્તના જીવનમાંથી કંઇ લેવું હોય તો તેમની ધાર્મિક વૃત્તિનું અનુકરણ કરવાનું છે. આપણે સહુ વડી ધારાસભામાં પેશી શકતા નથી, તેમાં પેશવામાં દેશસેવા થઈ જ જાય છે એવું આપણે હમેશાં જોયું નથી. આપણે સહુ પબ્લીક સર્વિસ કમિશનમાં જઈ નથી શકતા અને જનાર બધા દેશના ભક્ત જ હોતા નથી, આપણે સહુ તેમની વિદ્વત્તા મેળવી શકતા નથી અને વિદ્વાન માત્ર દેશના સેવક હોય છે એવું અનુભવતા નથી. પણ આપણે બધા નિર્ભયતા, સત્યતા, ધૈર્ય, નમ્રતા, ન્યાયબુદ્ધિ, સરળતા, અડગતા વિગેરે

ગુણો કેળવી દેશને અર્પણ કરી શકીએ છીએ. આ ધાર્મિક વૃત્તિ છે. રાજકીય જીવન ધર્મમય કરવું એ મહા વાકયનો આ અર્થ છે. એ પ્રમાણે વર્તનારને પોતાનો રસ્તો હમેશાં સૂજી રહેશે એ સદ્દ્ગત ગોખલેના વારસામાં ભાગીદાર થશે. એ નિષ્ઠાથી કામ કરનારને જે બીજી વિભૂતિઓની જરૂર પડશે તે પ્રાપ્ત થશે એવું ઇશ્વરી વચન છે. ને સદ્દ્ગત ગોખલેનું જીવન તેનો મહાન્ પુરાવો છે.

# ગોખલેજી અને એમનો મહામંત્ર.*

ગોખલે સંવત્સરી સમયે સ્વર્ગસ્થ મહાત્માનાં ભાષણોનો અનુવાદ બહાર પાડવાનો વિચાર પ્રથમ મને સુઝેલો હોવાથી પહેલાં પુસ્તકની પ્રસ્તાવના હું જ લખું એ કંઈક અંશે યોગ્ય છે. ગોખલે સંવત્સરી આપણે સદાય ઉજવતા રહીશું એવી ધારણા છે. હરેક અવસરે ભજનકીર્તન કરી ભાષણો આપી વિસર્જન થવું એમાં ઘણીવેળા કાળક્ષેપ થાય છે, અને કોઈ લાભ ઉઠાવતું નથી. ભાષણોના મહિમા કરતાં કાર્યનો મહિમા વધે એ હેતુથી અને ઉજવવાની ક્રિયામાંથી પ્રજા કાંઇક સંગીન લાભ પ્રતિવર્ષ મેળવી શકે એમ ધારી સંવત્સરીના વ્યવસ્થાપકોએ ગયે વર્ષે એવો ઠરાવ કર્યો કે એ નિમિત્તે કાંઈક ઉપયોગી પુસ્તક માતૃભાષામાં બહાર પાડવું. સાથે કયું પુસ્તક એ પણ નિશ્ચય કરી લીધો, અને પસંદગી સ્વાભાવિક રીતે સ્વર્ગસ્થ મહાત્માનાં ભાષણોની થઈ.

અનુવાદ ગુજરાતી સાહિત્યમાં દીપી નીકળે એવો, એ મહાન્ પુરુષનાં પવિત્ર વચનો જેવાં મૂળમાં શોભી રહ્યાં છે તેવી શોભા બને તેટલે પ્રયત્ને આપણી ભાષામાં જળવાય એવો, આદર્શરૂપ હોવો જોઇએ, એવી સહુની ઇચ્છા હતી. આ કામ પૈસા આપતાં ન બનવા જોગ હતું; સ્વયંસેવકોથી જ થાય એવું હતું; એવા સ્વયંસેવકો તો મળી આવ્યા; છતાં હજુએ બન્યું છે કે નહિ એ તો ભવિષ્યમાં જણાશે. જે ભાગની આ પ્રસ્તાવના છે તે ભાગના અનુવાદક રા. રા. મહાદેવ હરિભાઇ દેશાઈ છે. એમને વિષે કશી ઓળખાણ આપવાનું અહીં પ્રયોજન નથી. હું માત્ર એટલુંજ કહીશ કે એ ગુર્જર સાહિત્યના પ્રેમી છે,

* ગો. કૃ. ગોખલેના વ્યાખ્યાનો, પુસ્તક ૧ ની પ્રસ્તાવના રૂપ આ લેખ પ્રગટ થયો છે. ( ૧૯૧૮. )

વિષય એમનાથી અજાણ્યો નથી, અને સ્વર્ગસ્થ મહાત્માના હજારો પૂજારીમાંના એ પણ એક છે. પોતાનું કાર્ય એમણે અતિ ઉત્સાહથી અને પ્રેમભાવથી કર્યું છે, એટલે આશા રાખી શકાય કે આ અનુવાદ ગુર્જર સાહિત્યમાં સ્થાન મેળવશે.

ગયા વર્ષની સંવત્સરીમાં પુસ્તક પ્રકટ કરવાનો ઠરાવ બહાર પડશે એમ મુંબઈની હોમ રૂલ લીગે જાણ્યું, કે તુરત તેના મંત્રીઓએ ઉદાર મદદ આપવાને તાર કર્યો, અને પાછળથી ત્રણ હજાર રૂપીઆ જેટલી મોટી રકમ આ કામ માટે મંજુર કરી; એટલે વ્યવસ્થાપક મંડળને દ્રવ્ય એકઠું કરવાની કશીએ ચિંતા ન રહી, વગર સંકોચે આવે મોંઘવારીને સમયે પણ છપામણી, કાગળ પૂંઠાં, વગેરેનું સૌંદર્ય જાળવવાની તે મંડળની ઈચ્છા તૃપ્ત થઈ. આ ઉદારતાને સારૂ હોમ રૂલ લીગને ધન્યવાદ ઘટે છે.

ઉપલા પારેગ્રાફ એ તો પ્રસ્તાવનાની પ્રસ્તાવના રૂપે છે. ખરી પ્રસ્તાવના સ્વર્ગસ્થને વિષે કાંઈ પણ લખવું એ છે. પણ શિષ્ય ગુરૂ વિષે શું લખે? કેમ લખે? શિષ્યનું લખવું એ એક વિચારે ઉદ્ધતાઈ જ ગણાય. ખરો શિષ્ય તો એ કે જે ગુરુમાં શમી જાય. એટલે એ ટીકાકાર તો હોયજ નહિ. દોષ જુએ એ ભક્તિ જ નથી, અને ગુણદોષનું પૃથક્કરણ ન કરી શકે એવા લેખક પાસેથી પ્રજાજન કાંઈપણ સ્તુતિનો અંગીકાર ન કરે તો ફરિયાદને અવકાશ નથી. શિષ્યનું આચરણ એજ તેની ગુરુ ઉપરની ટીકા છે. ગોખલેજી મારા રાજ્યગુરુ હતા એમ મેં ઘણીએવાર કહ્યું છે. એટલે એમને વિષે લખવા હું મને અસમર્થ ગણું છું, જે લખું તે મને ન્યૂનજ લાગે. મને લાગે છે કે ગુરુ શિષ્ય વચ્ચેનો સંબંધ કેવળ આધ્યાત્મિક છે. એ ગણિતશાસ્ત્રનાં ધોરણ ઉપર રચાતો નથી. એક ક્ષણની અંદર, જાણે કે અનાયાસે, થયો હોયની તેમ એ સંબંધ બંધાય છે અને બંધાયા પછી કદી તુટી શકતો નથી.

ઈ. સ. ૧૮૯૬ ની સાલમાં અમારી વચ્ચે એ સંબંધ બંધાયો. એ વેળા મને તો એ સંબંધનું જરાએ ભાન ન હતું, એમને

પણ ન હતું. એજ સમયે ગુરુના ગુરુને,† લોકમાન્ય ટિળકને, સર ફિરોજશાહ મહેતાને, ન્યાયમૂર્તિ બદ્રુદ્દિન તૈયબજીને, ડા. ભાંડારકરને, તેમજ બંગાળ અને મદ્રાસના નેતાઓને નમસ્કાર કરવાનો શુભ પ્રસંગ મને મળ્યો હતો. હું છેક તરુણ વયનો હતો. બધાએ મારા ઉપર પ્રેમનો વર્ષાદ વરસાવ્યો હતો. એ પ્રસંગો મારી જીંદગીમાં ન ભૂલી શકાય એવામાંના હતા. પણ જે શીતળતા મને ગોખલેજીના પ્રસંગથી મળી તે બીજાઓ પાસેથી હું મેળવી ન શક્યો. ગોખલેજીએ મારા ઉપર વધારે વ્હાલ રેડેલું એવું મને જરાએ સ્મરણ નથી. જો મ્હારે વ્હાલના આંકડાજ મૂકવા હોય તો મને એવું સ્મરણ છે કે ડા. ભાંડારકરે જે અપૂર્વ ભાવ મારા ઉપર પ્રદર્શિત કરેલો તેવો બીજા કોઇએ નહિ કરેલો. તેઓએ મને કહેલું: ‘ હું હાલ જાહેર કામમાં ભાગ લેતો નથી, પણ તારેજ ખાતર તારા સવાલને વિષેની સભામાં પ્રમુખસ્થાન લેવા ધારૂં છું. ’ એમ છતાં મને કેવળ ગોખલેજ બાંધી શક્યા. આ સંબંધે કાંઈ વિશેષ પરિણામ તુરતમાં નહિ પકડેલું. પણ ૧૯૦૨ ની સાલમાં જ્યારે કલકત્તાની કૉંગ્રેસ વેળા હું હાજર હતો તે વખતે મને મારી શિષ્યદશાનું સંપૂર્ણ જ્ઞાન થયું. ઉપરના ઘણાખરા બધા નેતાઓનાં દર્શનનો લાભ મને આ વખતે ફરી મળ્યો. મેં જોયું કે ગોખલેજી મને ભૂલી ગયા ન હતા એટલુંજ નહિ પણ તેમણે તો મારી બાંહ્ય પકડી. સ્થૂલ પરિણામ તેને અનુસરતાં આવ્યાં. મને પોતાને ઘેર ઘસડી ગયા. વિષયવિચારિણી સભામાં મને ધાસ્તી લાગી કે હું તો રખડ્યો. ઠરાવોની ચર્ચા ચાલી રહી હતી, ત્યારે મારા ખીસામાં પણ દક્ષિણ આફ્રિકા વિષે એક ઠરાવ પડ્યો છે એવું કહેવાની મારી હિંમત તો છેવટ સુધી ન ચાલી. રાત તો મારે સારૂ રોકાયજ નહિ. નેતાઓ કામ સમેટી લેવા અધીરા થયા. હમણાં ઉઠી જશે એવા ભયથી હું કાંપી રહ્યો હતો. ગોખલેજીને પણ યાદ દેવાની મારી હિંમત ન ચાલી; તેટલામાં તો તે બોલી ઉઠ્યા: ‘ ગાંધીની પાસે દક્ષિણ આફ્રિકાના

† ન્યાયમૂર્તિ રાનડે.

હિન્દીઓ બાબત એક ઠરાવ છે તે આપણે વિચારવો પડશે.'
મારા આનંદનો તો પારજ ન રહ્યો. કોંગ્રેસનો આ મારો પહેલો અનુભવ હતો, એટલે કોંગ્રેસમાં પસાર થતા ઠરાવોની કિંમત મારી નજરે બહુ હતી. ત્યાર પછીના પ્રસંગો ઘણા છે, અને તે બધા પવિત્ર છે. પણ હાલ તો એમનો જે મહામંત્ર મેં માન્યો છે, તેનું વર્ણન કરીને પ્રસ્તાવના પૂરી કરવી ઉચિત જણાય છે.

આ કઠણ કળિકાળમાં સ્વચ્છ ધર્મવૃત્તિ કોઈકે જ જગ્યાએ જોવામાં આવે છે. ઋષિઓ, મુનિઓ, સાધુઓનું નામ ધરાવી જેઓ હાલ ભ્રમણ કરતા જોવામાં આવે છે તેમાં આ વૃત્તિ ભાગ્યેજ જોવામાં આવે છે. તેઓ ધર્મના ખજાનચી નથી એ તો સૌ કોઈ જોઈ શકે છે. એકજ સુંદર વાકયમાં ધર્મ કયાં હોઈ શકે એ ભક્તશિરોમણિ કવિ નરસિંહ મહેતાએ બતાવી આપ્યું છેઃ

"જયાં લગી આતમા તત્ત્વ ચીન્યો નહિ,
ત્યાં લગી સાધના સર્વ જૂઠી."

આવું તેના અનુભવસાગરમાંથી નીતરી આવેલું તેનું વચન છે. એ ઉપરથી આપણે જાણી લઇએ છીએ કે મહાતપસ્વી, મહાયોગી જે યોગની બધી ક્રિયાઓ જાણતો હોય, તેમાં પણ ધર્મ વસે છે એમ હમેશાં હોતું નથી. ગોખલેજીએ આત્મતત્ત્વની સરસ ઓળખ કરી હતી, એ વિષે મને જરાએ શંકા નથી. તેમણે ધર્મનો દેખાવ કદી નથી કર્યો, એમ છતાં તેમનું જીવન ધર્મમય હતું. યુગે યુગે મોક્ષ માર્ગે લઈ જનારી પ્રધાન પ્રવૃત્તિઓ જોવામાં આવી છે. જયારે જયારે ધર્મની શિથિલતા જોવામાં આવે છે ત્યારે ત્યારે ધર્મજાગૃતિ કોઈ પ્રધાન પ્રવૃત્તિથી થયેલી હોય છે. આવી પ્રવૃત્તિ હમેશાં તે તે સમયના વાતાવરણની સાથે સંબંધ રાખતી હોય છે. આ સમયે આપણી પડતી દશા આપણી રાજયદ્વારી સ્થિતિમાં જોઇએ છીએ. અપૂર્ણ વિચારને લઇને આપણે એમ માની લઇએ છીએ કે રાજયદ્વારી સ્થિતિ સુધરે તો પડતીમાંથી ચઢતી તુરત થાય. આ વાકય એક પક્ષે જ ખરૂં છે. રાજયદ્વારી સ્થિતિ સુધરે નહિ ત્યાં સુધી ચઢતી

થાય નહિ. પણ રાજ્યદ્વારી સ્થિતિમાં ગમે તે પ્રકારે પરિવર્તન થાય તોયે ચઢતીજ થાય એવું કાંઈ નથી. એ પરિવર્તન નીપજાવનારાં સાધનો મેલાં હોય તો પરિવર્તન ઉન્નતિ ન હોય પણ અવનતિ હોવાનો બહુ સંભવ રહે. સ્વચ્છ સાધનથીજ રાજ્યદ્વારી સ્થિતિમાં થયેલું પરિવર્તન આપણને ઉચ્ચ માર્ગે લઈ જાય. આ ગોખલેજીએ પોતાની જાહેર જીંદગીના આરંભમાંજ જોયું એટલુંજ નહિ પણ એ સિદ્ધાંતને તેમણે અમલમાં મૂકયો. લોકજાગૃતિ માત્ર રાજ્યદ્વારી પ્રવૃત્તિદ્વારાજ થઈ શકતી હતી, એ તો સૌએ જોયેલું. એ પ્રવૃત્તિને જો ધર્મનું સ્વરૂપ અપાય તો રાજ્યદ્વારી પ્રવૃત્તિ મોક્ષમાર્ગ દર્શાવનારી થઈ પડે. આવો ભવ્ય વિચાર તેમણે પોતાની હિન્દ સેવક સમાજ પાસે અને પ્રજા સમક્ષ મૂકેલો. તેમણે દઢતાપૂર્વક કહ્યું કે આપણી રાજ્યદ્વારી પ્રવૃત્તિ જ્યાં સુધી તેમાં ધર્મવૃત્તિ દાખલ ન થાય ત્યાં સુધી શુષ્ક રહેવાની. “ ટાઈમ્સ ઑફ ઇંડીયા ” ના લેખકે તેમનાં અવસાનની નોંધ લેતાં ગોખલેજીનાં કાર્યની આ વિલક્ષણતા ઉપર ધ્યાન ખેંચ્યું હતું, અને રાજ્યદ્વારી સંન્યાસી બનાવવાનો તેમનો પ્રયત્ન સફળ થશે કે નહિ એ વિષે શંકા બતાવી તેમણે વારસામાં મૂકેલી હિન્દ સેવક સમાજને સાવધાન કરી હતી. આ જમાનામાં રાજ્યદ્વારી સંન્યાસી જ સંન્યાસને દીપાવી શકવાના છે. બીજા પ્રાયઃ ભગવું લજવનારા જ હશે. શુદ્ધ ધર્મમાર્ગે જનારો કોઈપણ ભારતવાસી રાજ્યપ્રકરણી કાર્યોમાં ભાગ લીધા વિના ભાગ્યે જ રહી શકે. એટલે બીજા રૂપમાં કહેતાં શુદ્ધ ધર્મમાર્ગી લોકસેવાનો અંગીકાર કર્યા વિના રહી જ શકતો નથી, અને રાજ્યતંત્રની જાળમાં આપણે બધા એટલે બધે દરજ્જે ગુંચવાયલા છીએ કે રાજ્યતંત્રમાં પડ્યા વિના લોકસેવા સંભવિત નથી. જે ખેડુતો અસલના વખતમાં રાજ્યાધિકારી કોણ છે તેને વિષે અજ્ઞાત રહેવા છતાં પોતાનું સરળ જીવન નિર્ભયપણે ગુજારી શકતા હતા, તેઓની એવી નિરાળી સ્થિતિ હવે રહી નથી. આવે સમયે તેમનું ધર્માચરણ રાજ્યપ્રકરણી સ્થિતિને અવલંબીને હોવું જોઈએ. આ મહત્વનો સ્વીકાર આપણા સાધુઓ, ઋષિઓ,

મુનિઓ, મૌલવીઓ, પાદરીઓ કરે તો સ્થળે સ્થળે હિન્દ સેવક સમાજ હોય, અને ધર્મવૃત્તિ હિન્દુસ્થાનમાં વ્યાપક સ્વરૂપ પકડે કે જેથી રાજ્યતન્ત્ર જે અળખામણું થઇ પડયું છે તે શુદ્ધ થાય, હિન્દુસ્થાન જે ધાર્મિક સામ્રાજ્ય ભોગવતું હતું એમ આપણે જાણીએ છીએ તે સામ્રાજ્ય તે પાછું ભોગવે, હિન્દનાં બંધનો એક ક્ષણમાં તુટે અને એક પ્રાચીન દૃષ્ટાએ પોતાની અમરવાણીમાં વર્ણવેલી સ્થિતિ ઉત્પન્ન થાય: લોખંડનો ઉપયોગ તલવાર બનાવવામાં નહિ, પણ હળ બનાવવામાં થશે, અને સિંહની સાથે ઘેટાં મિત્રભાવે વિચરશે.* એવી સ્થિતિ ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિ ગોખલેજીના જીવનનો મંત્ર હતો, એ જ તેમનો સંદેશો છે, અને હું માનું છું કે સરલ મનથી વાંચનાર, તેમનાં ભાષણોમાં આ મંત્ર શબ્દ શબ્દે ઓળખશે.

* "And they shall beat their swords into ploughshares and their spears into pruning hooks." Bible: Isaiah 2, 4.

"The wolf and the lamb shall feed together and the lion shall eat straw like the bullock." Ibid 65, 25.

# દક્ષિણ આફ્રિકાના હિન્દીઓનો સત્યાગ્રહ.*

આગામી કોંગ્રેસ ઉપર સંદેશો મોકલવા તમે મને તાર કર્યો છે. કોઈ પણ જાતનો સંદેશો મોકલવા હું જરાય લાયક હોઉં એમ મને નથી લાગતું. છતાં, સાદા વિનયની રૂએ મારે તમારા તારના જવાબમાં કંઈક કહેવું જોઈએ. મારી પાસે અત્યારે જે કામ છે તે વિના બીજા કશાનો વિચાર હું આ ઘડીએ કરી શકતો નથી, અને તે કામ ટ્રાન્સવાલમાં ચાલી રહેલી લડત છે. હું આશા રાખું છું કે આખાં હિન્દમાં આપણા દેશબંધુઓ એમ માનતા હશે કે આ લડતનો ઉદ્દેશ રાષ્ટ્રીય છે, કારણ કે હિન્દના માનનાં રક્ષણ માટે તે ઉપાડવામાં આવી છે. હું વખતે ખોટો હોઉં, પરન્તુ જાહેરમાં જણાવતાં મેં સંકોચ નથી કર્યો કે અર્વાચીન સમયની તે મોટામાં મોટી લડત છે, કારણ કે તેનું સાધ્ય પવિત્રમાં પવિત્ર છે, અને તેનાં સાધનો પણ તેવાં જ પવિત્ર છે. ટ્રાન્સવાલમાં આપણા દેશબંધુઓ, યુરોપીયનની પેઠે, શિક્ષિત હિન્દીઓ ટ્રાન્સવાલમાં દાખલ થઈ શકે એવો હક મેળવવા માટે લડે છે. આની અંદર, લડનારાઓને કોઇ પણ જાતનો અંગત સ્વાર્થ સાધવાનો નથી, તેમ ઉપર જણાવેલો હક જે પહેલી જ વાર સંસ્થાનના ધારાએ હરી લીધો છે, તે પાછો મળેથી કોઈને આર્થિક લાભ પણ થવાનો નથી અત્યારે ટ્રાન્સવાલમાં વસતા હિન્દના સંતાનો પૂરવાર કરી રહ્યા છે કે તેઓ સરળ અને શુદ્ધ આદર્શ માટે લડવા શક્તિવાન છે. દુઃખનિવારણ કરવા માટે લેવામાં આવેલા ઈલાજો પણ તેની પેઠે જ શુદ્ધ અને સરળ છે, બળાત્કાર માત્રનો સાવ ત્યાગ કરવામાં આવ્યો છે. તેઓ માને છે કે ચિરકાળ ટકે એવા સુધારા મેળવવાનો ખરો અને અસર-

* ૧૯૦૯ માં લાહોરમાં થયેલી કોંગ્રેસની બેઠક ઉપર આ સંદેશો ‘ ઇન્ડિયન રીવ્યુ ’ દ્વારા મોકલવામાં આવ્યો હતો.

કારક ઉપાય સહન કરવાનો એક જ છે. તેઓ પશુબળ અથવા શારીરિક બળની સામે આત્મબળથી થાય છે. તેઓ એમ માને છે કે દુનિયાના રાજા અને દુનિયાના બંધારણ તરફની વફાદારી ઈશ્વર અને તેનાં બંધારણ પ્રતિની વફાદારીને અધીન છે. પોતાનાં અંતઃકરણ દ્વારા દૈવી બંધારણ સમજવામાં તેઓ કબુલ કરે છે તેઓ વખતે ખોટા પણ હોય. તેથી મનુષ્યકૃત્ જે ધારાઓ તેઓને ઇશ્વરના સનાતન નિયમો સાથે બંધ બેસતા જણાતા નથી, તેની સામે થવામાં અથવા તેને માન ન આપવા માટે તેઓ તે ધારાઓમાં જણાવેલી શિક્ષા મુંગે મોઢે સ્વીકારે છે, અને પોતાની સ્થિતિ સુધારવા માટે તેઓ સમય ઉપર અને મનુષ્યસ્વભાવમાં રહેલાં ઉત્તમ તત્વ ઉપર આધાર રાખે છે. જો તેઓ ખોટા હોય, તો તેઓ એકલા દુઃખી થાય છે, અને વસ્તુવ્યવસ્થા ચાલુ રહે છે. અત્યાર લગણ, ૨૫૦૦ કરતાં વધારે હિન્દીઓએ અથવા વસવાટ કરી રહેલી વસ્તીના લગભગ અર્ધા ભાગે, અથવા ટ્રાન્સવાલની આખી હિન્દી વસ્તીના પાંચમાં ભાગે જેલમાં જઈ, ત્યાંના ભયંકર સંકટો વેઠ્યાં છે. તેઓમાંથી કેટલાકો વારે વારે જેલમાં ગયા છે. ઘણા કુટુંબો ગરીબ થઈ ગયાં છે. કેટલાક વેપારીઓએ, પોતાની મર્દાનગી ગુમાવવાને બદલે વિપત્તિ વોહરી લીધી છે. હિન્દુ-મુસલમાનના પ્રશ્નનો નિવેડો, અનાયાસે દક્ષિણ આફ્રિકામાં આવી ગયો છે. અમને લાગે છે કે અમને એકબીજાને એકબીજા વિના ચાલી શકે એમ નથી. મુસલમાન, પારસી અને હિન્દુ, અથવા પ્રાંતવાર જોતાં, બંગાલી, પંજાબી, અફઘાનીસ્થાની, અને મુંબઇવાસીઓ એક સાથે રહી લડે છે.

હું એમ જણાવવા હિમ્મત કરૂં છું કે આવી લડત કોંગ્રેસનો બધો વખત નહિ તોપણ ઘણો વખત રોકે તો તે યોગ્ય છે. જો અવિનય ન કહેવાય તો હું કોંગ્રેસના કાર્યક્રમના આ અને બીજા વિષયો વચ્ચે ભેદ કરવા ઈચ્છું છું. બીજા વિષયો જે કાયદા કે નીતિ સામે વિરોધ બતાવનારા હોય છે તેમાં કોઈ જાતનું આર્થિક દુઃખ સમાયલું હોતું નથી. કોંગ્રેસની પ્રવૃત્તિ વિચાર

દર્શાવવાની છે પરન્તુ તદનુસાર કાર્ય કરવાની નથી. ટ્રાન્સવાલની બાબતમાં, જે કાયદો અને નીતિ ઘડવામાં આવ્યાં છે તે ખોટાં હોવાથી, અમે તેનો અનાદર કર્યો છે અને તેથી અમે ભાનપૂર્વક અને વિચારપૂર્વક આર્થિક અને શારીરિક દુઃખો વેઠીએ છીએ. અમારૂં કાર્ય અમારા વિચારને અનુસરે છે અને તદનુરૂપ છે. જે વિચાર અહીં રજુ કરવામાં આવ્યો છે તે સાચો હોય તો કોંગ્રેસના કાર્યક્રમમાં ટ્રાન્સવાલના પ્રશ્ન માટે સૌથી અગત્યનું સ્થાન માગવામાં હું ગેરવાજબી ઠરતો નથી. હું એમ પણ સૂચવવા ઈચ્છું છું કે ઉપર જણાવેલા સત્યાગ્રહ ઉપર વિચાર કરતાં અને ધ્યાન દેતાં, હિંદમાં જે અનેક દુઃખો આપણે સહીએ છીએ તેને દૂર કરવા આપણને વખતે એમ જણાઈ આવશે કે સત્યાગ્રહ એ એક ખાતરીદાર સર્વસામાન્ય ઉપચાર છે. તેનો ધ્યાનપૂર્વક અભ્યાસ થાય તો મને ખાતરી છે કે આપણા લોકની વૃત્તિને અને આપણી ભૂમિને અનુકુળ આ એક જ સાધન છે એમ જણાઇ આવશે; કારણ કે આપણો દેશ પ્રાચીનમાં પ્રાચીન ધર્મોને પોષનારો છે, અને તેને અર્વાચીન સુધારામાંથી ભાગ્યે જ કંઈ શીખવાનું છે કે જે સુધારો અતિશય અધમ પ્રકારના બળાત્કાર ઉપર રચાયલો છે, જે માણસમાં રહેલાં દિવ્ય તત્વનો મોટે ભાગે ઈન્કાર કરે છે, અને જે અતિ વેગથી પોતાનો જ નાશ કરાવવા આગળ ધસે છે.

# ખેડાના ખેડુતોનો સત્યાગ્રહ.*

મહેરબાન પ્રેટ સાહેબનું ભાષણ આપે ધ્યાનપૂર્વક અને વિનયપૂર્વક સાંભળ્યું એ બહુ ઠીક કર્યું છે. સત્યાગ્રહીને એ જ શોભે. કમનસીબ જોગે આપણે સરકારના મહેસુલ બાબતના હુકમનો નિરાદર કરવો પડ્યો છે. પણ તેથી આપણે સરકારી અમલદારોને આપવું ઘટે છે તે માન ભૂલીએ નહિ. આપણે ભયમાંથી, ગુલામીમાંથી મુક્ત થવા ઇચ્છીએ છીએ; વિનય છોડવા ઇચ્છતા નથી. ઉદ્ધત તો આપણાથી બનાય જ નહિ. સત્યાગ્રહમાં હમેશાં વિનય તો હોય જ.

મહેરબાન કમિશનર સાહેબે ખેડુતોના હક્ક બતાવ્યા અને ફરજ પણ બતાવી. બંને સલાહ યોગ્ય છે, પણ મનુષ્ય માત્રનો એક ભારે હક અને તેની ફરજ છે એ તેઓ સાહેબે નથી બતાવેલું. બ્હીકથી કોઈ પણ માણસે કશુંએ ન કરવું એ તેની ફરજ છે. તેથી જયારે ધાસ્તી આપી કોઈ આપણી પાસે કામ કરાવવા ઇચ્છે તે કામની સામે થવું તે આપણો હક છે. એ હકની રૂયે ખેડાની પ્રજા અત્યારે સરકારના હુકમનો માનપૂર્વક નિરાદર કરે છે. આપણે માનીએ છીએ કે વર્ષ ચાર આની કરતાં ઓછું થયું છે, તેથી સરકારધારો મુલતવી રહેવો જોઇએ. એટલે જો મુલતવી રહેવો જોઇતો ધારો ભરીએ તો માત્ર આપણી જંગમ મિલકત વેચવાના કે જમીન ખાલસા થવાના ભયને લીધે જ ભરીએ. આવા ભયને વશ થઈએ તો આપણે પુરૂષાર્થહીન રહ્યે. આવા ભયથી લગભગ ૮૦ ટકા ખેડુતોએ સરકારધારો ભરી દીધો

* ખેડાના ખેડુતો સમક્ષ નામદાર પ્રેટે નડીયાદમાં 'ખેડાની પ્રજાનું કર્તવ્ય' એ વિષે એક ભાષણ ગુજરાતીમાં આપ્યું હતું. તેના ઉત્તરમાં ૧૭-૪-૧૮ ને દિને 'ખેડા જીલ્લાના સત્યાગ્રહીઓ પ્રત્યે' આ નિવેદન પ્રગટ કરવામાં આવ્યું હતું.

છે; એટલે ૨૦ ટકાના હાથમાં ૧૦૦ ટકાની લાજ રહેલી છે. જેણે પોતાનું પુરૂષાર્થ ખોયું છે તે વફાદારી પણ નથી બતાવી શકતો. પશુઓ ને મનુષ્ય વચ્ચેનો ભેદ, મનુષ્યના પુરૂષાર્થમાં જ રહેલો છે. પુરૂષાર્થ કરવાની આ લડત છે.

મહેસુલ ખાતાના કે બીજી બાબતના સરકારી હુકમો પ્રજાએ અરજી કર્યા છતાં ન ફરે તો મુંગે મોઢે માથે ચઢાવવા જ જોઇએ, એવું બ્રિટિશ બંધારણ નથી, એ રાજનીતિ નથી. પ્રજા જે હુકમને જ્ઞાનપૂર્વક અન્યાયી અથવા જુલમી માને તે હુકમની સામે થવાનો તેને જન્મથી જ હક છે, અને એ પ્રજાની ફરજ છે. જે ધારો કુટુંબમાં લાગુ પડે છે તે જ રાજા પ્રજાની વચ્ચે પણ લાગુ પડે છે, અને જ્યાં એ ધારાનું ખંડન થાય છે ત્યાં રાજા પ્રજા વચ્ચે કલેશ થાય છે; રૈયત છુપી રીતે બેવફાઈ કરે છે; રાજા અવિશ્વાસુ અને વહેમી બને છે. સરકારના હુકમની સામે થતાં એક વસ્તુ યાદ રહેવી જ જોઇએ. સરકારનો હુકમ ગેરવ્યાજબી છે, એમ આપણે સર્વાંશે ન કહી શકીએ. આપણે તેને ગેરવાજબી માનીએ છતાં હકીકતમાં એ વાજબી પણ હોય. તેથી જેમ ખાનગી વહેવારમાં તેમ રાજા પ્રજા વચ્ચે પણ મતભેદનો ફડચો પંચથી જ થવો જોઇએ. આમ અસલના રાજાઓ કરતા. અંગ્રેજ સરકાર હમેશાં કરે છે. એવા પંચને કમિશન અથવા તો કમિટીનું નામ આપે છે, અને રાજ્યપદનું માન જળવાય તેથી એ પંચના ઠરાવોનો અમલ અદાલતોમાં નથી થતો. પણ રાજ્યસત્તાની મુનસફી ઉપર રહેતો ગણાય છે. છતાં છેવટનું પરિણામ તો જેવું સાધારણ પંચમાં આવે છે તેવું જ આમાં આવે છે. પ્રજામતને માન આપ્યા વિના રાજ્ય ચલાવવું અશક્ય છે. પણ જો રાજા કમિટી કે કમિશન પણ ન નીમે તો પ્રજાએ શું કરવું? જે પ્રજામાં પશુબળ પ્રધાનપદ ભોગવે છે ત્યાં મારપીટ ચાલે છે, અને શસ્ત્રોનો પ્રયોગ કરી પ્રજા ન્યાય મેળવવા મથે છે. આ પદ્ધતિ નિરર્થક છે એમ મારો પોતાનો તો અનુભવ છે. હું એમ પણ માનું છું કે બધાં ધર્મશાસ્ત્રોએ મારામારી કરીને ન્યાય મેળવવાની પદ્ધતિને વખોડી છે, અને એ પદ્ધતિ આપણે કુટુંબ

વ્યવહારમાં તો લાગુ પાડતા નથી. સીધો રસ્તો એ જ છે કે આપણે પોતે હુકમનો નિરાદર કરતાં જે દુઃખ વેઠવું પડે તે ધીરજથી અને રોષ લાવ્યા વિના વેઠવું. આથી ઘણો અર્થ સરે છે. આપણે ખોટા ઠરીએ તો દુઃખ વેઠયું એ યોગ્ય જ હતું. આપણે સાચા હોઈએ તો સામેના એટલે સરકારપક્ષમાં દયા ઉત્પન્ન થયા વિના રહેનાર જ નથી. એટલે છેવટે સરકારને ન્યાય આપ્યે જ છુટકો. આ શાસ્ત્ર પ્રમાણ છે. સત્યનો સદાય જય જ કહ્યો છે. અને એ વાકયની સિદ્ધિ આપણે વખતો વખત અનુભવીએ છીએ. આમ સત્યને સારૂ એટલે ધર્મને સારૂ દુઃખ વેઠવા ખેડાની પ્રજા નીકળી પડી છે.

રખેને આપણે નબળા થઈ જઈએ તેથી પ્રતિજ્ઞા લઇને આપણે આપણને બાંધી લીધા છે. આમ પ્રતિજ્ઞાઓ કર્યા વિના કોઈ પ્રજા ચઢતી નથી. પ્રતિજ્ઞા એટલે અનિવાર્ય નિશ્ચય. જે નિશ્ચય નથી કરી શકતો તે માણસ વગર સુકાનના વહાણની માફક આમ તેમ અફળાઈ નાશ પામે છે. કમિશનર સાહેબ કહે છે કે પ્રતિજ્ઞા પોતે અયોગ્ય છે અને વગર વિચારે લેવાઇ છે. અયોગ્ય નથી એમ આપણે આગળ જોઈ ગયા, કેમકે આપણે જેને ગેરવાજબી હુકમ માનીએ તેની સામે થવાનો આપણને હક છે, આ પ્રતિજ્ઞા વગર વિચારે નથી લેવાઇ એમ દરેક પ્રતિજ્ઞા લેનાર જાણે છે. સૂર્યની ગતિ ફરી શકે, પણ આ વિચારપૂર્વક લેવાયલી યોગ્ય પ્રતિજ્ઞા ન જ ફરે.

હું દિલગીર છું કે નામદાર પ્રેટ સાહેબે અમદાવાદના મિલમજુરોની હડતાલ વિષે હકીકત વિરૂદ્ધ વાત પોતાના ભાષણમાં કહી છે. તેમાં તેઓ સાહેબે વિનયનો, ન્યાયનો, મર્યાદાનો, અને મિત્રતાનો ભંગ કર્યો છે. હું ઉમેદ રાખું છું કે તેમણે આ દોષો અજાણતાં કર્યા છે. જો કોઇએ આ જગતમાં પોતાની પ્રતિજ્ઞા પાળી હોય તો મજુરોએ પોતાની પ્રતિજ્ઞા પાળી છે. તેઓએ હંમેશાં કહેલું કે પંચ ઠરાવે તે પગાર લેવા તેઓ કબુલ થશે. હડતાલ દરમ્યાન માલિકોએ આ તત્વનો ઇન્કાર કર્યો તેથી જ મજુરોએ ૩૫ ટકાની માગણી કરી. પણ તેઓએ પંચનો ઇન્કાર

ત્યાર બાદ પણ કર્યો નહુતો. તેઓએ પહેલા દહાડાને સારૂ ૩૫ ટકા લીધા ને પ્રતિજ્ઞાનો અક્ષર જાળવ્યો. પછી તે સારૂ પંચ મુકરર થયા ને પંચ ઠરાવે તે લેવા તેઓએ કબુલ રાખ્યું. દરમ્યાન માલિકોના ૨૦ ટકા ને મજુરના ૩૫ ટકા વચ્ચેનો દર લેવાનું ઠર્યું. તેમાં પણ પંચના ઠરાવ પછી લેવું દેવું થશે. આમ પ્રતિજ્ઞાનું રહસ્ય જળવાયું. વળી ગમે તેમ હોય પણ નામદાર પ્રેટ સાહેબ કહે છે તેમ મજુરોએ જ્ઞાનપૂર્વક પ્રતિજ્ઞા તોડી જ નથી. નામદાર પ્રેટ સાહેબને માનવું હોય તો માની શકે છે કે મજુરોએ પ્રતિજ્ઞા તોડી. તે તેમની મુખત્યારીની વાત છે પણ મજુરોની માન્યતા એ હુકીકતની વાત છે. હુકીકત નામદાર પ્રેટ સાહેબ અવળી રજુ કરે છે. જ્યારે સુલેહ મજુરોને સમજાવવામાં આવી ત્યારે તેઓ સાહેબ હાજર હતા. પ્રતિજ્ઞા કેમ પળાઈ એ સમજાવ્યું ને મજુરોએ તે વધાવી પણ લીધું. આ બધાના તેઓ નામદાર સાક્ષી હતા. તેમણે તે સુલેહ વિષે આ પ્રમાણે ભાષણ કર્યું:

"તમારા વચ્ચે સમાધાન થાય છે તેથી મને બહુ આનંદ થાય છે. મને સંપૂર્ણ ખાતરી છે કે જ્યાં સુધી તમે ગાંધી સાહેબની સલાહ લેશો અને કહેલું કરશો ત્યાં સુધી તમારો સુધારો થશે, અને તમને ન્યાય મળશે. તમારે યાદીમાં રાખવું જોઇએ કે તમારે માટે ગાંધી સાહેબે તથા તેમના મદદગાર બાનુઓ અને ગૃહુસ્થોએ ખૂબ દુઃખ વેઠ્યું છે, તસ્દી લીધી છે, તમારા ઉપર પ્રેમ બતાવ્યો છે."

આમ છતાં તેઓ પ્રતિજ્ઞાભંગની વાત કરે છે તે મારી અલ્પમતિ પ્રમાણે સમજી ન શકાય તેમ છે.

કમિશનર સાહેબે ધમકી ખૂબ આપી છે, તેમણે એમ પણ કહ્યું છે કે એ ધમકી પોતે ખરી પાડી દેશે. એટલે તેઓ સાહેબ પ્રતિજ્ઞા કરનારાઓની બધી જમીન ખાલસા કરશે, અને તેના વારસોને પણ ખેડા જીલ્લામાં જમીનની માલિકી ભોગવવાને બિનહુકદાર ઠરાવશે. આ ઘોર વચન છે, ક્રૂર છે, કઠોર છે. હું માનું છું કે આ વચનમાં અતિ તીવ્ર રોષ ભરાયલો છે. જ્યારે નામદાર

કમિશનર સાહેબનો રોષ શાંત થશે ત્યારે આવાં ઘોર વચનને સારૂ તેઓ સાહેબ પશ્ચાત્તાપ કરશે. સરકાર અને પ્રજા વચ્ચેના સંબંધને તેઓએ માબાપ અને છોકરાં વચ્ચેના સંબંધ જેવો માન્યો છે. કોઈ પણ માબાપે પોતાનાં છોકરાને તેના વિનયપૂર્વક સામે થવાને સારૂ પદભ્રષ્ટ કરવાનો દાખલો આખી દુનિયાના ઇતિહાસમાં જોવામાં આવ્યો નથી. ખેડાની પ્રજાની પ્રતિજ્ઞા ભુલભરેલી હોય, એ અશક્ય નથી. પણ તે પ્રતિજ્ઞામાં અવિનય, ઉદ્ધતાઈ કે ડાંડાઇનો અંશ સરખોએ નથી. આવી ધાર્મિક ભાવથી ઉન્નતિ ખાતર લેવાયલી પ્રતિજ્ઞાની, ઉપર પ્રમાણે ઘોર સજા થાય એ વાત હું હજીએ અશક્ય સમજું છું. એવી સજા હિન્દુસ્થાન સાંખી ન શકે, બ્રિટિશ રાજ્યાધિકારીઓ કદી પાસ ન કરે, બ્રિટિશ પ્રજાને આવી સજા વિષે ત્રાસ જ છુટે. જો આવો ઘોર અન્યાય બ્રિટિશ સલ્તનતમાં થાય તો એ સલ્તનતમાં હું તો બહારવટે જ રહી શકું. પણ બ્રિટિશ રાજ્યનીતિ વિષે નામદાર કમિશનર સાહેબના કરતાં મારો વિશ્વાસ વધારે છે, અને હું હજુ પણ જે વચન મેં આપને પહેલાં કહેલાં છે તે કહી સંભળાવું છું કે તમે શુદ્ધભાવે કરેલાં કાર્યને સારૂ તમારી જમીન ખોઇ બેસો એ અસંભવિત માનું છું. છતાં આપણી તૈયારી જમીન ખોવાની પણ હોવી જોઇએ. એક તરફ પ્રતિજ્ઞા અને બીજી તરફ આપણું સર્વસ્વ રાખો તો બધી મિલકત–સ્થાવર અને જંગમ–ની કિંમત પ્રતિજ્ઞાના પ્રમાણમાં કાંઇ જ નથી. તમારી પ્રતિજ્ઞાના પાલનરૂપી વારસો લાખો રૂપિયાની મિલકતના કરતાં ઘણો વધારે કિંમતી છે, તેમાં આખા હિન્દુસ્થાનને ઉંચે ચઢવાનો રસ્તો રહેલો છે, અને મારી ખાતરી છે કે એ રસ્તો તમે કદી છોડશો નહિ. ઇશ્વર એ પ્રતિજ્ઞા પાળવાનું તમને બળ આપે એવું ઇચ્છું છું.

# નીતિધર્મ અથવા ધર્મનીતિ.*

† આજ કાલ દુનિયામાં પાખંડ વધી ગયું છે. માણુસ ગમે તે ધર્મનો હોય તો પણ તે ધર્મનું ઉપરટપકું રૂપ માત્ર વિચારે છે, અને પોતાની ખરી ફરજ ચુકી જાય છે. પૈસાનું અત્યંત સેવન કરવામાં બીજા માણુસોને શું દુ:ખ પડે છે અથવા તો પડશે તેનો ખ્યાલ આપણે ભાગ્યે જ કરીએ છીએ. અત્યંત કોમળ ન્હાનાં પ્રાણીઓને મારી જો કોમળ મોજા બનાવી શકાય તો તેવાં મોજાં પહેરવામાં યુરોપની અબળાઓ જરાએ આનાકાની કરતી નથી. મિ. રોકફેલર કે જે દુનિયામાં તવંગર માણુસોની પહેલી પંક્તિમાં ગણાય છે તેણે પૈસો એકઠો કરતાં નીતિના ઘણા કાનુનોનો ભંગ કર્યો છે એ વાત જગપ્રસિદ્ધ છે. ચોમેર નજર કરેથી જણાશે કે યુરોપ તથા અમેરિકામાં ઘણા માણુસો ધર્મની વિરૂદ્ધ થઈને બેઠા છે. તેઓ એવી દલીલ કરે છે કે જો દુનિયામાં ધર્મ જેવું કંઈ હોય તો જે દુરાચરણ વધી પડયું છે તે વધવું જોઇએ નહિ. આ વિચાર ભૂલ ભરેલો છે. પોતાની હુમેશની ટેવ મુજબ માણુસ પોતાનો વાંક ન વિચારી સાધનને દોષ આપે છે. તેમ જ માણુસો પોતાની દુષ્ટતાનો વિચાર ન કરતાં 'ધર્મ જ ખોટો' એમ કહી સ્વચ્છંદપણે જેમ ફાવે તેમ વર્તે છે અને રહે છે. આવું જોઇને હાલ અમેરિકા અને યુરોપમાં એવા ઘણા માણુસો બહાર આવ્યા છે કે જેઓ 'આમ બધા ધર્મનો નાશ થાય તો દુનિયાને મ્હોટું નુકસાન પ્હોંચશે અને લોકો નીતિનો રસ્તો છોડી દેશે' એવી ધાસ્તીથી લોકોને નીતિના માર્ગે ચઢાવવા જુદા જુદા ઇલાજો શોધી રહ્યા

*આ લેખ Salter નામના અમેરિકન લેખકના 'Ethical Religion' નામના લેખનો અનુવાદ છે.

† આ ભાગ અનુવાદકની પ્રસ્તાવના રૂપે છે.

છે. એવી એક મંડળી નીકળી છે કે જેણે બધા ધર્મનું સંશોધન કરીને એવી હકીકત રજુ કરી છે કે બધા ધર્મો નીતિ તો શીખવે છે જ; પણ તે ઉપરાંત તે ધર્મો ઘણે ભાગે નીતિના નિયમો ઉપર જ ટકી રહ્યા છે. માણુસ અમુક ધર્મ માને અથવા ન માને તો પણ નીતિના નિયમો પાળવાની તેની ફરજ છે. જે માણસો નીતિના નિયમો નથી પાળતા તેઓ આ દુનિયામાં કે પર દુનિયામાં પોતાનું કે બીજાનું સારૂં કરી શકવાના નથી. જેઓ પાખંડ મતોને લઈને ધર્મ માત્રને તિરસ્કારની નજરથી જુવે છે તેવા માણસોને મ્હોંચી વળવું એવો આ મંડળીનો હેતુ છે. તે મંડળી બધા ધર્મોનો સાર કાઢી તેમાંથી માત્ર નીતિના વિષયો જ ચર્ચે છે, નીતિના ઉપર લખે છે, અને તેના સભ્યો તે પ્રમાણે વર્તે છે. આવા મતને તેઓ નીતિ–ધર્મ ( Ethical Religion ) એવું નામ આપે છે. આ મંડળીનું કામ કોઈ પણ ધર્મનું ખંડન કરવાનું નથી. તે મંડળીમાં ગમે તે ધર્મના માણસો દાખલ થઈ શકે છે અને થાય છે. આ મંડળીથી લાભ એ થયો છે કે તેમાં જોડાનાર માણસો પોતાના ધર્મને વધારે વળગી રહે છે, અને તેમાં નીતિની બાબત જે શિક્ષણ હોય છે તેની ઉપર વધારે ધ્યાન દે છે. માણસે નીતિ જાળવવી જોઈએ, અને જો તેમ ન થાય તો દુનિયામાં બંધારણ તુટશે અને છેવટે મ્હોટું નુકસાન થશે એમ તેઓ દૃઢ મનથી માને છે.

અમેરિકામાં મિ. સોલ્ટર કરીને એક વિદ્વાન ગૃહસ્થ છે. તેણે એક ઘણું ખુબીદાર પુસ્તક બહાર પાડયું છે. તેમાં ધર્મની ચર્ચા જરાએ નથી, પણ તેમાંનો બોધ બધા માણસોને લાગુ પડી શકે છે. એ પુસ્તકના લેખકની બાબત એટલું જ કહેવાની જરૂર છે કે જેટલું કરવાની સલાહ તે આપણને આપે છે તેટલું તે પોતે કરે છે.

* * * *

† આપણે સારા વિચારો ઉપર આવી શકીએ છીએ એ આપણી નીતિનું ફળ છે એમ ગણવું જોઇએ. દુનિયામાં સાધારણ

† જે પેરાગ્રાફની શરૂઆતમાં આ ( † ) ચિહ્ન મુકવામાં આવ્યું છે તે પેરાગ્રાફથી નવું પ્રકરણ શરૂ થાય છે.

શાસ્ત્રો તો દુનિયા કેવી છે તે બતાવે છે; નીતિ દુનિયા કેવી હોવી જોઈએ એ બતાવે છે. નીતિ વડે માણુસે કેમ વર્તવું એ જાણી શકાય છે. માણુસનાં મનની અંદર હમેશાં બે બારીઓ રહેલી છે. એકમાંથી પોતે કેવો છે તે જોઈ શકે છે, અને બીજીમાંથી પોતે કેવો હોવો જોઈએ તેનો તેને ખ્યાલ આવી શકે છે. શરીર, મગજ, અને મન એ બધાં નોખાં નોખાં તપાસવા એ આપણું કામ છે, પણ તેટલેથી અટકી જઈએ તો એનું જ્ઞાન મેળવ્યા છતાં આપણે કંઈ ફાયદો મેળવી શકશું નહિ. અન્યાય, દુષ્ટતા, અભિમાન વગેરેથી શું પરિણામ આવે છે, અને જ્યાં એ ત્રણ વસ્તુ હોય છે ત્યાં કેવી ખરાબી થાય છે; એ જાણુવાની પણ જરૂર છે. અને એ જાણેથી પણ બસ નથી; પણ જાણ્યા પછી એ પ્રમાણે વર્તવાનું છે. નીતિનો વિચાર તો 'આરકીટેકટ'ના નકશા જેવો છે. નકસો ઘર કેમ બાંધવું તે બતાવે છે, પણ જેમ ચણુતર ન કર્યું હોય તો નકસો નકામો થઈ પડે છે, તેમ નીતિના વિચાર પ્રમાણે આચરણ ન કર્યું હોય તો નીતિનો વિચાર નકામો થઈ પડે છે. ઘણાં માણુસો નીતિનાં વચનો યાદ કરે છે, તે વિષે ભાષણો કરે છે, પણ તે પ્રમાણે ચાલતા નથી, અને ચાલવા માગતા પણ નથી. કેટલાક વળી એમ જ માને છે કે નીતિના વિચારો આ લોકમાં નહિ પણ મરણ પછી પરલોકમાં અમલમાં લાવવાના છે. આ કંઈ વખાણુવા લાયક વિચાર ગણાય જ નહિ. એક વિચારવાન માણુસે કહ્યું છે કે જો આપણે સંપૂર્ણ થવું જ હોય તો આપણે આજથી જ ગમે તે દુઃખો સહન કરીને નીતિ પ્રમાણે ચાલવું જોઈએ. આપણે આવા વિચારોથી ભડકી જવાનું નથી; પણ આપણી જવાબદારી સમજી તે પ્રમાણે વર્તવામાં ખુશી થવાનું છે. મહાન યોદ્ધો પેમબ્રોક, ઓબેરાકની લડાઈ વખતે લડાઈ પછી અર્લ ઑફ ડાર્બીને મળ્યો, ત્યારે અર્લ ઑફ ડાર્બીએ તેને ખબર આપી કે લડાઈ જીતાઈ ગઇ છે. એ સાંભળી પેમબ્રોક બોલી ઉઠ્યો: "તમે મારી તરફ વિનય નથી વાપર્યો. મને જેનું માન મળત તે તમે મારા હાથમાંથી છીનવી લીધું છે. મને લડાઈમાં બોલાવ્યો તો મારા આવતાં પહેલાં લડાઈ લડવી જોઈતી ન

હોતી.” આમ જ્યારે જવાબદારી લેવાની હોંશ નીતિ માર્ગમાં માણુસને થાય ત્યારે જ તે આ રસ્તે આગળ વધી શકે.

ઈશ્વિર સર્વ શક્તિમાન છે, સંપૂર્ણ છે. તેની દયાનો, તેની ભલાઈનો, તેના ન્યાયનો પાર નથી. જો એમ હોય તો આપણે તેની પ્રજા, નીતિમાર્ગ છોડી જ કેમ શકીએ! નીતિનું આચરણ કરનાર નિષ્ફળ જાય તો તેમાં નીતિનો વાંક નથી. પણ જેઓ નીતિભંગ કરે છે તેઓએ પોતાના ઉપર વાંક ઢોળવાનો છે.

નીતિમાર્ગમાં નીતિ જાળવીને નીતિનો બદલો મેળવવાની વાત જ આવતી નથી. માણુસ કાંઈ ભલું કરે છે તે કંઇ શાબાશી ખાટવાને સારૂ નથી કરતો. તે તો ભલું કર્યા વિના રહી જ નહિ શકે. તેને સારૂ ખોરાક અને ભલાઇ એ બંનેની સરખામણી કરતાં ભલાઇ એ ઉંચા પ્રકારનો ખોરાક છે. અને જો ભલાઈ કરવાની તક તેવા માણુસને બીજો કોઇ માણુસ આપે તો તક આપનાર માણુસનો ભલાઈ કરનાર આભારી બને છે; જેમ ભુખ્યો અન્ન આપનારને આશીર્વાદ દે છે તેમ.

નીતિમાર્ગ એ ઉપરટપકે માણુસાઇ મેળવવી લેવાનો માર્ગ નથી. તેનો અર્થ એમ નથી કે આપણે જરા વધારે મહેનતું થવું, વધારે કેળવણી લેવી, વધારે સ્વચ્છ રહેવું, અને તેવું બીજું કરવું. એ બધું તેમાં આવે છે ખરૂં; પણ માત્ર એમ કરવાથી સરહદ ઉપર જ પહોંચવા જેવું થાય છે. એ સિવાય ઘણું આ માર્ગની અંદર માણુસે કરવું રહ્યું છે. અને તે બધું ફરજ સમજીને કરવાનું છે, અને નહિ કે નફો ખાટવાના ઇરાદાથી.

† નીતિ વિષેના ચાલતા વિચારો ભારે નહિ કહેવાય. કેટલાક એમ માને છે કે નીતિની બહુ દરકાર રાખવાની નથી. કેટલાક વળી એમ માને છે કે ધર્મને તથા નીતિને સંબંધ નથી. પણ દુનિયાના ધર્મો તપાસતાં દેખાઈ આવે છે કે નીતિ વિના ધર્મ નભી શકે નહિ. ખરી નીતિમાં ધર્મનો સમાવેશ ઘણે ભાગે થઇ જાય છે. જેઓ પોતાના સ્વાર્થને અર્થે નહિ પણ નીતિને ખાતર નીતિના નિયમો જાળવે છે તેઓને ધાર્મિક ગણી શકાય.

* * * *

ખરી નીતિનો એ નિયમ છે કે આપણે જાણતા હોઈએ તે માર્ગ લેવો એ બસ નથી, પણ જે માર્ગ ખરો છે એમ આપણે જાણતા હોઈએ, તે માર્ગથી આપણે વાકેફ હોઇએ કે નહિ તો પણ, આપણે તે લેવો જોઇએ. એટલે કે અમુક માર્ગ ખરો છે એમ આપણે જાણતા હોઈએ ત્યારે નિર્ભય થઇ તે માર્ગમાં ઝંપલાવવું જોઇએ. આમ નીતિ જળવાય તો જ આપણે આગળ વધી શકીએ. એટલે નીતિ તથા ખરો સુધારો અને ખરી ચડતી હુમેશાં એક સાથે જોવામાં આવે છે.

આપણી ઇચ્છાઓ તપાસશું તો આપણને જણાશે કે જે વસ્તુ આપણી પાસે છે તેને માટે તે ઇચ્છાઓ હોતી નથી. જે ચીજ આપણી પાસે નથી તેની કિંમત આપણે સદાય વધારે ગણીએ છીએ. પણ ઇચ્છા બે પ્રકારની છે. એક આપણો પોતાનો સ્વાર્થ સાધવાની: આવી ઇચ્છા પાર પાડવાનો પ્રયત્ન કરવો તેનું નામ અનીતિ. બીજા પ્રકારની ઇચ્છા એ છે કે આપણે હુમેશાં સારા તરફ અને પારકાનું ભલું કરવા તરફ વલણ રાખીએ. આપણે જેટલું સારૂ કરીએ તેથી કદી છલકાઇ જવાનું નથી. તેની કિંમત આપણે કરવાની નથી પણ વધારે સારા થવાની અને વધારે સારૂ કરવાની ઇચ્છાઓ નિરન્તર ધરાવતા રહેવાની છે. આવી ઇચ્છાઓ પાર પાડવાને જે વર્તન કરવામાં આવે તેનું નામ ખરી નીતિ.

આપણી પાસે ઘરબાર ન હોય તેમાં કાંઇ શરમાવાપણું રહેતું નથી. પણ ઘરબાર હોય તેનો ગેરઉપયોગ કરીએ, ધંધો મળે તેમાં લુચ્ચાઈ કરીએ, તો આપણે નીતિનો માર્ગ ચુકીએ છીએ. જે આપણે કરવું ઘટે છે તે કરવું, તેમાં નીતિ રહેલી છે. આમ નીતિની જરૂર છે તે કેટલાક દાખલા વડે આપણે સાબીત કરી શકીએ. જે પ્રજા અથવા કુટુંબમાં અનીતિનાં બીજ જેવાં કે કુસંપ, અસત્ય વિગેરે જોવામાં આવે છે તે પ્રજા અને કુટુંબો પડી ભાંગ્યાં છે. વળી ધંધારોજગારનો દાખલો લઈએ. એવો એકે માણસ નહિ જોવામાં આવે કે જે એમ કહેશે કે સત્યતા ન જાળવવી. ન્યાય અને ભલાઈ એની અસર કંઈ

બહારથી નથી થઈ શકતી પણ તે બંને આપણામાં જ રહેલ છે. તથા નીતિના નિયમોનું દોહન કરતાં એમ જણાશે કે માણુસજાતનું ભલું કરવાનો પ્રયાસ કરવો એ જ ઉંચી નીતિ છે. એ ચાવીથી નીતિરૂપી પેટીને ખોલી જોતાં નીતિના બીજા નિયમો આપણને તેમાં મળી આવશે.

*   *   *   *

† અમુક કામ નીતિવાળું છે એમ શા આધારે કહી શકાય? આ સવાલ પુછવામાં નીતિવાળા અને અનીતિવાળા કામનો મુકાબલો કરવાનો હેતુ નથી. પણ ઘણાં કાર્યો કે જેની સામે કંઈ કહેવાપણું નથી અને જે કેટલાંક નીતિવાળા ગણાય છે તે વિષે વિચાર કરવા જેવો છે. આપણાં ઘણાં કામોમાં ખસુસ કરીને નીતિનો સમાવેશ થતો નથી. ઘણે ખરે ભાગે આપણે સાધારણ રીતરીવાજ મુજબ વર્તીએ છીએ. રૂઢી પ્રમાણે ચાલવું એ ઘણી વાર જરૂરનું છે. તેવા નિયમો જાળવીએ નહિ તો અંધાધુંધી ચાલે અને દુનિયાનો કારભાર બંધ થાય. પણ રૂઢી મુજબ ચાલવું તેને નીતિનું નામ આપવું એ મુનાસબ ન ગણાય.

નીતિવાળું કામ આપણી પોતાની ઈચ્છાએ થયેલું હોવું જોઇએ. જ્યાં સુધી આપણે યંત્ર માફકજ કામ કરીએ, ત્યાં સુધી આપણું કામ નીતિવાળું ન કહેવાય. સંચાના ભાગ તરીકે આપણે કામ કરવું ઘટે અને કરીએ તો તેમાં નીતિ છે. કેમકે તેમાં આપણે વિવેક બુદ્ધિ વાપરીએ છીએ આ સંચાસદૃશ કામ અને તે કામ કરવાનો વિચાર કરવો એ બેમાં ભેદ છે. તે ભેદ ધ્યાનમાં રાખવા જેવો છે. રાજા કોઇનો અપરાધ માફ કરે તે કામ નીતિવાળું હોઈ શકે. પણ માફીની ચીઠ્ઠી લઈ જનાર પટાવાળો રાજાએ કરેલી નીતિમાં સંચાના કોઇ એક ભાગ જેવોજ છે. પણ પટાવાળો, ચીઠ્ઠી લઈ જવી એ પોતાની ફરજ છે એમ જાણીને ચીઠ્ઠી લઇ જાય, તો તે કામ નીતિવાળું હોઈ શકે. જે માણુસ પોતાની બુદ્ધિ વાપરતો નથી અને પુરમાં પીંછું તણાયા કરે તેમ તણાયો જાય છે તે માણુસ નીતિ સમજે છે એમ કેમ કહેવાય? કેટલીક વખત રૂઢીની વિરૂદ્ધ થઈ પરમાર્થ કરવાના ઇરાદાથી

માણસ કર્મ કરે છે. તેવો મહાવીર ઉવેન્ડલ ફિલિપ્સ હતો. તેણે લોકોની પાસે ભાષણ કરતાં એક વેળા કહ્યું:-"જ્યાં સુધી તમે પોતે વિચાર કરતાં અને જણાવતાં નહિ શીખો ત્યાં સુધી મારે વિષે તમે શું ધારો છો તેની મને ચિંતા નથી." આમ આપણને બધાને આપણું અંતર શું કહે છે તેની જ દરકાર રહે ત્યારે જ આપણે નીતિને પગથીએ ચઢ્યા ગણાઇએ. સર્વનો અંતર્યામી ઈશ્વર આપણા બધા કાર્યોનો સાક્ષી છે એમ આપણે માનીએ નહિ અને અનુભવીએ નહિ, ત્યાં સુધી આપણને આવી સ્થિતિ મળનારી નથી.

આ પ્રમાણે કરેલું કામ સારૂં હોય એ બસ નથી. પણ તે કામ સારૂં કરવાના ઈરાદાથી કરેલું હોવું જોઈએ. એટલે કે અમુક કામમાં નીતિ છે કે નહિ તેનો આધાર કરનારના ઈરાદા ઉપર છે બે માણસે એક જ કામ કર્યું હોય, છતાં એકે કરેલું નીતિવાળું હોય અને બીજાએ કરેલું નીતિરહિત હોય. જેમકે એક માણસ બહુ દયા લાવી ગરીબોને ખોરાક આપે છે. બીજો માન મેળવવાના ઈરાદાથી કે તેવા કોઈ સ્વાર્થી વિચારથી તે કામ કરે છે. બંને કામ એક છે; છતાં પહેલાએ કરેલું નીતિવાળું ગણાય અને બીજાએ કરેલું નીતિ રહિત ગણાય. આ ઠેકાણે નીતિરહિત અને નીતિવાળું એ બે શબ્દો વચ્ચે ભેદ છે એ યાદ રાખવાનું છે. એવું પણ બને છે કે નીતિવાળા કામની અસર સારી થયેલી હમેશાં જોવામાં નથી આવતી. આપણે નીતિ વિષે વિચાર કરતાં એટલું જ જોવાનું છે કે કરેલું કામ શુભ છે અને શુદ્ધ ઈરાદાથી થયેલું છે કે નહિ. તેના પરિણામ ઉપર આપણો અંકુશ નથી. ફળદાતા તો એક જ ઇશ્વર છે. શહેનશાહ એલેકઝાંડરને ઇતિહાસ લખનારાઓએ મહાન ગણ્યો છે. તે જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં ગ્રીક કેળવણી, હુન્નર, રીતરીવાજો વિગેરે દાખલ કર્યા. અને તેનું ફળ આપણે સ્વાદથી ચાખીએ છીએ. પણ એ બધુ કરવાનો એલેકઝાંડરનો હેતુ મોટાઈ મેળવવાનો અને જીત મેળવવાનો હતો. એટલે તેનાં કામમાં નીતિ હતી એમ કોણ કહી શકશે? તે ભલે મોટો કહેવાયો; પણ તેને નીતિમાન નહિ કહી શકાય!

ઉપરના વિચારોથી સિદ્ધ થાય છે કે નીતિવાળું દરેક કાર્ય શુભ ઇરાદાથી થવું જોઇએ એટલું જ બસ નથી, પણ તે દબાણ વગર થવું જોઇએ. હું મારી ઑફીસે મોડો પહોંચું તો મારી નોકરી ખોઈ બેસું, એ ધાસ્તીથી વહેલો ઉઠું તેમાં કશીએ નીતિ રહેલી નથી. તેમજ હું મારી પાસે દોલત નહિ હોવાથી ગરીબાઇમાં અને સાદાઇમાં રહું તેમાં નીતિ નથી, પણ હું ધનવાન છતાં વિચારૂં કે મારી આસપાસ દરિદ્રતા અને દુઃખ નજરે પડે છે એવે સમયે મારાથી એશઆરામ કેમ ભોગવી શકાય? મારે ગરીબાઈ તથા સાદાઈમાં રહેવું જ જોઈએ; આવી રીતે ગ્રહણ કરવામાં આવેલી સાદાઈમાં નીતિ છે. નોકરો ભાગી જાય એવી ધાસ્તીથી તેઓની તરફ દીલસોજી બતાવવી અથવા તેઓને સારો કે વધારે પગાર આપવો તેમાં નીતિ નથી, પણ માત્ર સ્વાર્થબુદ્ધિ રહેલી છે. હું તેઓનું ભલું ઇચ્છું અને મારી આબાદીમાં તેઓનો ભાગ છે એમ સમજી તેઓને રાખું તો તેમાં નીતિ હોઇ શકે. એટલે કે નીતિથી થયેલું કામ દબાણ વગરનું અને ભયવગરનું હોવું જોઇએ. ઇંગ્લાંડના રાજા બીજા રીચર્ડે, જ્યારે તેની પાસે 'આંખો લાલ કરી' ખેડુતો જોરાવરીએ કેટલાક હકો માગવા આવ્યા, ત્યારે પોતાના હાથે હકપત્રો લખી આપ્યાં. જ્યારે ખેડુતોનો ભય દૂર થયો ત્યારે તે પત્રો જોર જુલમથી પાછાં ખેંચી લીધાં. આ કામમાં કોઇ એમ કહે કે રીચર્ડે કરેલું પહેલું કામ નીતિવાળું હતું અને બીજું અનીતિવાળું હતું તો તે ભૂલ છે. રીચર્ડનું પહેલું કામ માત્ર ભયથી જ થયેલું એટલે તેમાં નીતિનો જરાએ અંશ ન હતો.

જેમ નીતિવાળા કામમાં ભય કે દબાણ ન હોવાં જોઈએ તેમ તેમાં સ્વાર્થ પણ ન હોવો જોઇએ. આમ કહેવાનો હેતુ એવો નથી કે જે કામોમાં સ્વાર્થ રહેલો છે તે નકામા છે પણ તેવા કામ નીતિવાળા છે એમ કહેવું તે નીતિને ઝાંખપ પ્હોંચાડવા જેવું છે. પ્રમાણિકપણું એ સારી 'પોલિસી' છે એવી સમજથી ઉપજેલું પ્રમાણિકપણું લાંબો વખત નભી શકતું નથી. શેકસપિયર કહે છે કે "જે પ્રીતિ લાભ મળવાની નજરે થયેલી છે તે પ્રીતિ નથી."

જેમ આ દુનિયામાં લાભ મળવાના હેતુથી કરેલું કામ નીતિવાળું નહિ ગણાય તેમ પરદુનિયામાં લાભ મળશે એવી આશાએ થયેલું કામ પણ નીતિ રહિત છે. સારૂં કરવું તે સારાને જ ખાતર એમ સમજીને થયેલ કામ નીતિવાળું ગણાય. મહાન ઝેવીયરે એવી ઇબાદત કરેલી કે તેનું સદાય સ્વચ્છ મન રહે. તેને મન ઇશ્વર ભક્તિ તે મરણ પછી ઉંચી દશા ભોગવવાને ખાતર ન હતી, પણ તેવી ભક્તિ તે માણસનું કર્તવ્ય છે એમ સમજી તે કરતો. મહાન ભક્તાણી થેરીસા પોતાના જમણા હાથમાં મસાલ, રાખવાને અને ડાબા હાથમાં પાણીનો ટોપ રાખવા ઇચ્છતી, તે એમ જણાવવા કે મસાલ વડે સ્વર્ગનું સુખ પોતે બાળી નાખે અને પાણી વડે દોજખનો તાપ ઓલવી નાખે, એટલે કે માણસજાત દોજખના ભય વિના ખુદાની ઇબાદત કરે. એમ નીતિ સાચવવી તે મરણીયાનું કામ છે. મિત્રોની સાથે સત્ય જાળવવું અને દુશ્મનોને દગો દેવો તે બાયલાપણું છે. ડરી ડરીને સારૂ કરનાર નીતિરહિત જ ગણાય. હેનરી કલેબક દયાળુ અને માયાળુ ગણાતો. તેણે પોતાની નીતિનો ભોગ પોતાના લાભને ખાતર આપ્યો. ડેનિયલ વેબસ્ટર બહાદુર નર હતો. તેના વિચારો ગંભીર હતા. પણ પૈસાને સારૂ એક વેળા તે નમાલો થઇ બેઠો હતો. એક નીચ કામથી પોતાનાં બીજા સારાં કામ ધોઈ નાંખ્યાં. આ ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે માણસની નીતિની પરીક્ષા કરવી કઠણ છે. કેમકે તેનું મન આપણે પારખી શકતા નથી. તેમ જ નીતિવાળું કામ શું એ સવાલ આ પ્રકરણની શરૂઆતમાં કર્યો તેનો જવાબ પણ આપણને મળી ચૂકયો છે. તેવી નીતિ કેવા માણસો જાળવી શકે છે એ આપણે અનાયાસે જોઇ લીધું.

† કામો સારાં કે નઠારાં એ વિષે આપણે હમેશાં અભિપ્રાય આપીએ છીએ. કેટલાંક કામોથી આપણે સંતોષ પામીએ છીએ, અને કેટલાક આપણને નારાજ કરે છે. અમુક કામ સારૂં છે કે ખરાબ છે તેનો આધાર તે કામ આપણને લાભકારી છે કે નુકસાનકર્તા છે તેની ઉપર નથી, પણ તેની તુલના કરવામાં

આપણે જૂદું જ ધોરણ રાખીએ છીએ. આપણાં મનમાં કેટલાક વિચારો રમી રહેલા હોય છે કે જેને આધારે બીજા માણસોના કામની પરીક્ષા આપણે કરીએ છીએ. એક માણસે બીજા માણસને કાંઇ નુકસાન કર્યું હોય તો તેની અસર આપણી ઉપર થાય અથવા ન થાય તો પણ આપણે તેને નઠારૂં ગણીએ છીએ. કેટલીક વખત નુકસાન કરનાર માણસની તરફ આપણી લાગણી હોય છે તે છતાં તેનું કામ નઠારૂં છે એમ કહેતાં આપણે જરાએ આંચકો ખાતા નથી. એમ પણ બને છે કે આપણો અભિપ્રાય કેટલીક વેળા ખોટો પડે છે. માણસોના હેતુ આપણે હમેશાં જાણી શકતા નથી અને તેથી ખોટી પરીક્ષા કરીએ છીએ. છતાં હેતુના પ્રમાણમાં કામની પરીક્ષા કરવામાં હરકત નથી આવતી. કેટલાંક નઠારા કામોથી આપણે લાભ મેળવીએ છીએ, છતાં તે નઠારાં છે એમ આપણે મનમાં તો સમજીએ છીએ.

એટલે એમ સિદ્ધ થયું કે ખરા ખોટાનો આધાર માણસના સ્વાર્થ ઉપર નથી. વળી તેનો આધાર માણસની ઇચ્છાઓ ઉપર પણ નથી. નીતિ અને લાગણી વચ્ચે હમેશાં સંબંધ જોવામાં આવતો નથી. બચ્ચાની ઉપર લાગણીને લીધે આપણે તેને અમુક વસ્તુ આપવા માગીએ છીએ પણ તે વસ્તુ તેને હાનિકારક હોય તો તે આપવામાં અનીતિ છે એમ સમજીએ છીએ. લાગણી બતાવવી એ અલબત સારૂં છે. પણ નીતિના વિચારવડે તેની હદ્દ બાંધી ન હોય તો તે ઝેરરૂપ થઈ પડે છે.

આપણે એમ પણ જોઇએ છીએ કે નીતિના નિયમો અચળ છે. મતો ફર્યા કરે છે પણ નીતિ ફરતી નથી. આપણી આંખ ઉઘાડી હોય ત્યારે સુરજ દેખીએ છીએ; બંધ હોય ત્યારે સુરજ નથી દેખાતો. આમાં આપણી નજરમાં ફેરફાર થયો, નહિ કે સુરજના હોવાપણામાં. તેમ જ નીતિના નિયમો વિષે સમજવું. અજ્ઞાન દશામાં આપણે નીતિ ન સમજી શકીએ એ બનવા જેવું છે. આપણાં જ્ઞાન ચક્ષુ જ્યારે ઉઘડે ત્યારે સમજતાં મુશ્કેલી પડતી નથી. માણસો હમેશાં સારા તરફ જ ભાગ્યે જ નજર રાખે છે. તેથી ઘણી વેળા સ્વાર્થની નજરે જોઈ અનીતિને નીતિ

કહે છે. એવો વખત તો હજુ હવે આવવાનો છે કે જ્યારે માણસો સ્વાર્થનો વિચાર છોડી નીતિના વિચાર તરફ જ લક્ષ આપશે. નીતિની કેળવણી જ હજુ તદ્દન શરૂઆતની સ્થિતિમાં છે. જેમ બેકન અને ડાર્વિન પહેલાં (યુરોપમાં) વિદ્યાની સ્થિતિ હતી તેવી જ આજ નીતિની છે. માણસો ખરૂં શું છે તે જોવાને ઈન્તેજાર હતા. તેઓ નીતિનો વિષય સમજવાને બદલે પૃથ્વી વિગેરેના નિયમો શોધવામાં રોકાયા હતા. એવો કયો વિદ્વાન આપણા જોવામાં આવ્યો છે કે જેણે ખંતથી દુઃખ વેઠી પોતાના આગલા વહેમોને એક કોરે મુકી ખરી નીતિ શોધવામાં જીન્દગી ગાળી હોય? જ્યારે કુદરતી શોધ કરનારા માણસોની માફક નીતિની શોધ કરવામાં માણસો ગુલતાન રહેશે ત્યારે નીતિ વિષે વિચારો એકત્રિત કરી શકાશે. શાસ્ત્રોના વિચારો વિષે માણસોમાં મતભેદ હજુ ચાલે છે, તેટલે દરજ્જે નીતિના નિયમો વિષે થવા સંભવ નથી. છતાં કેટલીક મુદત સુધી આપણે નીતિના નિયમો વિષે એક મત ન ધરાવીએ એવો સંભવ છે. તેનો અર્થ એમ નથી કે ખરા ખોટાનો ભેદ સમજાય તેવો નથી.

ત્યારે આપણે જોયુ કે માણસોના મત અને ઈચ્છાઓની ઉપર અને અલગ એવું કાંઈક નીતિનું ધોરણ છે. તેને આપણે કાયદો કહી શકશું. રાજ્યપ્રકરણી બાબતમાં આપણને કાયદા જોઇએ છે તો પછી નીતિનો કાયદો શું કામ ન હોય? તે કાયદો ભલે માનવલિખિત ન હોય. માનવલિખિત હોવો પણ ન જોઈએ. અને જો નીતિનો કાયદો છે એમ આપણે કબુલ કરીએ અથવા માનીએ તો જેમ રાજદ્વારી કાયદાને આપણે તાબે રહેવું પડે છે તેમ આવા નીતિના કાયદાને પણ તાબે રહેવું એ આપણી ફરજ છે. નીતિનો કાયદો તે રાજ્યપ્રકરણી તેમ જ ધંધાદારી કાયદાથી અલગ તેમ જ ઉત્તમ છે. ધંધાદારી કાયદા પ્રમાણે ન ચાલતાં હું ગરીબ રહું તેથી શું? રાજ્યના કાયદાને તાબે ન રહેવા માટે રાજ્યકર્તા મારી ઉપર નારાજ થાય તેથી શું? પણ હું જુઠું બોલું

અગર સાચું બોલું તેથી શું એમ મારાથી કે કોઈથી કહી શકાશે નહિ.

એમ નીતિના નિયમ અને દુનિયાદારીના નિયમ વચ્ચે મોટો ભેદ છે. નીતિનો વાસ આપણા હૃદયમાં છે. અનીતિ આચરતો માણસ પણ પોતાની અનીતિ કબુલ કરશે. જૂઠું તે કદી સાચું નહિ થાય. જે પ્રજા બહુ દુષ્ટ હશે, જે માણસો નીતિના નિયમ પાળતા નહિ હોય તે પણ તેમ કરવાનો ડોળ તો કરશે. એટલે કે નીતિ જાળવવી જોઇએ એવું તો તેવા માણસોને પણ કબુલ કરવું પડે છે. આવો નીતિનો મહિમા છે. આવી નીતિ તે રીતરિવાજ કે પ્રજામતની દરકાર કરતી નથી. જ્યાં સુધી પ્રજામત અથવા રીતરિવાજ નીતિના નિયમને અનુસરતા જોવામાં આવે, ત્યાં સુધી જ નીતિમાન પુરૂષને તે બંધનકર્તા હોઈ શકે.

આવો નીતિનો કાયદો ક્યાંથી આવ્યો? એ કંઈ રાજાઓ ઘડતા નથી. કેમકે જુદા જુદા રાજ્યોમાં જુદા જુદા ધારાઓ જોવામાં આવે છે. સોક્રેટિસના વખતમાં જે નીતિ તે પાળતો હતો તેની વિરૂદ્ધ ઘણા માણસો હતા. છતાં જે નીતિ તેની હતી તે સદાય રહેલી છે અને સદાય રહેશે એમ જગતમાત્ર કબુલ કરે છે. અંગ્રેજી કવિ રોબર્ટ બ્રાઉનિંગ કહી ગયો છે કે કદાચ કોઇ સેતાન દુનિયામાં દ્વેષ અને જુઠની આણ ફેરવે તો પણ ન્યાય ભલાઇ અને સત્ય તો ઈશ્વરી જ રહેવાના. એ ઉપરથી એમ કહી શકાય કે નીતિનો કાયદો એ સર્વોપરી છે અને ઈશ્વરી છે.

આવા કાયદાનો ભંગ કોઇ પ્રજા અથવા માણસ છેવટ સુધી કરી શકતા નથી. કહ્યું છે કે જેમ ભયંકર વંટોળીઓ પણ છેવટે ખપી જાય છે તેમ અનીતિવાન માણસો પણ જરૂર નાશ પામે છે. એસિરીયા અને બેબિલોનમાં જેવો અનીતિનો ઘડો ભરાયો કે તરત જ તે ફુટ્યો. રોમે જ્યારે અનીતિ પકડી ત્યારે તેના મહાન પુરૂષો તેનો બચાવ ન કરી શક્યા. ગ્રીસની પ્રજા હુશિયાર હતી, છતાં તે હુશિયારી અનીતિને ટકાવી શકી નહિ. ફ્રાંસમાં બંડ થયું તે પણ અનીતિની સામે. તેમજ અમેરિકામાં ભલો

વેનડલ ફિલિપ્સ કહેતો કે અનીતિ રાજ્યગાદીએ બેસતાં પણ ટકવાની નથી. આવો નીતિનો અદ્દ્ભૂત કાયદો જે માણુસ પાળે છે તે ચઢે છે, જે કુટુંબ પાળે છે તે નભી શકે છે, અને જે મંડળીમાં પાળવામાં આવે છે તે મંડળી વિસ્તાર પામે છે, જે પ્રજા એ ઉત્તમ કાયદો પાળે છે તે સુખ સ્વતંત્રતા અને શાંતિ ભોગવે છે.

*　*　*　*

† આ પ્રકરણનો વિષય કાંઇક વિચિત્ર જણાશે. સામાન્ય વિચાર એવો રહે છે કે નીતિ અને ધર્મ બે જુદા વિષય છે. છતાં નીતિને ધર્મ ગણી વિચાર કરવાનો હેતુ આ પ્રકરણનો છે. આથી કેટલાક વાંચનારાઓ લેખકને ગુંચવાડામાં પડેલો ગણશે. જેઓ એમ માને છે કે નીતિમાં ધર્મ સમાય નહિ, અને જેઓ એમ માને છે કે નીતિ હોય તો ધર્મની જરૂર નથી, તેવાઓનો પક્ષ એ આરોપ મુકશે. છતાં નીતિ અને ધર્મ વચ્ચે નિકટ સંબંધ છે એવું બતાવવાનો લેખકનો પ્રયાસ છે. નીતિધર્મ અથવા ધર્મનીતિ ફેલાવનારી મંડળીઓ ધર્મમાં નીતિદ્વારા માને છે.

એમ કબુલ કરવું જોઇએ કે સામાન્ય વિચારમાં નીતિ વિના ધર્મ હોઇ શકે છે. એવા ઘણા દુરાચરણી પુરૂષો જોવામાં આવે છે કે જેઓ અઘોર કર્મ કરતાં છતાં પોતે ધાર્મિક છે એવો ફાંકો ધરાવે છે. તેથી ઉલટા મરહુમ મિ. બ્રેડલો જેવા નીતિવાન માણસો પડ્યા છે કે જેઓ પોતાને નાસ્તિક મનાવવામાં અભિમાન રાખે છે અને ધર્મનું નામ પડતાં નાસે છે. આ બંને મતવાળા માણસો ભૂલ ખાય છે. અને પહેલા મતવાળા તો ભૂલેલા છે એટલું જ નહિ પણ ધર્મને બહાને અનીતિ આચરી ભયંકર થઈ પડે છે. તેથી આ પ્રકરણમાં બતાવીશું કે બુદ્ધિવડે અને શાસ્ત્રોવડે જોતાં નીતિ અને ધર્મ એકત્ર છે અને એકત્ર રહેવાં જોઈએ.

પૂર્વે નીતિ તે માત્ર સંસારી હતી, એટલે કે માણસોએ ભેળા રહી કેમ ચાલવું જોઇએ એ વિચારીને વર્તન કરતા. એમ

કરતાં કરતાં સારી રીતિ હતી તે કાયમ રહી અને નઠારી તે નાશ પામી. કેમકે જો નઠારી રીતિ નાશ ન પામે તો તે પ્રમાણે ચાલનારાઓનો નાશ થાય છે. આ પ્રમાણે બનતું આપણે આજ પણ જોઈએ છીએ. સારા રીવાજો જાણ્યે અજાણ્યે માણસ ચલાવ્યા કરે તે નીતિ નથી, ધર્મ નથી, છતાં ઘણે ભાગે દુનિયામાં જે કામો નીતિમાં ખપે છે તે ઉપર બતાવ્યા તે સારા રીવાજો છે.

વળી ધર્મનો ખ્યાલ પણ ઘણી વેળા માણસનાં મનમાં માત્ર ઉપરટપકે રહે છે. કેટલીક વખત પોતાની ઉપર આવી પડતાં જોખમો દૂર કરવાને આપણે કંઈક ધર્મ માનીએ છીએ. આમ ભયથી થયેલી પ્રીતિથી માણસોએ કરેલાં કામો એ બધાં ધર્મ ગણવા એ ભૂલ છે.

પણ છેવટે એવો વખત આવે છે કે જ્યારે માણસો ઇરાદા પૂર્વક, વિચાર કરીને, લાભાલાભનો કે મરણનો વિચાર કર્યા વિના દૃઢ નિશ્ચયથી, યા હોમ કરીને નીતિને રસ્તે પાછી પાની કર્યા વિના ચાલ્યા જાય છે, ત્યારે જ તેઓને ખરી નીતિનો રંગ ચઢ્યો ગણાય.

આવી નીતિ ધર્મ વિના કેમ નભી શકે? જો બીજા માણસને થોડુંક નુકસાન કરી હું મારો લાભ જાળવી શકું તો મારે તે નુકસાન કેમ કરવું? નુકસાન કરીને થતો લાભ એ લાભ નથી પણ નુકસાન છે, એવો ઘુંટડો મને કેમ ઉતરે? બિસ્માર્કે જર્મનીને ઉપરથી દેખીતો લાભ આપવા સારૂ અઘોર કર્મ કર્યા. એની કેળવણી કયાં જતી રહી? સામાન્ય વખતે નીતિનાં વચનોનો બાળકોની પાસે બકવાદ કરતો હતો; તે વચનો કયાં ખોવાઇ ગયાં? તે યાદ કરીને તેણે કેમ નીતિ સાચવી નહિ? આ બધા સવાલોનો જવાબ દેખીતી રીતે આપી શકાય છે. એ બધી અડચણો આવી અને નીતિ ન સચવાઇ તેનું કારણ એજ કે નીતિમાં ધર્મ સમાયો ન હતો. જયાં સુધી નીતિબીજને ધર્મરૂપી પાણીનું સીંચન નથી મળતું ત્યાં સુધી અંકુર ફુટતા નથી. પાણી વગરનું તે બીજ સુકાયેલું જ રહે છે અને જો લાંબો વખત પાણી વિના રહે તો નાશ પણ પામે છે. એટલે આપણે જોયું કે ખરી નીતિમાં ખરા ધર્મનો સમાવેશ

થવો જોઇએ. એજ વિચાર બીજી રીતે મુક્તાં એમ કહી શકાય કે ધર્મ વિના નીતિ જળવાય નહિ એટલે કે નીતિ ધર્મરૂપે પળાવી જોઈએ.

આપણે વળી એમ પણ જોઇએ છીએ કે દુનિયાના મ્હોટા ધર્મોમાં નીતિના નિયમો વર્ણવેલા છે તે ઘણે ભાગે એક જ છે. ને તે ધર્મના પ્રચારકોએ એમ પણ સમજાવ્યું છે કે ધર્મનું મંડાણ નીતિ છે. જો આપણે પાયો ખોદી નાંખીએ તો ઘર તેની મેળે પડી જાય છે, તેમ નીતિ રૂપી પાયો તુટી પડે તો ધર્મરૂપી ચણતર પણ ઝપાટાબેર જમીનદોસ્ત થાય છે.

નીતિ એ ધર્મ છે એમ કહેવામાં બાધ નથી. ડૉકટર ક્રોઇટ ઇબાદત કરતાં એમ કહે છે કે ‘ હે ખુદા, નીતિ સિવાય બીજો ખુદા મારે ન જોઇએ.’ વિચાર કરતાં આપણે જોઈશું કે મુખેથી ઈશ્વર કે ખુદા પોકારીએ અને બગલમાં ખંજર રાખીએ તો શું ખુદા કે ઈશ્વર કશી દાદ આપનાર છે? એક માણસ ઇશ્વર છે એમ માનતો હોય છતાં ઈશ્વરનાં બધાં ફરમાન તોડે છે અને બીજો માણસ ઇશ્વરને નામથી ન ઓળખતાં, પોતાનાં કામથી તેને ભજે છે અને ઇશ્વરી કાયદાઓમાં તેના કર્તાને જાણે છે અને જાણીને તેના કાયદા પાળે છે. આ બે માણસમાં કયો માણસ આપણે ધર્મવાન અને નીતિમાન ગણવો, એ સવાલનો જવાબ આપતાં એક ક્ષણ ભર પણ વિચાર કર્યા વિના આપણે ચોક્કસ રીતે કહી શકીએ છીએ કે બીજો માણસ જ ધર્મવાન અને નીતિમાન ગણાય.

* * * *

† જે સારૂં અને સાચું હોય તે આપણી પોતાની ઇચ્છાથી જ કરવું તેમાં ખાનદાની રહેલી છે. માણસની ખાનદાનીની ખરી નિશાની જ એ છે કે તે પવનથી આમ તેમ અથડાતાં વાદળાંની માફક ધક્કા ખાવાને બદલે અચળ રહી પોતાને વાજબી લાગે તે કામ કરે છે અને કરી શકે છે.

તેમ છતાં આપણી વૃત્તિઓ કઈ દિશામાં દોડે છે તે જાણવું જોઈએ: આપણે દરેક રીતે આપણા મુખત્યાર નથી તે સમજીએ

છીએ. આપણી બહારની કેટલીક સ્થિતિ છે તેને અનુસરીને ચાલવું જોઈએ છે. જેમકે જે મુલકમાં હિમાલયના જેવી ઠંડી પડતી હોય ત્યાં આપણી ઈચ્છા હોય કે નહિ છતાં શરીર ગરમ રાખવાને સારૂ આપણે રીતસર કપડાં પહેરવા પડે છે, એટલે કે આપણે ડહાપણથી વર્તવું પડે છે.

ત્યારે એમ સવાલ ઉઠે છે કે આપણી બહારની ને આસપાસની સ્થિતિ તપાસતાં આપણે નીતિસર વર્તવું પડે છે કે નહિ? અથવા તો તેમાં નીતિ અને અનીતિ હોય કે નહિ તેની ફિકર નહિ એમ માની ચાલી શકાય ખરૂં?

આ સવાલોનો વિચાર કરતાં ડાર્વિનના અભિપ્રાયની તપાસ કરવાની જરૂર પડે છે. ડાર્વિન જોકે નીતિના વિષય ઉપર લખનારો માણસ ન હોતો તોપણ તેણે બહારની વસ્તુઓની સાથે નીતિનો સંબંધ કેવો ઘાડો છે તે બતાવી આપ્યું છે. જે માણસો એમ ધારે છે કે માણસો નીતિ જાળવે કે નહિ તેની દરકાર નથી અને દુનિયામાં માત્ર શરીરબળ અને માનસિકબળ એ જ કામ આવે છે તેઓએ ડાર્વિનનું લખાણ વાંચવું. ડાર્વિનના કહેવા પ્રમાણે માણસો અને બીજા પ્રાણીઓમાં જીવતાં રહેવાની લાલચ રહે છે. તે એમ પણ કહે છે કે જેઓ એવી ઝપાઝપીમાં જીવી શકે છે તે જ જીત્યા ગણાય અને જેઓ લાયક નથી તેનો જડમૂળથી નાશ થાય છે: પણ આ ઝપાઝપી શરીરબળથી નભી શકતી નથી.

માણસ અને રીંછ અથવા ભેંસની સરખામણી કરશું તો આપણને માલુમ પડશે કે શરીરબળમાં રીંછ અથવા ભેંસ માણસથી ચડી જાય છે, અને જો તેમાંના એકની સાથે માણસ કુસ્તી કરે તો હારી જશે. તેમ છતાં પોતાની બુદ્ધિ વડે માણસ વધારે બળિઓ છે. એમ જ મુકાબલો માણસ જાતમાં જુદી જુદી કોમ વચ્ચે આપણે કરી શકીએ છીએ. લડાઈને વખતે જેની પાસે ઘણા બળિઆ અથવા તો સંખ્યાબંધ માણસો હોય છે તે જ જીતે છે એમ નથી પણ જેની પાસે કળાકૌશલ્ય અને સરસ સરદારો હોય છે તે થોડા અથવા નબળા હોય છતાં જીતે છે. આ દાખલા આપણે બુદ્ધિબળના જોયા.

ડાર્વિન એમ બતાવે છે કે બુદ્ધિબળ અને શરીરબળના કરતાં પણ નીતિબળ તે ચઢિયાતું છે; અને લાયક માણસ નાલાયક કરતાં વધારે નભી શકે છે, તે આપણે ઘણે પ્રકારે જોઇ શકીએ છીએ. કેટલાક માણસો એમ માને છે કે ડાર્વિને તો એવું જ શિખવ્યું છે કે શુરા એ જ પુરા એટલે કે માત્ર શરીરબળવાળા જ છેવટે તરી આવે છે, અને એમ ઉપરથી જ વિચાર કરનારા લેભાગુ માણસો માની બેસે છે કે નીતિ એ તો કંઈ કામની નથી. પણ આ વિચાર ડાર્વિનનો બીલકુલ નથી. અસલના ઐતિહાસિક પુરાવા ઉપરથી જોવામાં આવ્યું છે કે જે કોમો અનીતિવાન હતી તેનો આજે તદ્દન નાશ થઇ ગયો છે. સોડમ અને ગમોરાના માણસો બહુ અનીતિવાળા હેવાથી તે દેશો જમાનદોસ્ત થઇ ગયા. આજ પણ આપણે જોઈ શકીએ છીએ કે જે પ્રજા અનીતિવાન છે તેનો નાશ થતો ચાલ્યો છે.

હવે આપણે કેટલાક સાદા દાખલા લઈને જોઈએ કે સાધારણ નીતિ તે પણ માણસ જાતને નિભાવી રાખવામાં કેટલી જરૂરની છે. શાંત સ્વભાવ તે નીતિનો એક ભાગ છે, ને ઉપરથી જોતાં આપણને એમ લાગી આવશે કે મીજાજી માણસ તે આગળ વધી શકે છે પણ સહેજ વિચાર કરતાં જોશું કે માણસની મીજાજ રૂપી તલવાર તો છેવટે પોતાના જ ગળા ઉપર પડે છે. માણસે વ્યસન નહિ કરવું એ નીતિનો બીજો વિષય છે. આંકડાઓ તપાસતાં વિલાયતમાં એમ જોવામાં આવ્યું છે કે ત્રીસ વરસની ઉમરના દારૂડીઆ માણસો બીજા તેર કે ચૌદ વરસ કરતાં વધારે જીવતાં નથી. પણ નિર્વ્યસની માણસ સીતેર વરસ સુધી જીવે છે. વ્યભિચાર નહિ કરવો એ નીતિનો ત્રીજો વિષય છે. ડાર્વિને બતાવ્યું છે કે વ્યભિચારી માણસો બહુ ઝપાટા ભેર નાશ પામે છે. તેઓને છોકરાં હોતા નથી અને હોય છે તો નબળા જોવામાં આવે છે. વ્યભિચારી માણસોનાં મન હીન થઇ જાય છે અને જેમ જેમ દિવસ જાય છે તેમ તેમ તેઓનો દેખાવ ગાંડાના જેવો લાગે છે.

આપણે કોમોની નીતિ વિચારશું તો પણ એ જ સ્થિતિ માલુમ પડશે. આંડામાન ટાપુના માણસો પોતાની સ્ત્રીઓને તેના બાળકો

હાલતાં ચાલતાં થાય કે તુરત તજી દે છે. એટલે કે તેઓ પરમાર્થબુદ્ધિ બતાવવાને બદલે અત્યંત સ્વાર્થબુદ્ધિ બતાવે છે. પરિણામ એ આવ્યું છે કે એ પ્રજાનો ધીમે ધીમે નાશ થતો ચાલ્યો છે. ડાર્વિન બતાવે છે કે જાનવરોમાં પણ કેટલેક દરજ્જે પરમાર્થબુદ્ધિ જોવામાં આવે છે. બીકણ પક્ષીઓ પણ પોતાનાં બચ્ચાંનું રક્ષણ કરવા જોરાવર થઈ જાય છે. તે બતાવે છે કે જો પ્રાણીમાત્રમાં પરમાર્થબુદ્ધિ થોડી ઘણી પણ ન હોત તો દુનિયામાં ખડ અને અને ઝેરી વનસ્પતિ સિવાય ભાગ્યે જ બીજે કયાંય ચેતન હોત. માણસ અને બીજા પ્રાણીમાં મુખ્ય તફાવત એ છે કે માણસ સૌથી વધારે પરમાર્થી છે. પોતાની નીતિનાં બળનાં પ્રમાણમાં માણસ બીજાને સારૂ, એટલે પોતાનાં બચ્ચાંને સારૂ, પોતાનાં કુટુંબને સારૂ, પોતાના દેશને સારૂ પોતાનો જાન કુરબાન કરતો આવ્યો છે.

એટલે ડાર્વિન ખુલ્લી રીતે બતાવે છે કે નીતિબળ એ સર્વોપરી છે. ગ્રીસની પ્રજા હાલની યુરોપની પ્રજા કરતાં વધારે બુદ્ધિશાળી હતી છતાં તે પ્રજાએ જ્યારે નીતિનો ત્યાગ કર્યો ત્યારે તેની બુદ્ધિ તેની જ દુશ્મન થઇ પડી અને આજે એ પ્રજા જોવામાં પણ નથી આવતી. પ્રજાઓ નથી પૈસે નભતી, નથી લશ્કરે નભતી, પણ માત્ર નીતિના પાયા ઉપર ટકી શકે છે એ વિચાર સદાય મનમાં રાખી પરમાર્થરૂપી પરમ નીતિ આચારવી એ માણસ માત્રની ફરજ છે.

* * * *

† કેટલીક વખત એમ કહેવામાં આવે છે કે નીતિમાં સાર્વજનિક કલ્યાણ સમાયેલું છે. આ વાત બરાબર છે. જેમકે ન્યાયાધીશમાં ન્યાયબુદ્ધિ હોય તો જે લોકોને ઈન્સાફ લેવા અદાલતમાં જવું પડે છે તેઓને સુખ ગળે છે. તેમ જ પ્રીતિ, માયા, ઉદારતા વગેરે ગુણો બીજાના પ્રસંગમાં જ બતાવી શકાય છે. વફાદારીનું જોર પણ એકબીજાના સંબંધમાં આવીને જ આપણે બતાવી શકીએ છીએ. સ્વદેશાભિમાન વિષે તો કહેવું જ શું હોય? ખરૂં જોતાં એમ જ માલુમ પડશે કે નીતિનો એવો એકે વિષય નથી કે જેનું પરિણામ કેવળ નીતિ સાચવનારને

જ મળે. કેટલીક વેળા એમ કહેવામાં આવે છે કે સત્યતા વગેરે ગુણોનો સામેના માણુસની સાથે સંબંધ નથી. પણ આપણે જૂઠું બોલી કોઇને છેતરીએ તો સામેના માણુસને નુકસાન થશે એવું આપણે કબુલ કરવું પડે છે, તો સાચુ બોલવાથી સામેના માણુસને નુકસાન થતું અટકયું એટલું આપણે કબુલ કરવું જ જોઈએ.

તેમ જ જ્યારે કોઇ માણુસ અમુક કાયદા અથવા રીવાજ નાપસંદ કરી તેની બહાર રહે છે ત્યારે પણ તેનાં કાર્યની અસર જનમંડળ ઉપર થાય છે. એવો માણુસ વિચારની દુનિયામાં રહે છે. તેના વિચારોને લગતી દુનિયા હજુ પેદા નથી થઇ એની તે દરકાર કરતો નથી. એવા માણુસને સારૂ ચાલતું ધોરણ સારૂં નથી એટલો વિચાર તેવા ધોરણનો અનાદર કરવા સારૂ બસ છે. તે માણુસ હમેશાં પોતાના વિચાર પ્રમાણે બીજાઓ પાસે વર્તાવ કરાવવા મથ્યા કરશે. આમ જ પેગંબરોએ દુનિયાના ચક્રોની ગતિ ફેરવી છે.

જ્યાં સુધી માણુસ સ્વાર્થી છે એટલે બીજાના સુખની પરવા નથી કરતો ત્યાં સુધી તે જનાવરના જેવો અથવા તેથી ઉતરતો છે. માણુસ જનાવરથી ચડે છે તે આપણે ત્યારે જ જોઈ શકીએ છીએ કે જ્યારે આપણે તેને પોતાનાં કુટુંબનો બચાવ કરતાં જોઇએ છીએ. તે હજુ વધારે માણુસાઇમાં ત્યારે આવે છે કે જ્યારે પોતાના દેશને અથવા તો પોતાની કોમને પોતાનાં કુટુંબમાં ગણે છે. જ્યારે આખી કોમને તેવી રીતે ગણે ત્યારે તે તેથી પણ ઉંચી પાયરીએ ચડે છે. એટલે કે જેટલે દરજ્જે માણુસ, માણુસ જાતની સેવામાં પછાત રહે છે તેટલે દરજ્જે તે હેવાન છે, અથવા તો અપૂર્ણ છે. મારી સ્ત્રીને સારૂ, મારી કોમને સારૂ મને દર્દ થાય પણ તેની બહારના માણુસ સારૂ કંઇ લાગણી ન થાય તો દેખીતું છે કે મને માણુસ જાતનાં દુઃખની કદર નથી. પણ સ્ત્રી બાળક કે કોમ જેને મેં મારા માન્યાં છે તેને સારૂં ભેદબુદ્ધિએ કે સ્વાર્થબુદ્ધિએ કંઈક લાગણી થાય છે.

એટલે જ્યાં સુધી આપણાં મનમાં દરેક માનવીને વિષે દયા ન આવે ત્યાં સુધી આપણે નીતિધર્મ નથી પાળ્યો અને નથી જાણ્યો. આથી આપણને જણાશે કે ઉંચ નીતિ તે સાર્વજનિક હોવી જોઇએ. આપણા સંબંધમાંનો દરેક માણસ આપણી ઉપર હક ધરાવે છે. એટલે કે આપણે સદા તેની સેવા કરવી એ આપણી ફરજ છે. આપણો હક કોઈની ઉપર નથી એમ વિચારી આપણે વર્તવું જોઇએ. કોઇ એમ કહેશે કે તેમ કરનાર માણસ આ દુનિયાના ઝપાટામાં આવી કચરાઈ મરશે; પણ એ વાત માત્ર અજ્ઞાનતા સૂચવે છે. કેમકે એવી એકનિષ્ઠાથી સેવા કરનાર માણસને હમેશાં ઈશ્વર બચાવી લે છે એવો જગપ્રસિદ્ધ અનુભવ છે.

આવી નીતિના ધોરણ પ્રમાણે માણસ માત્ર સરખા છે. તેનો અર્થ એમ નથી કે દરેક માણસ એક સરખો હોદ્દો ભોગવે છે અથવા એક જ જાતનું કામ કરે છે. પણ તેનો અર્થ એ છે કે જો હું મોટો હોદ્દો ભોગવતો હોઉં તો તે હોદ્દાની જવાબદારી ઉઠાવવાની મારામાં શક્તિ છે. તેથી મારે છકી જવાનું નથી. અને એમ નથી માનવાનું કે ઓછી જવાબદારી ઉઠાવનારા બીજા માણસો મારાથી હલકા છે. એકસરખાપણું તે આપણા મનની સ્થિતિ ઉપર આધાર રાખે છે. જ્યાં સુધી આપણાં મનની એ સ્થિતિ ન થાય ત્યાં સુધી આપણે પછાત છીએ.

આ નિયમ પ્રમાણે એક પ્રજા પોતાના સ્વાર્થને સારૂ બીજી પ્રજાની ઉપર રાજ્ય ભોગવી શકતી નથી. અમેરીકાના અસલ વતનીઓને હલકા પાડી અમેરીકાના લોકો રાજ્ય ચલાવે છે એ નીતિવિરૂદ્ધ વાત છે. ઉંચી પ્રજા નીચી પ્રજાના પ્રસંગમાં આવે તો તેવી પ્રજાને પોતાના જેવી કરવાની તેની ફરજ છે. એ જ નિયમ પ્રમાણે રાજા તે પ્રજાનો ઉપરી નથી પણ નોકર છે. અમલદારો તે અમલ ભોગવવાને નથી પણ પ્રજાને સુખી કરવા સારૂ છે. પ્રજાસત્તાક રાજ્યમાં પણ જો લોકો સ્વાર્થી હોય તો તે રાજ્ય નકામું સમજવું.

વળી એક રાજ્યમાં વસનારા અથવા એક કોમના માણસોમાં આપણા નિયમ પ્રમાણે બળીઆ માણસોએ દુર્બળનું રક્ષણ કરવાનું

છે; તે લોકોને કચડી નાખવાના નથી. આવા કારભારની અંદર ભુખમરો હોઇ શકતો નથી. કેમકે આપણે આપણા પાડોશીનું દુઃખ જોયા કરીને સુખી રહી શકીએ એ સંભવતું નથી. પરમ નીતિનું ધોરણ સાચવનાર માણસથી પૈસો એકઠો કરવાનું બની શકે નહિ. આવી નીતિ જગતમાં થોડી જોવામાં આવે છે. એમ સમજી નીતિમાને ગભરાવાનું નથી. કેમકે તે પોતાની નીતિનો ધણી છે; તેના પરિણામનો નથી. તે નીતિ નહિ આચરે તો દોષવાન ગણાશે. પણ તેનું પરિણામ જનમંડળ ઉપર નહિ થાય તો તેનો દોષ કોઈ કાઢનાર નથી.

* * * *

† "હું જવાબદાર છું," "આ મારી ફરજ છે" આવો વિચાર માણસને હલમલાવી નાખે છે અને વિસ્મય પમાડે છે. આપણને ગેબી અવાજના પડઘા કાનમાં હમેશાં પડ્યા કરે છે કે "હે માનવી, આ કામ તારૂં છે. તારે પોતાને હાર અથવા જીત મેળવવાની છે. તારા જેવો તું જ છે. કેમકે કુદરતે બે સરખી વસ્તુ કયાંએ બનાવી નથી. તારે બજાવવાની ફરજ છે તે તું નહિ બજાવે તો આ જગતનાં સરવૈયામાં એટલી ખોટ આવ્યા જ કરશે."

આવી ફરજ મારે બજાવવાની શી છે? કોઈ કહેશે કે—

આદમ કો ખુદા મત કહે, આદમ ખુદા નહિ;
લેકીન ખુદા કે નુરસે, આદમ જુદા નહિ.

અને કહેશે કે ઉપરનો બેત પ્રમાણે હું ખુદાનું નુર છું એમ માની બેસી રહેવું. બીજો માણસ કહેશે કે મારે મારી આસપાસના માણસો તરફ લાગણી બતાવી ભાઇચારો રાખવો. ત્રીજો કહેશે કે માબાપની સેવા કરવી, બાયડી છોકરાં સંભાળવા, ભાઇબેન મિત્રો તરફ બરોબર વર્તવું. પણ આ બધા ગુણોમાં મારે મારી પોતાની તરફ તેવી જ રીતે વર્તવું એ વળી મારી સમસ્ત ફરજનો ભાગ છે. જ્યાં સુધી હું મને પોતાને નહિ ઓળખું ત્યાં સુધી હું બીજાને કેમ ઓળખી શકીશ? ઘણાએ એમ માનવા લાગ્યા છે કે માણસે બીજાના સંબંધમાં આવીને રીતસર વર્તવું જોઇએ;

પણ જ્યાં સુધી આપણે તેવા સંબંધમાં આવતા નથી ત્યાં સુધી આપણી મરજી પ્રમાણે જેમ ફાવે તેમ વર્તી શકીએ છીએ. આમ જે માણુસ માનતો હોય તે વગર સમજે બોલે છે. દુનિયામાં રહી કોઇ પણ નુકસાન કર્યા વિના આપખુદીથી વર્તી શકતો નથી.

હવે આપણે જોઈએ કે આપણી ફરજ આપણી પોતાની તરફ શી છે. પ્રથમ તો આપણી ખાનગી વર્તણુંકની આપણા સિવાય બીજાને ખબર હોતી નથી. એવી વર્તણુંકની અસર આપણા ઉપર થાય તે માટે આપણે જવાબદાર છીએ. એટલું જ બસ નથી પણ એથી બીજાઓ ઉપર અસર થાય છે, તેને માટે પણ આપણે જવાબદાર છીએ. દરેક જણે પોતાના જુસ્સા ઉપર દાબ રાખવો જોઈએ. અને સદા પોતાના શરીર મન સ્વચ્છ રાખવા જોઈએ. એક મહાન પુરૂષ કહે છે કે હરકોઇ માણુસની ખાનગી ચાલચલગત મને જણાવો અને હું તે માણુસ કેવો થશે અને કેવો છે તે તુરત કહી શકીશ. આવાં જ કારણુસર આપણે આપણી ઇચ્છાઓ લગામમાં રાખવી ઘટે છે એટલે કે આપણે દારૂ નહિ પીવો જોઈએ, અકરાંતીયાપણું નહિ કરવું જોઈએ. નહિ તો છેવટે આપણે શક્તિહીન થઇ આબરૂ ગુમાવશું. જે માણુસ વિષયોથી દૂર રહી, પોતાના શરીર, મન, બુદ્ધિ અને જીવની રખેવાળી નથી કરતો તે માણુસ બહારના કામોમાં ફાવી શકતો નથી.

આમ વિચાર કરતો માણુસ પોતાની અંતરવૃત્તિઓ સાફ રાખી હવે વિશેષ વિચારે છે કે એ વૃત્તિઓનો ઉપયોગ શું કરવો. કાંઈ પણ નિશ્ચય કે ધારણા જીન્દગીમાં હોવી જોઈએ. જીંદગીનું કર્તવ્ય શોધી તે તરફ આપણે વલણ ન રાખીએ તો આપણે સુકાન વિનાના વહાણની માફક ભર દરિયામાં ગોથાં ખાઈએ. ઉંચામાં ઉંચું કર્તવ્ય એ છે કે આપણે માણુસજાતની સેવા કરવી અને તે સ્થિતિમાં સુધારો કરવામાં ભાગ લેવો. આમાં ઈશ્વર-સ્તુતિ, ખરી બંદગી આવી જાય છે. જે માણુસ દેવનું કામ કરે છે તે દેવતાઈ પુરૂષ છે. દેવનું નામ દેનારા ઢોંગી ધુતારા ઘણાએ રખડે છે. પોપટ નામ લેતાં શીખે છે તેથી એને કોઇ દેવતાઈ

કહેતું નથી. માણસજાતને સ્થિતિસર મુકવાની નેમ બધા માણસો રાખી શકે છે. વકીલ તેવી ધારણાથી ધંધો કરી શકે છે. વેપારી એ ધોરણુ ઉપર વેપાર કરી શકે છે. એવી નેમવાળો માણસ કદી નીતિ ધર્મથી ચળતો નથી. કેમકે તેમાંથી ચળીને માણસ જાતને ચઢાવવાની ધારણા પાર પાડી શકાતી નથી.

આપણે તપસીલવાર વિચારીએ. આપણે નિરંતર તપાસવું પડે છે કે આપણી રહેણી સુધારનારી કે બગાડનારી છે. વેપાર કરનાર વેપારી દરેક સોદો કરતાં વિચારશે કે પોતે પોતાને અથવા બીજાને ઠગે છે કે નહિ. વકીલ વૈદ ઉપલા ઉત્તમ ધોરણુ ઉપર ચાલતાં પોતાના પૈસા કરતાં પોતાના અસીલ અને દર્દી વિષે વધારે વિચાર કરશે. મા પોતાનાં બાળકને ઉછેરતાં હમેશાં ડરીને ચાલશે કે રખેને એ બાળક ખોટા હેતથી કે પોતાનાં બીજા સ્વાર્થને લીધે બગડે. તેવા વિચારોથી મજુરી કરતો મજુર પણુ પોતાના કર્તવ્યનો ખ્યાલ કરીને રહેશે. આ બધાનો સાર એ આવ્યો કે જો મજુર પોતાનો ભાગ નીતિ નિયમને વળગીને બજાવશે તો આપખુદીથી રહેનારા ધનાઢ્ય વેપારી વૈદ કે વકીલ કરતાં વધારે સારો ગણાશે. મજુર એ ખરો સીક્કો છે અને પેલા સ્વાર્થી માણસો વધારે અક્કલવાળા અથવા તો પૈસાદાર છતાં ખોટા સીક્કા બરાબર છે. એટલે વળી આપણે જોઈએ છીએ કે ઉપલી નેમ પુરી પાડવામાં હરકોઈ માણસ ગમે તે પદવીમાં હોવા છતાં શક્તિમાન છે. માણસની કિંમત માણસની રહેણી ઉપર છે તેની પદવી ઉપર નથી. આવી રહેણીની પરીક્ષા તેના બહારના કામોથી નથી થતી પણ તેની અંતરવૃત્તિ જાણવાથી જ થાય છે. એક માણસ ગરીબ માણસને પોતાની નજરેથી દૂર કરવાને સારૂ રૂપિયો આપે. બીજો તેની દયા ખાઈ હેતેથી અરધો રૂપિયો આપે. અરધો રૂપિયો આપનાર માણસ તે ખરો નીતિવાન છે અને રૂપિયો આપનારો માણસ તે પાપી છે.

આ બધાનો સાર એ નીકળ્યો કે જે માણસ પોતે શુદ્ધ છે, દ્વેષ કરતો નથી, ખોટો લાભ કોઈનો લેતો નથી, હમેશાં પવિત્ર

મન રાખી વર્તે છે તે જ માણુસ ધાર્મિક છે, તે જ સુખી છે, અને તે જ પૈસાદાર છે. તેઓનાથી જ માણુસજાતની સેવા બની શકે છે. જે દીવાસળીમાં દેવતા નહિ હોય તે બીજા લાકડાં કેમ સળગાવી શકશે! જે માણુસ પોતે નીતિ નથી પાળતો તે બીજાને શું શીખવશે! પોતે ડુબતો બીજાને કેમ તારી શકે! નીતિનું આચરણ કરતો માણુસ દુનિયાની સેવા કેમ કરવી એમ કદી સવાલ ઉઠાવતો નથી. કેમકે એ સવાલ તેને ઉઠતો નથી. મેથ્યુ આરનૉલ્ડ એમ કહે છે કે "એક દહાડો મ્હારા મિત્રને સારૂ હું તન્દુરસ્તી, જીત અને કીર્તિ ઇચ્છતો; હવે તેવું ઇચ્છતો નથી. કેમકે તે હોય યા ન હોય તેની ઉપર મારા મિત્રના સુખ દુઃખનો આધાર નથી. તેથી હવે હું સદાય એમ ઇચ્છું છું કે તેની નીતિ હમેશાં અચળ રહે." ઇમિરસન કહે છે: "ભલા માણુસનું દુઃખ તે પણ તેઓનું સુખ છે અને ભુંડાને તો પૈસો, તેની કીર્તિ તે પણ તેઓને અને દુનિયાને દુઃખરૂપ છે."

# રોલેટ બિલો સામે સત્યાગ્રહ.*

સાહેબ, રોલેટ બિલો વિરૂદ્ધ સત્યાગ્રહ–પ્રતિજ્ઞાનો ખરડો આ સાથે મોકલું છું. જે પગલું લેવાયેલું છે તે કદાચ હિન્દુસ્તાનની તવારીખમાં બહુ ભારે ગણાય. મારી ખાતરી આપું છું કે તે લેવામાં જરાએ ઉતાવળ નથી થયેલી. મેં પોતે તો તેના વિચારમાં અનેક ઉજાગરા કીધા છે. આ પગલાનાં પરિણામોનું મેં બરાબર માપ લીધું છે. સરકારની સ્થિતિનો પણ યોગ્ય આંક બાંધવાનો પ્રયત્ન કર્યો છે. પણ આ વિચિત્ર બિલો દાખલ કરવા સારૂ હું કશું પ્રયોજન જોઇ શકતો નથી. રોલેટ કમિટીનો રિપોર્ટ મેં વાંચ્યો છે, તે વાંચતાં કમિટીની વર્ણન શક્તિનાં વખાણ કર્યા વિના મારાથી રહેવાયું નહિ, પણ તે ઉપરથી જે નિર્ણય ઉપર કમિટી આવી શકી છે તેનાથી તદન ઉલટા જ નિર્ણય ઉપર હું આવ્યો છું. એ રિપોર્ટ ઉપરથી હું તો સ્પષ્ટ રીતે એ જ નિર્ણય આપું કે છૂપી ખુનામરકી રૂપી રોગ હિન્દુસ્તાનમાં માત્ર સંકુચિત ક્ષેત્રોમાં અને છુટા છવાયા અને બહુ થોડા લોકોમાં ફેલાયેલો છે. આવા લોકોની હસ્તી, સમાજને સારૂ જરૂર જોખમકારક છે, પણ આ જોખમ કરતાં વધારે ભયંકર જોખમ તો આ બિલો છે, જે આખાં હિન્દુસ્તાનને લાગુ પાડવા ધારેલાં છે અને જે સ્થિતિ નખથી સુધરી શકે તે સ્થિતિ સુધારવાને સરકારના હાથમાં કુહાડો આપનારાં છે. વળી કમિટીએ એક ઐતિહાસિક બીનાનું કેવળ દુર્લક્ષ કર્યું છે, અને તે એ છે કે હિન્દુસ્તાનના કરોડો લોકો પોતાનાં હૃદયની કોમળતાને સારૂ પૃથ્વીમાં પંકાયેલા છે.

હવે આપણે બિલોનું જડતર તપાસીએ. બિલો દાખલ થયાં તે પ્રસંગે નામદાર વાઈસરોયે બે ખાતરી આપી: એક સિવિલ

* આ પત્ર વર્તમાનપત્રો ઉપર મોકલવામાં આવ્યો હતો. ( તા. ૨૬–૨–૧૯૧૯ ).

સર્વિસને અને બીજી ઇંગ્રેજ વેપારીઓને. આપણામાંના ઘણાને વાઇસરોય સાહેબનાં આ બાબતનાં ભાષણ વિષે બહુ વસવસો રહે છે. મારે તો કબુલ કરવું જ જોઈએ કે એ ખાતરીના હેતુ અને હદ હું સમજી શકતો નથી. જો તેનો અર્થ એવો હોય કે સિવિલ સર્વિસના અને ઇંગ્રેજ વેપારીઓના લાભોને, હિન્દુસ્તાનના હિત અને આર્થિક હાજતો કરતાં વિશેષ ગણવામાં આવશે તો કોઇ પણ હિન્દીથી એ સિદ્ધાંતનો સ્વિકાર નહિ થાય. તેનું પરિણામ તો એ આવશે કે સામ્રાજ્યની અંદર ભાઈઓ ભાઇઓ વચ્ચે તીવ્ર ઝગડો જાગશે. મોન્ટેગ્યુ–ચેમ્સફર્ડના રિપોર્ટ પ્રમાણે સુધારા થાઓ યા ન થાઓ. આ ક્ષણે આપણને જે જરૂરનું છે છે તે તો એ છે કે આ તાત્વિક મુદ્દા વિષે ઘટતી અને વાજબી સમજુતી થવી જોઇએ. એનો જેમ તેમ નીકાલ કરવાથી ખરો સંતોષ નથી થવાનો. મહાન સિવિલ સર્વિસરૂપી મહાજને સમજવું જોઇએ કે હિન્દુસ્તાનમાં માત્ર નામના નહિ પણ હિન્દના ખરેખરા ટ્રસ્ટી અને સેવક તરીકે જ તેઓ રહી શકે છે. મોટી ઇંગ્રેજ પેઢીઓએ સમજવું જોઈએ કે તેઓ હિન્દુસ્તાનની કળા, વ્યાપાર અને હુન્નરનો નાશ કરવાને નહિ પણ તેની હાજતોમાં જે ત્રુટી આવે તેની પુરણી કરવાંને જ રહી શકે છે. જો આ બે વસ્તુનો સ્વિકાર થાય તો તે બે રોલેટ બિલની પુરેપુરી ગરજ સારી શકશે અને હું ખાતરી આપુ છું કે આ બે વસ્તુઓથી રાજ્યની સામે થતા ગમે તે કાવત્રાંને પહોંચી વળી શકાશે.

સર જ્યોર્જ લાઉન્ડઝે પ્રજામતનો નિરાદર કરીને બળતાંમાં ઘી હોમ્યું છે. તેઓ સાહેબ હિન્દનો ઇતિહાસ ભણેલા પણ ભુલી ગયા જણાય છે; નહિ તો જે સરકારના તેઓ પ્રતિનિધિ છે તે સરકારે આજ સુધીમાં પ્રજામતને વશ થઈને પોતાના પાક્કા વિચારો ફેરવેલા છે એવા દાખલાઓનું તેમને સ્મરણ રહેત. રાજ્યકર્તારૂપી શરીરમાં ઉંડા રહેલા રોગની આ બિલો એક સ્પષ્ટ નીશાની છે એમ હું શા સારૂ માનું છું એ સમજવું હવે સહેલ થઈ પડશે. આવા રોગોનો આકરોજ ઈલાજ હોય.

બિલથી અને તે દાખલ થયાં તે વખતનાં પ્રસંગો જે ભાવ સૂચવે છે તેથી અધીરાં થયેલા, ઉતાવળા, અને તપી ગયેલા જુવાનો છુપી ખુના મરકીનો ઇલાજ પસંદ કરશે. જે તિરસ્કાર, અને દ્વેષનો ખુનામરકી ચોખ્ખો પુરાવો છે તે તિરસ્કાર અને દ્વેષમાં આ બિલો વધારો કરશે જ. સત્યાગ્રહની પ્રતિજ્ઞા લેનારાઓએ હરકોઈ પ્રકારનાં દુઃખ સહન કરવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. સરકારની તરફ તેઓનો દ્વેષ નથી અને તેથી તેઓની માંગણીમાં એટલું બધું બળ રહેલું છે કે તેની સામે થવાય જ નહિ; એટલે સરકાર તરફનાં દુઃખોનું નિવારણ કરવાને તેઓ ખુનામરકીને અસરકારક ઉપાય ગણે છે તેના બદલામાં આવાં અમોઘ અસ્ત્રની તેઓ ભેટ કરે છે. વળી તે અસ્ત્ર તેનો ઉપયોગ કરનારને અને પ્રતિપક્ષી બંનેને સુખદાયી છે. સત્યાગ્રહીઓ જો પોતાનાં આ અસ્ત્રનો ઉપયોગ બરાબર સમજતા હશે તો મને પરિણામનો જરાએ ભય નથી. તેમની એ સમજવાની શક્તિ વિષે શંકા લાવવાનું મારૂં કામ નથી. સત્યાગ્રહ જેવો જલદ ઉપાય લેવા સરખો આ રોગ છે કે નહિ, અને તેને મટાડવાને સારૂ બીજા હળવા ઉપાયો લેવામાં આવ્યા છે કે નહિ તે જાણી લેવાની સત્યાગ્રહીઓની ફરજ છે. તેઓની ખાતરી થઈ છે કે રોગ ભયંકર છે અને હળવા ઉપાયો નિષ્ફળ ગયા છે. બાકી બધું હરિને હાથ છે.

# સ્વદેશીવ્રત.*

## ૧.

સ્વદેશીવ્રત લેવાની જે લાગણી લોકોમાં થઈ રહેલી છે તે અતિશય સ્તુત્ય છે છતાં મને લાગે છે કે એ વ્રતનાં પાલનમાં જે મુશ્કેલીઓ રહેલી છે તેનો ખ્યાલ પુરેપુરો આપણને આવેલો જણાતો નથી. હમેશાં વ્રત લેવામાં આવે છે તે કેવળ કઠિણ વસ્તુઓને સારૂ જ હોય છે. ઘણા પ્રયત્ન કરતાં છતાં પણ જ્યારે આપણે અમુક કાર્ય કરવામાં સફળતા નથી મેળવતા ત્યારે આપણે વ્રત લઈને આપણને પોતાને એવી રીતે બાંધી લઈએ છીએ કે એમાંથી છુટી મળી જ ન શકે. આ સિવાયની બીજી કૃતિને વ્રત ગણી શકાય જ નહિ. બનતાં સુધી અમુક કાર્ય કરશું એમ કહેવાથી વ્રત લીધું નહિ કહી શકાય. બનતા સુધી સ્વદેશી ચીજ જ વાપરશું એમ કહીને જો આપણે સ્વદેશીવ્રતધારી કહેવાઇ શકાઇએ તો તો વાઇસરોયથી માંડીને છેક મજુર સુધીમાં થોડા જ માણસ હશે કે જે બનતા સુધી એ વ્રતનું પાલન કરનારા નહિ હોય. પણ આપણે એ પંક્તિમાંથી બહાર નિકળીને બહુ વિશેષ કાર્ય કરવાને માગીએ છીએ અને તે કાર્યની વચ્ચે તથા ઉપર બતાવ્યા તેવાં કાર્યની વચ્ચે કાટખુણા અને બીજાખુણાઓ વચ્ચે જેટલો તફાવત છે તેટલો આમાં છે. આ પ્રમાણે સ્વદેશીવ્રત લેવાનો વિચાર કરીએ તો એટલું સ્પષ્ટ જણાઇ આવશે કે સર્વ વસ્તુઓને વિશે એ વ્રત હાલ લેવું અશક્ય છે. ઘણો વિચાર કરતાં મને તો ઘણાં વર્ષો થયાં ચોખ્ખું જણાઇ આવેલું છે કે એ વ્રત સંપૂર્ણતાએ આપણા પહેરવાના અને વાપરવાના સુતરના રેશમના કે ઉનના કપડાંઓ વિષે જ લઇ શકીએ છીએ. આટલું વ્રત સંપૂર્ણતાએ પાળવું એમાં પણ ઘણી મુસીબતો પ્રથમ કાળમાં તો વેઠવી પડશે અને એજ યોગ્ય છે. આપણે પરદેશી કાપડને ઉત્તેજન આપીને અઘોર પાપ કર્યું છે. આપણે હિન્દુસ્તાનમાં

* આ લેખ ૧૯૧૯ ના એપ્રિલ માસમાં વર્તમાનપત્રોમાં પ્રગટ થયો છે.

ખેતી છોડીને સુંદરમાં સુંદર ધંધો મુકયો અને જે ધંધાને કબીરે દીપાવ્યો છે અને જેણે કબીરને જન્મ આપ્યો હતો તે ધંધાનો લગભગ નાશ થવા આવ્યો છે. મેં સૂચવેલા સ્વદેશીવ્રતનો અર્થ એ છે કે આપણે આ અઘોર પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ઇચ્છીએ છીએ, લગભગ નષ્ટ થયેલા ધંધાનો જીર્ણોધાર કરવા ઇચ્છીએ છીએ અને કરોડો રૂપિયા જે અત્યારે હિન્દુસ્તાનની બ્હાર ચાલ્યા જાય છે તેનો આપણે બચાવ કરવા ઇચ્છીએ છીએ. એવાં પરિણામ સ્હેલાઈથી લાવી નજ શકાય. એમાં કઠિનતા હોવીજ જોઈએ. સ્હેલાઇથી મળેલી વસ્તુની કિંમત હોતી નથી. પણ ગમે તેવું કઠણ છે છતાં જો આપણે હિન્દુસ્તાનની મહા-ઉન્નતિ માંગતા હોઇએ તો કોઈ દહાડો આ વ્રત લીધે જ છુટકો છે. એ વ્રતની સફળતા ત્યારે જ થઇ શકશે કે જ્યારે આપણે ધર્મ સમજીને આપણા મુલકમાં પેદા થયેલું જ કપડું પહેરશું અને બીજાનો ત્યાગ કરીશું. મિત્રો કહે છે કે અત્યારે તો આપણી પાસે એટલાં કપડાં નથી. જે મિલો હાલ મોજુદ છે એ મિલો એટલાં કપડાં પુરાં પાડી ન શકે. આ વિચારમાં બહુ દોષ રહ્યો છે. હિન્દુસ્તાનના એવાં સદ્ભાગ્ય નથી કે ત્રીસ કરોડ માણુસ એકી વખતે આ વ્રત લઈ લે. વધારેમાં વધારે આશા રાખનાર માણુસ પણ હાલતો લાખોની સંખ્યાનીજ આશા રાખી શકે. તેઓને કપડાં પુરા પાડવામાં હું મુશ્કેલી જોતો નથી, પણ જ્યાં ધર્મ લાગણી ઉત્પન્ન થાય છે ત્યાં મુશ્કેલીના વિચારને થોડો જ અવકાશ મળે છે. હિન્દુસ્તાનની હુવા એવી છે કે તેમાં ઘણા થોડાં કપડાંથી આપણે ગુજારો કરી શકીએ છીએ. ત્રણ ચતુર્થાંશ કપડાં આપણામાંના ઘણા માણુસો કેવળ નકામાં વાપરે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. વળી જ્યારે ઘણા માણુસો આ વ્રત લેશે ત્યારે ઘણા રેંટીઆઓ અને ચરખા કામ કરતા થઈ જશે. કારિગરોનો ભંડોળ અખૂટ છે. વણકરો માત્ર ઉત્તેજનની જ રાહ જોઇ બેઠા છે. મુખ્ય જરૂર બે છેઃ ત્યાગની અને પ્રમાણિકતાની. વ્રત લેનારને વિષે આ બન્ને ગુણની જરૂર છે એ તો સ્વતઃ સિદ્ધ વસ્તુ છે, પણ સ્વદેશી જેવું મહાવ્રત પાળવું લોકોને પ્રમાણુમાં

સ્હેલ થઈ પડે તેને સારૂ તેપારીઓને પણ એ બે ગુણોની પુરી જરૂર પડશે. પ્રમાણિક અને ત્યાગી વેપારી કેવળ દેશના રૂમાંથી જ સુતર કંતાવશે અને તેમાંથી જ કપડાં વણાવશે. રંગ પણ દેશમાં પેદા થઈ શકે તેજ વાપરશે. જ્યાં માણુસ ઇરાદો કરે છે ત્યાં બધી અડચણોને દૂર કરવાને શક્તિ મેળવી લે છે.

ઓછાં કપડાંથી ચલાવી લેવા પુરતો ત્યાગ બસ નથી પણ સંપૂર્ણ સ્વદેશીવ્રતને સારૂં એ પણ જરૂરનું છે કે આપણી પાસે જે પરદેશી કપડાં હોય તેની હોળી કરવી. જો આપણને સિદ્ધ થયું હોય કે પરદેશી કપડાંનો ઉપયોગ કરી આપણે ગુન્હો કર્યો છે, હિન્દને પારાવાર નુકસાન કર્યું છે, વણકરોનો નાશ કર્યો છે, તો એવા પાપથી ખરડાયલાં કપડાં અગ્નિમાં જવાને જ લાયક છે. આ પ્રસંગે સ્વદેશી અને બોયકોટ વચ્ચેનો ભેદ સમજી લેવાની આવશ્યકતા છે. સ્વદેશી એ ધર્મ ભાવના છે. પ્રત્યેક મનુષ્યનું એ સ્વાભાવિક કર્તવ્ય છે. તેમાં લોકસંગ્રહ રહેલો છે. અને સ્વદેશીવ્રત વેર વાળવાના ઇરાદાથી કે સજા કરવાના ઇરાદાથી લેવાય જ નહિ. સ્વદેશીવ્રત કોઈ બીજા બનાવની ઉપર આધાર નથી રાખી શકતું, પણ બોયકોટ એ કેવળ દુનિયાદારી અને રાજ્યપ્રકરણી હથિયાર છે. તેમાં દ્વેષભાવના રહેલી છે, સજા કરવાની વૃત્તિ રહેલી છે અને બોયકોટથી હું તો પ્રજાને અંતે બહુ નુકસાન જ જોઈ શકું છું. ને જે સદાયને સારૂ સત્યાગ્રહી રહેવા ઈચ્છે છે તેનાથી બોયકોટની પ્રવૃત્તિમાં હરગીજ ભાગ લેવાય જ નહિ. સંપૂર્ણતાએ સત્યાગ્રહ પાળનાર સ્વદેશીવ્રત સિવાય રહી શકે નહિ. બોયકોટનો મેં આ અર્થ માનેલો છે. એવી સૂચના થયેલી છે કે રોલેટ બિલ રદ ન થાય ત્યાં સુધી બ્રિટિશ માલનો બોયકોટ કરવો અને જ્યારે એ બિલ રદ થાય ત્યારે એ બોયકોટ ઉઠાવી લેવો. આ બહિષ્કારમાં આપણને જાપાનનો કે બીજા પરદેશોનો સડેલો માલ હોય તો પણ ખપી શકે છે. જો પરદેશી માલ લેવો જ ઘટે તો અંગ્રેજોની સાથે મારે રાજ્ય સંબંધ હોવાથી હું અંગ્રેજી માલજ લઉં અને એ સ્થિતિને યોગ્યગણું. અંગ્રેજી માલનો બહિષ્કાર કરતાં આપણે અંગ્રેજી

પ્રજાને સજા કરવાના દોષમાં આવી પડીએ. આપણને અંગ્રેજી પ્રજાની સાથે તો કશી પણ તકરાર નથી. તકરાર અધિકારી વર્ગની સાથે છે. પણ સત્યાગ્રહના કાયદા પ્રમાણે તો આપણે અધિકારી વર્ગની સામે પણ દ્વેષ નથી કરી શક્તા, વેરભાવ નથી રાખી શક્તા, એટલે કોઈ પણ રીતે બહિષ્કારનો અંગીકાર કરવો એ મને તો યોગ્ય જણાતો નથી. ઉપર પ્રમાણે સંકુચિત સ્વદેશી-વ્રત સંપૂર્ણતાએ લેવું હોય તો નીચે પ્રમાણે લઇ શકાયઃ-

"હું ઈશ્વરને દરમ્યાન રાખીને આજથી મારી વપરાશને સારૂ હિન્દુસ્તાનનાં રૂમાંથી રેશમમાંથી અગર ઉનમાંથી બનેલા કાપડનો જ ઉપયોગ કરીશ. એવાં પરદેશી કાપડનો સર્વાંશે ત્યાગ કરીશ, અને મારી પાસે જે પરદેશી કપડાં હશે તેને હું ભસ્મ કરીશઃ એવી હું પ્રતિજ્ઞા લઉં છું."

મારી ઉમેદ છે કે આ પ્રતિજ્ઞા લેવાને ઘણા સ્ત્રી પુરૂષો તૈયાર થઇ જશે. જો ઘણા સ્ત્રીપુરૂષો તૈયાર થાય તોજ જાહેર વ્રત લેવું યોગ્ય ગણાશે. થોડાં જ સ્ત્રી પુરૂષો પણ આવું વ્રત જાહેરમાં લઈ શકે છે પણ ઝપાટાભર સ્વદેશીને વ્યાપક સ્વરૂપ આપવા સારૂ ઘણા માણસોની જરૂર છે. જેઓને આ હિલચાલ પસંદ હોય તેણે અતિ શીઘ્રતાથી તે શરૂ કરવી જોઇએ; વેપારી વર્ગને મળવું જોઇએ. તેમ છતાં ઉતાવળથી કાર્ય સિદ્ધ થઈ નહિ શકે એ ચેતવણી આપવાની પણ જરૂર છે. બે દિવસ મોડું થશે તેમાં હું હરકત નથી જોતો પણ સ્વદેશીનો પાયો ચુસ્તપણે રોપાય એ જોવાની મારી તીવ્ર ઇચ્છા છે, અને સત્યાગ્રહની ભારે પ્રવૃત્તિ ચાલી રહેલી છે તે સમયે આવી પ્રવૃત્તિઓ સ્હેજે ચાલી શકે છે એવો મારો અનુભવ છે.

## સ્વદેશીવ્રત.*

૨.

મેં સૂચવેલું સ્વદેશીવ્રત નીચે પ્રમાણે છેઃ

" ઈશ્વરને દરમ્યાન રાખીને હું એવી પ્રતિજ્ઞા લઉં છું કે આજથી મારી વપરાશને સારૂ હિન્દુસ્તાનનાં રૂમાંથી, રેશમમાંથી અગર ઉનમાંથી બનેલાં કાપડનો જ હું ઉપયોગ કરીશ. એવા પરદેશી કાપડનો સર્વાંશે ત્યાગ કરીશ; અને મારી પાસે જે પરદેશી કપડા હશે તેને હું ભસ્મ કરીશ. "

આ પ્રતિજ્ઞા બરોબર પાડવાને સારૂ હાથે કાંતેલા સુતરના, હાથ વણાટના કપડાં જ વાપરવા જોઇએ. હિન્દુસ્તાનનું રૂ બહાર જઈ સુતર બની હિન્દુસ્તાનમાં આવે અને તેનું વણાટ હિન્દુસ્તાનમાં થાય એ સ્વદેશી નથી. આપણું જ રૂ આપણા જ દેશમાં બનેલા રેંટિયામાં કંતાય અને તેમ જ સાળમાં વણાય ત્યારે આપણે સંપૂર્ણતાને પહોંચ્યા ગણાઈએ. પણ ઉપલા વ્રતમાં બહારથી આવેલા સંચામાં કંતાયલાં અને વણાયલા રૂના કપડા હોય તે ચાલી શકે.

ઉપર પ્રમાણેનું સંકુચિત સ્વદેશીવ્રત લેનાર કંઇ કપડા સ્વદેશી પહેરીને સંતોષ નહિ માની લે. પણ બીજી વસ્તુઓ વિષે પણ બની શકે ત્યાં સુધી સ્વદેશીનું જ પાલન કરશે. મને એમ કહેવામાં આવ્યું છે કે હિન્દુસ્તાનમાં એવી અંગ્રેજોની માલકીની મિલો છે કે જેમાં કોઈ પણ હિન્દી શેર નથી લઈ શકતો. જો વાત ખરી હોય તો આવી મિલમાં બનેલું કપડું હું તો કેવળ પરદેશી જ ગણું. વળી, એ તો દ્વેષથી ખરડાયલું કપડું ગણાય. અને એ કપડું ગમે તેવું સરસ હોય છતાં ત્યાજ્ય

* આ લેખ ૧૯૧૯ના એપ્રિલ માસમાં વર્તમાન પત્રોમાં પ્રગટ થયો છે.

ગણાવું જોઈએ. સંખ્યાબંધ માણસો આવા વિચારોમાં ઉતરતા જ નથી. પોતાનાં કાર્યથી દેશનું ભલું થશે કે ભૂંડું એવો વિચાર સૌ ન કરી શકે. પણ જેઓ શિક્ષિત છે, વિચારશીલ છે, જેઓએ પોતાની બુદ્ધિને કેળવી છે, જેઓ દેશસેવા કરવાને ઉત્સુક છે, તેમની તો ચોખ્ખી ફરજ છે કે પોતાનું હરેક ખાનગી કે જાહેર કાર્ય કરતાં તે વિચાર કરવો જોઈએ. અને જ્યારે અમુક વિચાર પરિપકવ થાય અને અનુભવ સિદ્ધ થાય ત્યારે જનસમાજની પાસે મૂકવો જોઇએ. છેવટે તો ગીતાજીમાં ગાયું છે તેમ " જે સારા માણસો કરશે, તે સાધારણ માણસો કરતા થઇ જશે. " ઉપર પ્રમાણે વિચારશીલ સ્ત્રીપુરૂષોએ આજ લગી કામ નથી કર્યું, તેથી આપણે ઘણું નુકસાન વેઠ્યું છે. એટલે લોકકલ્યાણને સારૂ વિચાર કરવામાં ધર્મવૃત્તિની જરૂર છે.

હજારો માણસો એમ માને છે કે હિન્દુસ્તાનની મિલોમાં વણાયેલું કાપડ વાપર્યું એટલે પોતે સ્વદેશી વાપરનારા થયા. હકીકત તો આવી છે કે ઝીણાં કપડાં માત્ર પરદેશી રૂના અને પરદેશમાં કંતાયેલા સુતરના આવે છે. એટલે માત્ર વણુતર હિન્દમાં થયું એટલો જ સંતોષ વાળી શકાય. હાથની સાળમાં વણાયલાં પણ ઝીણાં કાપડમાં સુતર પરદેશી રૂનું પરદેશમાં કંતાયેલું વપરાય છે. આવું કાપડ વાપરીને સ્વદેશીવ્રત પાળ્યું ગણાય જ નહિ. એ તો કેવળ મનને છેતરવાની વાત થઈ. સ્વદેશી પાળવામાં પણ સત્યાગ્રહની એટલે સત્યના આગ્રહની જરૂર છે. પુરૂષોને જ્યારે એટલો આવેશ આવશે કે હું કેવળ લંગોટી પહેરીને મારો વ્યવહાર ચલાવીશ પણ સ્વદેશી સિવાય બીજું કાપડ નહિ વાપરૂં, અને સ્ત્રી પણ આવેશપૂર્વક કહેશે કે અમે અમારા ગુહ્ય અવયવ ઢાંકવા પૂરતું જ કાપડ વાપરીને નિર્વાહ કરશું, પણ પરદેશી કાપડ નહિ વાપરીએ; ત્યારે જ આપણે સ્વદેશી જેવા મહાવ્રતમાં ફલિભૂત થઈશું. આવું કઠણ વ્રત પાળનારા કેટલાક હજાર સ્ત્રીપુરૂષો નીકળી પડશે તો વ્રત નહિ લેનારા તેમની પાછળ પાછળ ચાલવાનો પ્રયત્ન કરશે, પોતાની પેટી પટારા તપાસતા થઇ જશે, અને પોતાની શક્તિ

પ્રમાણે સ્વદેશીનું પાલન કરશે. જેઓ મોજશોખમાં, ટાપકટૂપકમાં ગ્રસ્ત નથી થયા તેઓને હું નમ્રતાપૂર્વક સૂચવવા ઇચ્છું છું કે તેઓ પવન વેગે સ્વદેશીનો પ્રચાર કરી શકે છે. સાધારણુ રીતે એવા થોડા ગામ હશે કે જ્યાં હજી પણુ વણુકર નહિ હોય. આપણી અસલની પ્રથા તો એ હતી કે દરેક ગામમાં જેમ સુથાર, મોચી, હજામ, લુહાર, ઇત્યાદિ હતા અને હજી છે તેમ ખેડુત અને વણુકર પણુ હતા. ખેડુતવર્ગ આજે પાયમાલ થઇ ગયો છે. વણુકરને તો ગરીબડાઓ થોડે અંશે નીભાવી રહ્યા છે. એ વણુકરોને આપણે સ્વદેશી સુતર આપી, આપણે જોઈએ તેવું કાપડ વણાવી શકીએ છીએ. આજે એ કાપડ ભલે જાડું હોય. આપણે પ્રયત્ન કરતાં રહેશું તો એ કાપડને જેવું ઝીણું અને સ્વચ્છ જોઇતું હશે તેવું કરાવી શકશું. આમ કરવાથી આપણી હાજતો પૂરી પડશે, અને આપણા વણુકરોને આપણે ઉંચી પાયરીએ ચઢાવીશું. હજું પણ એક પગલું આગળ ચલાય તો આપણે સહેલાઈથી મુશ્કેલીઓનો સમુદ્ર તરી શકશું. આપણી સ્ત્રીઓને આપણા બાળકોને આપણે ઘણી સહેલાઈથી સુતર કાંતતા અને વણુતા શીખવી શખીએ છીએ. આપણાં ઘરમાં જ વણાયલાં કાપડથી બીજું પવિત્ર શું હોઇ શકે? હું જાતિ અનુભવથી કહેવા ઇચ્છું છું કે આ પ્રમાણે કરવાથી ઘણા દુઃખમાંથી ઉગરી જશું, ઘણી નકામી હાજતો આપણે કાઢી નાખશું, અને આપણું જીવન આપણુને સૌન્દર્ય ભર્યું એક કાવ્યસમાન લાગશે. આવું જીવન હિન્દુસ્તાનમાં એક વખત હતું એવો ગેબી અવાજ મારે કાને તો હંમેશાં આવ્યા કરે છે. પણુ જો એવું હિન્દુસ્તાન માત્ર કવિઓની કલ્પનામાં જ રહ્યું હોય તોયે શું? હિન્દુસ્તાનને એવું હવે કરવું એ શું ઈષ્ટ નથી? એમાં શું મહાપુરૂષાર્થ નથી રહ્યો? હું આખા હિન્દુસ્તાનમાં ભ્રમણુ કરી રહ્યો છું. ગરીબોની હાય મારાથી સાંભળી જતી નથી. ન્હાના મ્હોટા બધા પૂછી રહ્યા છેઃ 'અમને સસતું કાપડ મળી શકતું નથી. અમારી કમાણી મોંઘું કાપડ લેવા પૂરતી નથી. અનાજ મોંઘું; કાપડ મોંઘું; અમે શું કરીએ?' આમ પૂછી નિઃશ્વાસ મૂકે છે. આવાઓને

સંતોષકારક જવાબ દેવો એ મારૂં કાર્ય છે; સૌ દેશસેવકની એ ફરજ છે. પણ હું તો સંતોષકારક જવાબ આપવા અસમર્થ છું. આપણી કાચી પેદાશ (raw materials) યુરોપમાં જાય અને આપણે તેને લીધે આકરા દામ આપવા પડે એ સર્વ વિચારશીલ હિન્દીને અસહ્ય હોવું જોઇએ. આનો પહેલો અને છેલો ઉપાય સ્વદેશી જ છે. આપણું રૂ આપણે કોઇને આપવા બંધાયલા નથી, અને જ્યારે હિન્દુસ્તાનમાં સ્વદેશીનો ડંકો વાગશે ત્યારે રૂના નીપજાવનારા પરદેશમાં કાપડ બનાવવાને સારૂ પોતાનું રૂ નહિ આપે. એ સમયે તો જ્યાં રૂ પાકતું હશે તે જગ્યાએ તે રૂ સાફ થઇને કંતાઇને તેનું કાપડ કેમ ન થાય? એ પ્રશ્ન ઉઠશે. અને જ્યારે હિન્દુસ્તાનમાં સ્વદેશીનો મંત્ર વ્યાપક થશે ત્યારે એક ક્ષણની અંદર કરોડો માણસો હિન્દુસ્તાનના આર્થિક ઉદ્ધારની ચાવી મેળવી લેશે. આ શિક્ષણને સારૂ સેંકડો વર્ષની જરૂર નથી. જ્યારે ધર્મજાગૃતિ થાય છે ત્યારે એક ક્ષણની અંદર વિચારોમાં મહાપરિવર્તન થઇ શકે છે. પણ તેને સારૂ નિઃસ્વાર્થ ત્યાગની પૂરી જરૂર છે. ત્યાગવૃત્તિ જે અત્યારે હિન્દુસ્તાનમાં પ્રસરી રહેલી છે તે સમયે જો આપણે સ્વદેશીનો પ્રચાર કરતા ચૂકશું તો આપણે હાથ ઘસવા પડશે. દરેક હિન્દુને, દરેક મુસલમાનને, દરેક પારસીને, દરેક ખ્રીસ્તીને, દરેક યાહુદીને, જે આ દેશને પોતાનો માને છે જેણે આ દેશને પોતાનો કર્યો છે, તે સૌને હું વિનવીને કહેવા ઇચ્છું છું કે સ્વદેશીવ્રત લેવું, અને બીજાઓને તેનું પાલન કરવાની સલાહ આપવી, એ તેઓની ફરજ છે. જન્મભૂમિની પ્રત્યે આટલું આપણાથી ન થઇ શકે તો આ દેશમાં આપણો જન્મ ફોગટ ગયો ગણાય એવી મારી અલ્પમતિ છે. ઉંડો વિચાર કરશે તે જોઇ લેશે કે આવા સ્વદેશીવ્રતમાં શુદ્ધ અર્થશાસ્ત્ર રહેલું છે. મારી ઉમેદ છે કે મારી દીન સૂચના ઉપર સૌ સ્ત્રીઓ અને પુરૂષો પુખ્ત વિચાર કરશે. ઇંગ્લાંડના અર્થશાસ્ત્રનું અનુકરણ કરવામાં આપણી અધોગતિ છે.

# હિન્દુ-મુસલમાન ઐક્યવ્રત.*

સોનાપુરી મસજીદનાં કંપાઉંડમાં હિન્દુ અને મુસલમાનોની જે ગંજાવર સભા ગયે † રવિવારે થઈ હતી તેમાં, જેમ ચોપાટી ઉપર સ્વદેશીવ્રતની સૂચના થઇ હતી તેમ, હિન્દુ-મુસલમાન વચ્ચેની એકતા વિષે વ્રત લેવાની સૂચના થઈ. અને જેમ સ્વદેશીવ્રતને વિષે મારે સાવચેતી આપવી પડી તેમ જ આ સંબંધમાં પણ મેં કર્યું હતું.

અમુક પ્રસંગે હર્ષાવેશમાં આવીને આપણે ઘણાં કાર્યો કરવાને તૈયાર થઇ જઇએ છીએ અને પાછળથી કેટલીક વેળા પસ્તાવું પડે છે. વ્રત એ ધાર્મિક વસ્તુ છે. અને કોઇ પણ વ્રત આપણે આવેશમાં લઈ શકતા જ નથી. મનને શુદ્ધ કરી, ચિત્તને શાંત કરી, ઈશ્વરને દરમ્યાન રાખીને જ વ્રતો લઇ શકાય.

સ્વદેશીવ્રતને વિષે લખતાં મેં જે ટીકા કરેલી છે, તે ટીકા અહીં પણ લાગુ પડે છે. જે કાર્ય આપણે સાધારણ સંયમ પાડીને એકધારે નથી કરી શકતા તે કાર્ય કરવામાં મદદ મળવાને સારૂ વ્રતરૂપી મહાસંયમ પાડીએ છીએ, અને તેથી જ વ્રતને વિષે એવી કલ્પના છે કે મનુષ્ય વ્રતો લઇ અને પાળીને જ ઘડાય છે. હિન્દુ અને મુસલમાન, બંને કોમો અરસપરસ મૈત્રી રાખે, અને એક માના જણ્યા જે પ્રમાણે વર્તે તે પ્રમાણે વર્તે, એ સ્થિતિ અલૌકિક કહેવાય. આવી સ્થિતિ હિન્દુસ્તાનમાં પ્રાપ્ત થાય તેના પહેલાં બંને કોમને ઘણો ત્યાગ કરવો પડશે, અને આજ સુધી રાખેલા ઘણા વિચારોમાં મ્હોટા ફેરફારો કરવા પડશે. બંને કોમ પોતાની વાતોમાં ઘણી આકરી કહેવતોનો ઉપયોગ કરે છે કે જેનો ભાવ એક બીજાની વચ્ચે વિરોધ

* આ લેખ ૧૯૧૯ ના એપ્રિલ માસમાં વર્તમાન પત્રોમાં પ્રગટ થયો છે. † તા. ૬-૪-૧૯૧૯.

